ॐ

# मणिरत्नमाला.

वेदधर्मसभा

किंमत १ रुपया.

श्री

# मणिरत्नमाला.

ગુજરાતી ટીકાસાથે

તે તે અધિકારીવર્ગને ઉપયોગી થવા

છપાવી પ્રકટ કરનાર,

## વેદધર્મસભાની કાર્યભારમંડળી.



આવૃત્તિ પાંચમી. સંવત્ ૧૯૮૭.

પ્રત ૧૦૦૦. ઈ. સ. ૧૯૩૧.

મૂલ્ય એક રૂપિયો.

व्यासावटंकधर जीवनरामपुत्रो
मुद्रापयत्प्रणयतः प्रभुरामनामा ।
श्रीवेदधर्मपरिषत्परमानुमत्या
सत्पुस्तकं यदिदमस्तु मुदे विदां तत् ॥

---

આ પુસ્તક અને તે શિવાય આ પુસ્તક પછવાડે લખેલાં છે તે સર્વે પુસ્તકો વેદધર્મસભાની ઓફિસમાં મળશે.



Printed by Gajanan Vishvanath Pathak at the
Aditya Mudranalaya, Raikhad, Ahmedabad.
and
Published by Vishwanath Prabhuram Vaidya,
18 Cathedral street, Bombay.

# આ પુસ્તકસંબંધી તૃતીયાવૃત્તિની સૂચના.

આ મણિરત્નમાલા તુલસીદાસજીએ રચી છે. તેનું મણિરત્નમાલા નામ તેનો ગંભીર અર્થ વિચારતાં અને પ્રશ્નોત્તરની સંખ્યા જોતાં સાર્થક છે. આના મૂલ ૩૨ શ્લોકો છે. શ્લોકમાં બધાં થઇને એક સો પ્રશ્નોત્તર છે. તેનો ક્રમ ગુરુશિષ્યના પ્રશ્નોત્તરરૂપે છે. તેની ઉપર ગુજરાતમાં વસનારા કોઈ ઘરથી ઉદાસ થયેલા જગજીવન નામના બ્રાહ્મણે સંવત્ ૧૬૭૨ માં ગુજરાતી ટીકા કરી છે.

આના શ્લોકો મૂલમાત્ર કોઈ કોઇએ છાપેલા હતા અને અમદાવાદમાં ઘણા વર્ષો પેહેલાં સટીક પણ છપાઈ હતી. તે કેટલીક અશુદ્ધ અને અવ્યવસ્થિત હોવાથી, લખેલ પુસ્તકો શોધી કાઢી મેળવી તેમાં યોગ્ય સુધારો વધારો કરી વેદધર્મસભાએ તેવા તેવા અધિકારિવર્ગને ઉપયોગી થવાસારૂ આર્યધર્મપ્રકાશ ચોપાનિયામાં થોડી થોડી છાપીને તે ઉપરથી પુસ્તકરૂપે સં. ૧૯૪૭ ના પોષ માસમાં બહાર પાડી હતી. તે પછી આ નવી આવૃત્તિ સુધારીને બહાર પાડવામાં આવી છે.

અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન એમ ચાર પ્રકારના અનુબંધ ગ્રંથમાં હોય તો તે પ્રશસ્ય ગણાય છે. તો આ મણિરત્નમાલામાં જેને ષટ્સંપત્તિની ઈચ્છાપૂર્વક સંસારના વિષયો તરફ અત્યંત અરૂચિ થઇ હોય તેવો મુમુક્ષુ માણસ અધિકારી છે; દુઃખરૂપ શું છે અને સુખરૂપ

શું છે, નરતું શું છે અને સારૂં શું છે, તથા ખરૂં શું છે અને ખોટું શું છે તેના પ્રતિપાદનપૂર્વક અનાત્મવસ્તુને ત્યાગ કરવાના અને આત્મવસ્તુને ગ્રહણ કરવાના અભિપ્રાયરૂપ વિષય છે; પરમ વૈરાગ્યપૂર્વક સદ્બોધની પ્રાપ્તિનું સાધન હોવાથી ઉત્તમ પદની પ્રાપ્તિની સાથે આનો સંબંધ છે; તથા યોગ્ય અધિકારીને લેખનો વિષય અંતઃકરણમાં સંતોષ ઉપજાવી દુઃખની નિવૃત્તિપૂર્વક સદ્વિચારમાં દૃઢ નિશ્ચય કરાવે અને એવા અધિકારીનો બીજાને સત્સંગ તથા સદ્બોધની જગતમાં પ્રવૃત્તિ થાય એવું ઉત્તમ પ્રયોજન છે. આવા કારણથી આ મણિરત્નમાલા અતિ ઉપયોગીછે.

આમાં સમાયેલા વિષયમાંના એક ભાગ ઉપરથીજ કોઈ વાંચનારે અમુક જાતનો નિશ્ચય નહિ બાંધી બેસી તેમાંના સઘળા વિષય ઉપર નજર રાખી તેમાંથી તત્ત્વથી સારનું ગ્રહણ કરવું. આ ગ્રંથ વૈરાગ્યમાં પ્રવૃત્ત થયેલાને વધારે પ્રિયકર થઇ પડે તેવો છે અને તે શિવાય પણ તેમાં કેટલોક સારો બોધ સમાયેલો છે. રહી ગયેલી ભૂલચૂક સારગ્રાહી સુજનવર્ગ સુધારી લેશે. આશા રાખવામાં આવે છે કે તે અધિકારીવર્ગમાં માનપાત્ર થઇ પ્રકટ કરનારને સંતોષ આપશે.

કેશવલાલ હરિરામ,
આર્યધર્મપ્રકાશ તંત્રી.

# मणिरत्नमाला.*

अपारसंसारसमुद्रमध्ये
निमज्जतो मे शरणं किमस्ति ।
[1]गुरो कृपालो कृपया वदैत-
द्विश्वेशपादाम्बुजदीर्घनौका ॥ १ ॥

---

* આ મણિરત્નમાલા પ્રશ્નોત્તરના આકારમાં ગુંથવામાં આવેલ છે, અને તેથી શિષ્યગુરુનો સંવાદ હોય તેવા ધાટનાં પ્રશ્નોત્તર છે. સંસારના તાપથી તપેલા મુમુક્ષુએ કોઇ મહાત્મા પુરુષને શરણે જઇ પોતાને તરવાનું સાધન પુછયું અને એક પ્રશ્નનો ઉત્તર થયા પછી બીજાં પ્રશ્નો પુછયાં તેમ તેમ ઉત્તર મળતો ગયો, એવો અહીં સંબંધ ધારવો. આવા પ્રકારની ઢપથી સાધારણ વાંચનાર સમજી શકે છે. આ ગ્રંથ જેને વૈરાગ્યની ભાવના થઈ હોય એવા મુમુક્ષુને વૈરાગ્ય-વૃદ્ધિમાટે ઉપયોગી છે.

૧ 'गुरो: कृपालो:' એમ કોઇ કોઇ પાઠ બોલે છે. એ પ્રમાણેના પાઠમાં ગુરુ શબ્દ અને કૃપાલુ શબ્દ સંબોધનમાં છે તે મટી જઈને છઠ્ઠી વિભક્તિમા થાય છે તેથી આખા શ્લોકનો અર્થ આ પ્રમાણે થાય છે.

પ્રશ્ન—અપાર સંસારરૂપ સમુદ્રમાં બુડતો એવો હું તેને શું શરણ છે?

ઉત્તર—કૃપાલુ ગુરુની કૃપાવડે વિશ્વેશ એટલે પરમેશ્વર અથવા બોધ આપનાર સદ્ગુરુના ચરણકમલરૂપ મોટું વહાણ છે તે.

**शिष्य पुछे छे के—**हे कृपालु गुरु ! आ पार न आवे एवा संसाररुपी समुद्रमां बुडतो एवो हुं तेने शरण शुं छे, अर्थात् संसारसमुद्रथी पार उतार एवुं शुं साधन छे ?

**गुरु उत्तर आपे छे के—**विश्वेशना चरणकमलरूप जे मोटुं वहाण छे ते तारुं शरण छे, अर्थात् ते तने संसारसमुद्रथी पार उतारनार छे.

## टीका.

આ સંસારને સમુદ્રનું રૂપક આપેલું છે, તેનું કારણ એ કે સમુદ્રમાં પડેલો માણુસ જેમ વહાણુરૂપ સાધનવિના પાર ઉતરી ન શકતાં તેમાં ને તેમાં ભટકયા કરે છે, તેમ સંસારમાં પડેલો જીવ પણુ તરવાના સાધનરૂપ વહાણુ ન મળવાથી ભટકયા કરે છે. સંસાર એટલે વારંવાર જન્મવું અને મરવું એજ છે. જ્યાં સુધી ખરેખરૂં શરણુ મળ્યું ન હોય ત્યાં સુધી તે જન્મ-મરણુ મટતાં નથી. પાણીમાં પડેલો માણુસ જેમ ગળકાં ખાધા કરે તેમ જીવ પણુ જન્મ-મરણુરૂપ ગળકાં ખાધા કરે છે.

---

આમ અર્થ બંધ બેસે છે, કેમકે દયાળુ ગુરુની કૃપાથી તેજ ગુરુનું શરણુ મળે અને ઇશ્વર પણુ ગુરૂકૃપાવડેજ મળે. અર્થાત્ ઇશ્વરનું સ્વરૂપ ગુરુકૃપાથી ઓળખાય, તે વિના ઓળખાય નહિ. કેહેવત પણુ છે કે ગુરુ વિના જ્ઞાન ન મળે. પણુ આમ પાઠ થતાં વદ ક્રિયાપદના કર્તાનો અધ્યાહાર થઇ જાય છે, તેથી અડવું લાગે છે. તેમ પ્રશ્ન હોય ત્યાં સંબોધનની જરૂર પણુ જણાય માટે પ્રચલિત પાઠ છે તેજ યુક્ત ગણ્યો છે.

/

આ સંસારને અપાર કેહેવાનું કારણ એ કે તેનો પાર આવતોજ નથી, લાખો કે કરોડો જન્મ થઈ જાય તો પણ તેનો ક્યારે અંત આવે તે ખબર પડતી નથી. પાણીનો સમુદ્ર અપાર કેહેવાય છે; પરંતુ તેનો કોઈ દિવસ પણ પાર આવે, પણ સંસારસમુદ્રનો તો, જો કોઈ પણ શરણુ ન મળે તો કદિ પાર આવતોજ નથી. એ સંસાર, અર્થાત્ જન્મ-મરણ જે મટે નહિ એનું નામજ એમાં બુડવું કેહેવાય, અને જન્મ-મરણ જેથી મટે તે તેમાંથી તારનારૂં શરણુ કેહેવાય. હવે એવું શરણ શું છે એમ જો વિચારિયે તો વિશ્વેશના ચરણુરૂપ જે વહાણુ છે તેજ શરણુ છે. વિશ્વ એટલે જગત્, તેના જે ઈશ કેહેતાં નિયંતા તેનું નામ વિશ્વેશ કેહેવાય. એ વિશ્વેશ કેહેતાં જે પરમેશ્વર તેનાં જે ચરણુકમલ તેજ સંસારસાગર તરવાનું વહાણુ છે, પરમેશ્વરનાં ચરણુકમલ એજ વહાણુ સંસારથી તારનાર છે. તેમાં સમજવાનું એ છે કે પરમેશ્વરનું પૂજન-અર્ચન વિગેરે, તે પ્રસન્ન થાય એવાં સત્કર્મોથી વર્ણાશ્રમોના ધર્મ પાળતાં જે કાંઇ કરવું તે, એ ઈશ્વરને અર્પણુ કરતાં તેને પરાયણુ થવું. એમ ઈશ્વરમાં તત્પર થવાથી સંસાર તરાય છે. પરમેશ્વરના ચરણુકમલરૂપ વહાણુ તરવાનું સાધન કેહેવાથી જેનાં અંતઃકરણુ શુદ્ધ ન થયાં હોય તેવા મંદ અધિકારીને પ્રતિમાદિક પૂજનથી પણુ અભિષ્ટપ્રાપ્તિ થવાનો ગર્ભિત હેતુ દર્શાવેલ છે. માટે મંદ અને ઉગ્ર, જે જેવો અધિકારી હોય તેણે તે પ્રમાણે ઈશ્વરની સેવા કરી તેમાં તલ્લીન થઇને જન્મ-મરણુરૂપ સંસારથી પાર ઉતરી જવું જોઈએ.

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

વિષ્ણુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસપણું, સખાપણું, અને આત્મનિવેદન.[1]

આ નવ પ્રકારની ભક્તિ જે લખવામાં આવે છે તે પણ અધિકાર અથવા પાત્રની યોગ્યતા પ્રમાણે પરમેશ્વરનું આરાધન કરવાનુંજ સૂચવે છે.

ઈશ્વરના અવતારોમાં, તેને અભાવે પ્રતિમાદિકમાં અને પૂજ્ય પવિત્ર સંબંધોમાં પણ ઈશ્વરપણું માની આરાધન થઈ શકે છે. માત્ર તેમાં ખરો ભાવ અને ભક્તિ હોવાં જોઇએ. શ્રવણ પોતાનાં માતા-પિતાનું પરમેશ્વરરૂપે આરાધન કરી ઉત્તમ ગતિ પામ્યો એમ જે શાસ્ત્ર કહે છે તે આપણે સાંભળ્યું છે. સાધ્વી સ્ત્રીઓ પોતાના પ્રાણેશ્વર [ પતિનું ] પરમેશ્વરરૂપે આરાધન કરી પરમ ગતિને પોચેલ છે, તે પણ આપણે સાંભળીયે છિયે; પરંતુ આ સઘળા વ્યાવહારિક ધર્મો છે. એ ધર્મો પ્રમાણે બરાબર વર્તીને પણ ઇશ્વરનું આરાધન સિદ્ધ કરવાનું રહે છે, તે કરવું જોઇયે. સાકાર-નિરાકાર વગેરે પક્ષ અંગીકાર કરવાનું પણ અધિકાર ઉપર રહે છે. કેમકે જેને જેવો અધિકાર હોય તેને તેવાજ અંકુર ઉઠે છે. ચરણકમલવાચક શબ્દ સાકારને લાગુ પડે છે. નિરાકાર પક્ષમાં તે માત્ર અલંકારિજ વાક્ય સમજી ઈશ્વરમાં એકાગ્ર થવું એજ છે. આ

૧ શરીરાદિ ઇશ્વરને અર્પણ કરી તેના પોષણ વિગેરેની ચિંતા નહિ કરવી તે આત્મનિવેદન કેહેવાય.

ઠેકાણે ગુરુશિષ્યનો સંવાદ છે તે પક્ષમાં પરમાર્થ વિષયને અનુસરતો અને ચરણકમલ શબ્દ સાર્થક થાય તેવો અર્થ અહીં આ પ્રમાણે છે કે:—

વ્યવહારમાં જેમ સાધ્વી સ્ત્રીઓને પતિ પરમેશ્વર છે, સત્પુત્રોને જેમ માતા–પિતા પરમેશ્વર છે, અનુચરોને જેમ ભર્તા પરમેશ્વર છે તેમ સારા શિષ્યને પોતાને સદ્‌બોધ આપનાર ગુરુ પરમેશ્વર છે.

વિશ્વેશ એ જેમ પરમેશ્વરવાચક શબ્દ છે, તેમ ગુરુવાચક પણ છે. જે માણસ જપ–તપાદિક અને પ્રતિમાપૂજનાદિક સાધનોવડે નિર્મલ અંતઃકરણનો થઇને મુમુક્ષુ [ બંધનમુક્ત થવાની ઇચ્છાવાળો ] થયો હોય તેને માટે સાક્ષાત્ બ્રહ્મવેત્તા ગુરુ છે, તેજ વિશ્વેશ છે. ગુરુગીતામાં પણ કહ્યું છે કે " નિશ્ચલ બ્રહ્મરૂપ અને સંસારથી તારનાર જે ગુરુ છે તે સાક્ષાત્ વિશ્વેશ્વર છે." આ વાત સત્ય છે. જે ભયથકી મુકત કરે તે પરમેશ્વર. ગુરુ સંસારનો ભય મટાડે છે તેટલા માટે તેને પરમેશ્વર કહ્યા. ઇન્દ્રિયો તથા મનને નિગ્રહ કરનાર સમદર્શી બ્રહ્મવેત્તા ગુરુની શાંતમૂર્તિનાં ચરણકમલમાં શરણે જનારના સંસારના સઘળા તાપ દૂર થાય છે અને પરબ્રહ્મરૂપ ધામને પહોચાય છે, તેથી ફરીને જન્મ–મરણનો ફેરો રેહેતો નથી. એટલામાટે જેને બંધનથી મુક્ત થવાની ઇચ્છા હોય તેણે તેવા મહાત્મા ગુરુને શરણે જઈને તેના ચરણારવિંદરૂપ વહાણથી આ અપાર સંસાર તરી જાવો. જેઓ કૃપાવાળા હોય છે તેઓજ આવો ઉત્તમ માર્ગ બતાવે છે અને જેઓ નિર્મલ

અંતઃકરણ થવાથી મુમુક્ષુ થયા હોય છે તેઓજ તેવો માર્ગ ગ્રહણ કરે છે. તેથી ગુરુને કૃપાલુ એટલે કૃપાવાળા એવું વિશેષણ આપી શિષ્યે પોતાના ઉદ્ધારનું સાધન પૂછયું છે.

बद्धो हि को यो विषयानुरागो
को वा विमुक्तो विषये विरक्तः ।
को वाऽस्ति घोरो नरकः स्वदेह-
स्तृष्णाक्षयः स्वर्गपदं किमस्ति ॥ २ ॥

## अर्थ.

**शिष्य**— बंधाएलो कोण कहेवाय ?

**गुरु**—विषयोनेविषे जे प्रीतिवाळो ते.

**शिष्य**—विमुक्त कोण कहेवाय ?

**गुरु**—विषयोथी जे वेगळो रहे ते.

**शिष्य**—घोर नरक कयुं कहेवाय ?

**गुरु**—पोतानो देह छे तेज घोर नरक छे.

**शिष्य**—स्वर्गपद कयुं कहेवाय ?

**गुरु**—तृष्णानो क्षय तेज स्वर्गपद.

## टीका.

ઉપર 'વિષયોમાં પ્રીતિવાળો તે બંધાએલો કેહેવાય' એમ કહ્યું તેથી વિષય એટલે શું તે જાણવાની જરૂર છે. સાંભળવાના, સ્પર્શ કરવાના, જોવાના, ચાખવાના અને સુંઘવાના અનેક પદાર્થો કે જે અંતઃકરણને ઇન્દ્રિયદ્વારા

મોહ કરે છે તે વિષયો કેહેવાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોનાં પાંચ નામ છે. એ પાંચ વિષયને ગ્રહણ કરનારી પાંચ ઇન્દ્રિયો છે, તે જ્ઞાનેન્દ્રિય કેહેવાય છે. તે જ્ઞાનેન્દ્રિયોનાં શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિંહ્વા અને ઘ્રાણ એવાં પાંચ નામ છે. શ્રોત્ર એટલે કાન, શબ્દ વિષયમાં આસક્ત થાય છે; ત્વક્ એટલે ત્વચા, સ્પર્શ વિષયમાં આસક્ત થાય છે; ચક્ષુ એટલે આંખ, રૂપ વિષયમાં આસક્ત થાય છે; જિંહ્વા એટલે જીભ, રસ વિષયમાં આસક્ત થાય છે અને ઘ્રાણ એટલે નાસિકા, ગંધ વિષયમાં આસક્ત થાય છે. એમ એ પાંચેય વિષયમાં પાંચેય જ્ઞાનેન્દ્રિય આસક્ત થવાથી અંતઃકરણને ક્ષોભ થતાં બંધન થાય છે. એટલા માટે એ બંધન કરનારા સંસારસંબંધી વિષયોથી દૂર રહેવું જોઇયે. મહાત્મા અષ્ટાવક્ર પણ કહે છે કેઃ—

मुक्तिमिच्छसि चेत्तात विषया- विषवत्त्यज ।

હે ભાઈ, મુક્તિ મેળવવાની જો ઈચ્છા હોય તો વિષ કહેતાં ઝેરની પેઠે વિષયોને છોડી દે.

આ દૃષ્ટાંતમાં વિષયોને ઝેરની પેઠે સમજી તજવાનું સૂચવ્યું તે યથાર્થ છે. ઝેરનો નિશો જેમ માણસને ચિત્તભ્રમ કરી નાશ કરે છે તેમ વિષયોનો નિશો પણ ચિત્તને ભમાવી નાશ કરે છે. ઝેરના નિશાથી ભમેલા ચિત્તમાં વિવેક રેહેતો નથી, તેમ વિષયોના નિશાથી ભમેલા ચિત્તમાં પણ વિવેક રેહેતો નથી, તેથી સારૂં-નરતું કાંઈ સુઝતું નથી અને હું કોણ છું તે પણ સ્મરણ રેહેતું નથી. માટે બંધન આપનારા વિષયો તજવા યોગ્ય છે. તજવા એટલે હાથમાં

કોઇ વસ્તુ હોય તે નાખી દઇયે તેમ નહિ, પરંતુ તેનું સ્વરૂપ ઓળખી તેમાંથી આસકિત છોડી દેવી જોઇએ. જેમ કેઃ—

ઉપર જે પાંચ વિષયો કહ્યા તેમાં શબ્દ વિષય આકાશનો છે, આકાશમાંથી થાય છે અને આકાશના ભાગથી થયેલા કાન તેને સાંભળે છે; સ્પર્શ વિષય વાયુનો છે, વાયુમાંથી થાય છે અને વાયુના ભાગથી ત્વચા ઇન્દ્રિય તેને જાણે છે; રૂપ વિષય તેજનો છે, તેજમાંથી થાય છે અને તેજના ભાગથી ચક્ષુ ઇન્દ્રિય તેને જાણે છે; રસ વિષય જલનો છે, જલથકી થાય છે અને જલના ભાગની જિંહ્વા ઇન્દ્રિય તેને જાણે છે; ગંધ વિષય પૃથ્વીનો છે, પૃથ્વીમાંથી થાય છે અને પૃથ્વીના ભાગની ઘ્રાણ ઇન્દ્રિય તેને જાણે છે.

આ પ્રમાણે બરાબર જો સમજાય તો પછી વિષય તજાવા કાંઈ કઠણ નથી. 'એ વિષયો મારા છે અને હું તેનો ભોગવનાર છું' એમ જ્યાંસુધી મમત્વ છે ત્યાંસુધીજ તે તજવા કઠણ પડે છે.

કદિ શંકા થાય કે વિષયો વગરનું મન રહી શકતું નથી, તો તેનો ઉત્તર એ છે કે વિષય વગરનું મન થાય ત્યારેજ બંધન ટળે છે. પણ કદિ મનનો ચંચલ સ્વભાવ હોવાથી અને અધિકારી મંદ હોવાથી તે સ્થિર ન રેહેતું હોય, તો તે તે વિષયોને સ્થલે બીજા બંધનથી મુક્ત થવામાં સહાયતા કરનારા ધર્મોની ક્યાં ખોટ છે? ઉપર અષ્ટાવક્ર મહાત્માનું જે વચન છે તેજ વચનના ઉત્તરાર્ધમાં તેઓ ઉપદેશ કરે છે કેઃ—

**क्षमार्जवदयातोषसत्यं पीयूषवद्भज ॥**

ક્ષમા, [1]આર્જવ, દયા, સંતોષ અને સત્ય, એને અમૃતની પેઠે સેવન કર.

આ પ્રમાણે શબ્દાદિક વિષયોને બદલે આ પવિત્ર ગુણોમાં આસક્તિ કરવી એ અતિ ઉત્તમ છે, એ ગુણોને અમૃતની પેઠે સેવન કરવા કહ્યું તે યથાર્થ છે. અમૃત જેમ અજર અમર કરે છે તેમ આ પાંચ ગુણો પણ અજર અમર કરે છે. વ્યવહારમાં આવા ગુણથી કીર્ત્તિ વિગેરે મળે છે અને પરમાર્થમાં એ ગુણો અંતઃકરણ શુદ્ધ થવાનું એક લક્ષણ છે. અંતઃકરણ શુદ્ધ થયું એટલે પરમપદની પ્રાપ્તિ સુલભ છે કે જ્યાંથી કોઈ દિવસ પડવું પડતું નથી. આટલા માટે અમૃતને જેમ માણસ પ્રીતિથી સેવે તેમ ક્ષમા વિગેરેનું સેવન કરવું જોઇએ. એ ગુણો અતિશય કલ્યાણ કરનારા છે. આ પ્રમાણે ગુણોને ગ્રહણ કરી વિષયોમાંથી મમત્વ મેલી દેવું. શબ્દાદિક વિષયોને ગ્રહણ કરનારી ઇંદ્રિયો જેમાંથી થાય છે તે પંચભૂતો આપણે નથી તો તે વિષયો તે આપણે કયાંથી હોઇએ કે તેનું ખોટું મમત્વ ધરિયેં. મહાત્મા અષ્ટાવક્ર કહે છે કેઃ—

न पृथ्वी न जलं नाग्निर्न वायुर्द्यौर्न वा भवान्।
एषां साक्षिणमात्मानं चिद्रूपं विद्धि मुक्तये ॥

તું પૃથ્વી નથી, જલ નથી, તેજ નથી, વાયુ નથી અને આકાશ પણ તું નથી. મુક્ત થવાને માટે એ સર્વનો સાક્ષી ચેતનરૂપ તું પોતાને જાણ.

આમ પાંચ ભૂત પણ આપણે નથી, પરંતુ તેથી જુદા

---

૧ સરલતા.

તેના સાક્ષી છિયે ત્યારે તેથી થનારાં ઇન્દ્રિયોના વિષયો તે આપણા શામાટે હોય કે જેના મમત્વથી બંધન થાય. આમ વિચાર કરીને વિષયો તજી શકાય છે.

કોઈને એમ શંકા થાય કે ઇન્દ્રિયો અને વિષયોને પરસ્પર સંબંધ છે માટે ઇન્દ્રિયો પોતપોતાના વિષયોને ગ્રહણ કર્યાવિના રહે નહિ. તેમજ " इंद्रियाणींद्रियार्थेषु वर्तंते[1] " એ ભગવદ્ગીતાના વાક્યનો "ઇન્દ્રિયો ઇન્દ્રિયોના અર્થમાં એટલે વિષયોમાં પ્રવર્તે છે" એમ અર્થ થાય છે તેનું કેમ ?

આ શંકાનું સમાધાન એ છે કે એ પદમાં ઇન્દ્રિય અને તેના વિષયોમાંથી મમત્વ છોડી તેથી પૃથક્ પોતાનું શુદ્ધ રૂપ સમજવાનો અમૂલ્ય હેતુ રહ્યો છે, તે હેતુ શુદ્ધ-ભાવથી સમજી લેવો જોઇએ. કેવલ શબ્દાર્થ ઉપર વળગી ન રેહેવું. તેમ આગળપાછળનો સંબંધ તથા વાક્યનું તાત્પર્ય પણ વિચારવું જોઇએ. પરમાત્મા ભગવાન્ કદી અવળો ઉપદેશ આપે નહિ. તે શિવાય ઇન્દ્રિયો અને વિષયોને સંબંધ છે તો સારા વિષયો ક્યાં થોડા છે? જેમ કે શ્રવણ ઇન્દ્રિયનો શબ્દ વિષય છે તો ભગવદ્ભજન કે આત્મજ્ઞાનરૂપ કલ્યાણ કરનારા શબ્દો સાંભળે, ત્વચા ઇન્દ્રિયનો સ્પર્શ વિષય છે તો તે ગંગા–જમના વિગેરે પવિત્ર તીર્થનાં જલનો સ્પર્શ કરે કે મહાત્માઓને મળે; ચક્ષુ ઇન્દ્રિયનો રૂપ વિષય છે તો પરમેશ્વરની પ્રતિમાઓનાં કે ભક્તિ વૈરાગ્ય અને જ્ઞાનથી સંપન્ન મહાત્માઓનાં દર્શન કરે; રસના ઇન્દ્રિયનો

---

૧ આ શ્લોક પાંચમા અધ્યાયમાં છે. પૂર્વાપર વાંચતાં તેનો ખરો હેતુ વધારે સ્પષ્ટ જણાશે.

રસ વિષય છે તો તે ભગવદ્ભજનરૂપ[1] અમૃતરસનો સ્વાદ લે; અને ઘ્રાણ [ નાસિકા ] નો વિષય ગંધ છે તો તે પરમેશ્વરના નિર્માલ્ય વગેરેનો સુગંધ લે. આવી રીતે જે ઇન્દ્રિયોને ઉત્તમ વિષયોને માર્ગે પ્રવર્ત્તાવે તેને બુદ્ધિવાળો જાણવો, જેઓ મમત્વથી નઠારા વિષયોમાં આસક્ત રેહેનારા હોય છે તેઓ અહંકારના અંધાપાનેલીધે આ હિતકારક વાતને સમજતા નથી.

જેમ ગધેડો ભૂંકે તે શબ્દને શ્રવણ સાંભળે છે તેમ બીજા વિષયોનાં ગીત સાંભળે; જેમ બાલક છોકરૂં વિષ્ટામાં પડે કે સર્પ, વિંછીને પકડે તે સમયે ત્વચા ઈંદ્રિય સ્પર્શ વિષય ગ્રહણ કરે છે તેમ બીજા સુગંધી તેલ, સુગંધી મર્દન અને પુલની માળા વિગેરે ગ્રહણ કરે,[2] જેમ માર્ગમાં વિષ્ટા વગેરે અપવિત્ર પદાર્થ પડયા હોય તેને ચક્ષુ ઇન્દ્રિય જુવે તેમ બીજા કાંચન કામિની વિગેરે રૂપવિષયને જુવે; જેમ ઈન્દ્રવારણામાં કે કાગડા કુતરાની વિષ્ટામાં કાંઇ પણ સ્વાદ હોવા છતાં તે ચાખવાની ઈચ્છા થતી નથી તેમ જિવ્હા ઇન્દ્રિય બીજા રસરૂપ વિષયોને

---

૧ ભગવાનનું નામસ્મરણ પણ યજ્ઞરૂપ છે. ભગવાન્ પોતે પણ કહે છે કે—"यज्ञानां जपयज्ञोस्मि" યજ્ઞ સઘળામાં જપયજ્ઞ હું છું.

૨ સર્વ વિષયો કરતાં સ્પર્શ વિષય વિશેષ બંધન આપનાર છે. તેમાં પણ સ્ત્રીઆદિ, જે સ્પર્શના વિષયો છે તે તો અત્યંત બંધન આપનાર છે. એને માટે જો કોઈ મોટી ભઠ્ઠીમાં સળગેલો દેવતા પડયો હોય, અથવા રસોઇ થઇ ગયા પછી ધગધગતી ઊની રાખ પડી હોય, કે કાંટા કાંકરાની પથારી પડી હોય તેમાં જો સુવાય તોજ સ્ત્રી વિગેરે સ્પર્શ કરવામાં બાધ નહિ.

ઇચ્છા વગર ચાખે; તથા જેમ ચિતા વગેરે અવિત્ર ધુમાડાનો નાસિકા ગંધ લે છે તેમ બીજા સુગંધી પદાર્થનો ગંધ લે; તો એમાં બાધ નહિ, પણ એવી અનાસક્તિ કયાં રહે છે! મનુષ્યોએ જેને નઠારા વિષયો માન્યા છે તે વિષયો ઇન્દ્રિયોની ઇચ્છા નહિ છતાં પણ ઇન્દ્રિયોથી અનુભવાઇ જાય છે તે બાધ કરતા નથી, તેમ જો મમત્વે સારા માનેલા છતાં અંતે બંધન આપનારા વિષયો ઇન્દ્રિયોથી અનુભવાય, તો તે બાધ કરે નહિ. એમાં સમજવાનું એ છે કે પહેલાં તો આ સારા ને આ નરતા એવી ભાવનાજ દુઃખરૂપ થઇ, તેમાં મમત્વ અને આસક્તિથી તે ભોગવાય છે એટલા માટેજ શબ્દાદિક વિષયો બંધન આપે છે. ગધેડાનો શબ્દ સંભળાય એ વિગેરે ઉદાહરણો આપી બાધ નથી એમ કહ્યું તેનો સાર એ છે કે એમ થવું સંભવતું નથી, માટે વિષયો ભોગવવા એ બંધનરૂપજ છે; કેમકે તે આસક્તિને લીધે સાચા અને પોતાના માની ગ્રહણ કરવામાં આવે છે.

ઇન્દ્રિયો જાણનારાં છે પણ માનનારાં નથી. માનનારો તો જીવ છે, તેજ સારૂં–નરતું માની બેસે છે અને તેથીજ બંધન થાય છે. માટે વિષયોમાં જે સુખબુદ્ધિ છે તેને છોડી દઈને ઇન્દ્રિયોને વિષયોમાં જતાં રોકી રાખવાં. શ્રી ભગવાને અર્જુનને કહ્યું છે કેઃ—

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

મુનિએ તે સર્વે ઇન્દ્રિયોને વશ કરી લઈને મારે

પરાયણ થાવું. જેને ઇન્દ્રિયો વશ હોય તેની જ સ્થિર બુદ્ધિ કેહેવાય છે.

એટલા માટે સર્વ ઇન્દ્રિયવર્ગને વિષયોના ભોગમાંથી પાછી વાળી ઇશ્વરમાં જોડી દેવી.

કોઇને શંકા થાય કે ઇન્દ્રિયો પોતપોતાના સ્વાભાવિક ધર્મમાંથી પ્રીતિ કેમ છોડે? તો અહીં વિચારવાનું એ છે કે શ્રવણનો સાંભળવાનો ધર્મ છે તો નિંદા સાંભળે છે ત્યારે દુઃખ કેમ થાય છે? જો ત્વચાનો ધર્મ ટાઢું-ઉનું અને કુણું-કઠણ જાણવાનો છે તો અગ્નિ અડી જવાથી વોયરે કેમ થાય છે? જો રૂપ જોવાનો ચક્ષુનો ધર્મ છે તો મડદાં વગેરેને દેખે ત્યારે નીચું કેમ જોઈ જાય છે? જો રસના ઇન્દ્રિયનો ધર્મ રસ ચાખવાનો છે તો કાકચિયા વિગેરે કડવા પદાર્થ કેમ ખાતી નથી અને કદી કડવું ઓષડ ચાખે તો મોઢું કેમ બગડી જાય છે? જો ઘ્રાણ (નાસિકા) ઇન્દ્રિયનો ધર્મ સુંઘવાનો છે તો મલમૂત્રાદિકની નઠારી વાસ આવે ત્યારે નાક આડું લુગડું કેમ દેવું પડે છે? [1]જો વાણીનો વિષય બોલવાનો છે તો જે પિતા હોય તેને પુત્ર કેમ નથી કહેતી? જો હાથનો વિષય લેવાનો છે તો ધાતુ આપીને ધૂળ કાં ન લે? જો પાદ [પગ]નો વિષય ચાલવાનો છે તો સારો માર્ગ મેલી કુવા ઉપર કે કાંટાની વાડ ઉપર કાં ન ચાલે? [2]

આ ઉપરથી એમ સમજવાનું છે કે સઘળી ઇન્દ્રિયો

---

૧ જ્ઞાનેન્દ્રિય પછી કર્મેન્દ્રિય વિષે કહે છે. ૨ બાકીની બે કર્મેન્દ્રિયનું પણ તેમજ સમજવું.

પોતપોતાના નિયમ પ્રમાણે વિષયો ગ્રહણ કરે ખરી; પરંતુ તે વિવેકથી યોગ્યાયોગ્ય વિચારીને કરે છે. એજ પ્રમાણે જ્યારે વ્યવહારમાં વિચારીને ઇન્દ્રિયો વર્તે છે ત્યારે પરમાર્થ વિષયમાં પણ તેજ રીતે વિચારીને વર્તવી જોઈએ. અર્થાત્ વિવેકે કરી સારૂં હોય તે ગ્રહણ કરવું અને નઠારૂં હોય તે છોડી દેવું. પરંતુ "ઇન્દ્રિયો ઇન્દ્રિયોના અર્થમાં પ્રવર્ત્તે છે" એવો ઉંધો અર્થ લઇભાગી અવળે માર્ગે ચડવું નહીં. ઇન્દ્રિયો મનને આધીન છે માટે વિવેકીએ મનમાં વિવેક રાખી તેને વિષયમાંથી અટકાવી સત્કર્મમાં જોડવી. તે વિષયમાં મહાત્મા અષ્ટાવક્ર કહે છે કેઃ—

मोक्षो विषयवैरस्यं बंधो वैषयिको रसः ।
एतावदेव विज्ञानं यथेच्छसि तथा कुरु ॥

શબ્દ સ્પર્શ રૂપ રસ એ નાના પ્રકારના સંસારના ભોગરૂપ વિષયોમાં વૈરસ્ય કેહેતાં દોષદષ્ટિથી અભાવ હોય તેનું નામ મોક્ષ કેહેવાય. અને તેજ વિષયોમાં પ્રીતિ હોય તે બંધ કેહેવાય. જાણવાનું પણ એટલુંજ છે, માટે ઇચ્છામાં આવે તેમ કરવું. અર્થાત્ જો બંધાવું હોય તો તેમાં પ્રીતિ રાખવી અને મુકત થવું હોય તો વૈરાગ્ય રાખવું.

ઇચ્છામાં આવે એમ કરવાનું ઉપર કહ્યું તેથી બેય માર્ગ સરખા છે એમ ન સમજવું. એ વચન તો બુદ્ધિની કસોટીને સારૂ છે. કોઈ પ્રવાસ કરવાની ઇચ્છા રાખનારને કોઈ માણસ જઈને કહે કે પૂર્વ દિશામાં પાવક બળે છે, ઉત્તર દિશામાં હિમ પડે છે, પશ્ચિમ દિશામાં ભૂત–પ્રેત વસે છે, દક્ષિણ દિશામાં રાક્ષસો રહે છે અને બાકીની

ચાર અંતર દિશામાં વાઘ ચોર વગેરેનો ભય છે, માટે ગમે ત્યાં જાઓ, તો તે માણુસ કોઇ દિશામાં જઈ શકે નહિ. વિષયો બંધનકારક બતાવી મરજીમાં આવે તેમ કરવાનું બતાવ્યું તો વિવેકી મુમુક્ષુ તે તરફ જાય નહિ, પરંતુ વિષયો તરફ વૈરાગ્ય રાખીને જ રહે.

વિષયોમાંથી આસક્તિ મેલવાનો સમય સાધનકાલ છે. સાધનકાલમાં જો વિષયો છૂટે છે તોજ જ્ઞાન થાય છે અને જ્ઞાન થયા પછી તે પાછા આવતાજ નથી. કોઈને શાસ્ત્ર વિગેરેનો બોધ થાય અને વિષયોનું સ્વરૂપ જાણી તેને છોડ્યા હોય તો પણ છાની રીતે કે બીજી રીતે ફરીને તેમાં આસક્ત થાય તો તે માણુસ જાણતો હોય તો પણ કાંઈ જાણતો નથી. તે ઉપર કહ્યું છે કેઃ—

**बुद्ध्वाप्यत्यंतवैरस्यं यः पदार्थेषु दुर्मतिः ।**
**बध्नाति भावनां भूयो नरो नासौ स गर्दभः ॥**

વિષયોનું અત્યંત નિરસપણું જાણ્યા છતાં પણ જે દુષ્ટ બુદ્ધિવાળો ફરીને આસક્ત થઈ પ્રીતિ બાંધે છે તે માણુસ નહિ પણ ગધેડો સમજવો. અર્થાત્ સાધનકાલમાં વિષયોને તજીને અને શાસ્ત્રોના અર્થ સમજીને પછી જ્ઞાનકાલમાં 'શું બાધ છે' એમ ધારી વિષયોને વિષે પ્રીતિ કરે તો તે ગધેડા જેવોજ અર્થાત્ પશુની પેઠે અકલ વગરનો સમજવો અને તે કાંઈ સમજ્યોજ નથી, કેમકે સમજે એને એવો ભાવજ થવો સંભવે નહિ.

કોઇને એમ શંકા થાય કે જ્ઞાનીને કાંઈ હેય એટલે ત્યાગ કરવાનું અને ઉપાદેય એટલે ગ્રહણ કરવાનું નથી ત્યારે પછી તજવાનું શું રહ્યું ?—

પણ પેહેલાં તો આજ વિચારવાનું છે કે જ્યાંસુધી મનમાં કાંઈક પણ આદર અને વિષયોમાં કાંઈક પણ પ્રીતિ હોય ત્યાંસુધી એને જ્ઞાનજ શેનું થાય? ન થાય. જ્યારે સર્વ આદર અને વિષયોપરની પ્રીતિ સર્વ મટી જાય ત્યારેજ જ્ઞાન થાય છે. એવી રીતે તજવાનું તજી, લેવાનું જેણે લીધું હોય તેને પછી મેલવાલેવાનું રહેતું નથી. શરીર હોય ત્યાં સુધી અનાયાસે ખાવાપીવા વિગેરે વ્યવહાર કરે તો ભલે, પરંતુ કોઈપણ વિષયોપર આસક્તિ કે પ્રીતિ બાંધે નહિ, કેમકે પ્રીતિ અથવા આસક્તિ છે એજ બંધનકારક છે.

'વિષયથી વેગળો રહે તે મુક્ત કેહેવાય' એમ આગળ કહ્યું છે તેમાં સમજવાનું બીજું એ છે કે આત્માનું સ્વરૂપ તો નિરંતર મુક્તજ છે; પરંતુ મનમાં વિષયોનો મેલ ચડી જાય તે ટળે એટલે બંધ મટી જાય છે. વિષયોનો મેલ લાગવાથી મુક્તસ્વરૂપ છતાં પણ બંધનપણું ભાસે છે. જેમ સોનાને માંથે મેલ ચડી ગયો હોય તે મેલ ઉતારી નાંખવાથી જેવું શુદ્ધ હોય તેવું દેખાઈ રહે છે તેમ વિષયરૂપ મેલ ટાળવાથી આત્માનું જેવું શુદ્ધસ્વરૂપ હોય તેવું દેખાઇ રહે છે.

આગળ 'પોતાનો દેહ એજ ઘોર નરક છે' એમ કહ્યું છે તે ઉપર દૃષ્ટાંત એજ છે કે આળા ચામડાંનો કુડલો હોય તેમાં ઘી ખાંડ કે લોટ ભરી રાખ્યાં હોય તો તે એક વરસસુધી બગડતાં નથી, પણ આ દેહમાં તો જે કાંઇ પદાર્થ નાંખીએ તે તેમાં પડતાંવેંત તેનું નરક થઈ જાય છે માટે તે નરકની ખાણરૂપ છે. આ વિષે સુરેશ્વરાચાર્ય વાર્ત્તિકમાં લખે છે કેઃ—

પંચામૃતનો પ્રસાદ લઇને શૌચ જઇ આવે તેને વિષ્ઠા

કેહેવામાં આવે છે, તેથી કોઇને કાંઈ દુ:ખ લાગતું નથી, કારણ કે તેને વિષ્ઠા અથવા નરક છે એમ જાણ્યું છે. આ દેહને તો બરાસ કસ્તુરીના જેવો જાણવામાં આવે છે અને તેથી તેને કોઇ નરક કહે તો, જ્યાંસુધી ખરૂં જ્ઞાન નથી ત્યાંસુધી દુ:ખ પણ લાગે છે; પરંતુ વિવેકબુદ્ધિથી જાણવું જોઇએ કે, જેમ ખાધેલાં નાનાપ્રકારનાં અન્નની વિષ્ઠા થાય છે, તેમજ નાનાપ્રકારનાં અન્નનો દેહ થાય છે માટે જે અન્નથી વિષ્ટા થાય છે તે અન્નથી દેહ થાય છે, તેથી તે વિષ્ઠા કરતાં પણ અધમ છે, તેથી ઘોર નરકરૂપ છે. જ્યારથી દેહ પેદા થાય ત્યારથી તે દેહે કરેલી વિષ્ઠા ભેળી કરી રાખી હોય તો જેવડો દેહ છે તેવડું તેનું પુતળું થાય તેટલી થાય, એ માટે પણ તે ઘોર નરકરૂપ છે એમાં કાંઈ સંદેહ નથી. નરકનાં દુ:ખોમાં અને દેહનાં દુ:ખોમાં કાંઈ ફેર નથી, તેથી પણ તે દેહ ઘોર નરકરૂપ છે.

આ વિચાર સમજ્યાવિના દેહમાં પોતાપણું માનીને જે દેહને દુ:ખે દુ:ખ માને, દેહને સુખે સુખ માને, દેહને કષ્ટે કષ્ટ માને, દેહને દુર્બલપણે દુર્બલપણું માને, દેહને કાળાપણે કાળાપણું માને, દેહને ગોરાપણે ગોરાપણું માને, દેહને રોગેં પોતામાં રોગીપણું માને, દેહને બેહેરાપણે બેહેરાપણું માને, દેહ કાણો હોય તો પોતામાં કાણાપણું માને, દેહની જુવાનીએ પોતાની જુવાની માને અને દેહનાં વૃદ્ધપણાથી પોતાનું વૃદ્ધપણું માને, તે નરકમાં પડેલો છે, એમ સમજવું. દેહાભિમાનીને દેહ નરકરૂપ થઇને બંધન આપે છે; પણ જેણે દેહાભિમાન તજ્યું છે તે તો જિવન્મુક્તજ છે. શ્રી **અષ્ટાવક્ર** કહે છે કે:—

**देहाभिमानपाशेन चिरं बद्धोसि पुत्रक ।**
**बोधोहं ज्ञानखड्गेन तं निष्कृत्य सुखी भव ॥**

હે પુત્ર! તું ઘણા કાલથી દેહાભિમાનના પાશથી બંધાયેલો છો માટે એ 'હું બંધાયલો છું' એવા દેહાભિમાનના પાશને 'હું બોધરૂપ છું' એવા જ્ઞાનરૂપી ખડ્ગથી કાપી નાખીને સુખી થા. અર્થાત્ દેહાભિમાન ટળ્યું કે મુક્ત જ છો.

વળી કહે છે કેઃ—

**यदि देहं पृथक्कृत्य चिति विश्राम्य तिष्ठसि ।**
**अधुनैव सुखी शांतो बंधमुक्तो भविष्यसि ॥**

જો દેહને પોતાથી જુદો કરીને અર્થાત્ આ મરણધર્મવાળો દેહ હું નથી, પણ તેનો દ્રષ્ટા પ્રત્યગાત્મા હું છું, એમ જાણીશ અને ચૈતન્યરૂપ પરમાત્માનેવિષે વિશ્રામ કરીને રહીશ, તો તું હમણાજ સુખી, શાંત અને બંધથી મુક્ત થઈશ.

જે દેહ બંધનકારક છે તેનું સ્વરૂપ કેવું છે તે તો જુવો. એ દેહ માતાનું રુધિર અને પિતાનું વીર્ય, એ બે પદાર્થ ભેળા થઈને થાય છે. વિચારો કે એ બે પદાર્થ કેવા છે!! ઘણા દુર્ગંધી અને અપવિત્ર છે. વળી તેની રહેવાની જગા જુવો તો એક આળાં ચામડાંની કોથળી છે. તેમાં બીજી નાડિયોમાંથી ઝવે છે ને પછી તેમાં ભેળાં થઈને બહાર આવે છે. એ અપવિત્ર દુર્ગંધ પદાર્થથી થયેલો દેહ ત્વચા,[1] રુધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર એ સાત ધાતુનો છે, એ પ્રત્યક્ષ જણાઈ રહે છે. એ સાત ધાતુ એવી છે કે તે બહાર નીકળ્યા પછી તેને અડિયે તો અભડાઇએ. શ્રીમદ્ભાગવતમાં શ્રીભગવાને ઉદ્ધવજીને વાત,

---

૧ વૈદક ગ્રંથમાં ત્વચાને બદલે રસ લખેલ છે.

પિત્ત, અને કફ એ ત્રણ ધાતુ કહેલ છે, કે, જેને ત્રિદોષના નામથી પણ ઓળખવામાં આવે છે. તે ત્રણ પદાર્થો પણ કેવા મલીન છે? તે કોઈથી અજાણ્યું નથી. ત્વક્, રુધિર, માંસ, મેદ, અસ્થિ અને મજ્જા, એ મળીને ષટ્ કોશ કેહેવાય છે. એક નર્કનો કુંડ, બીજો મૂત્રનો કુંડ, ત્રીજો અગ્નિનો કુંડ, ચોથો લાળનો કુંડ, પાંચમો પીળા પિત્તનો કુંડ, છઠ્ઠો લીટનો કુંડ, સાતમો પીયાનો કુંડ, એમ આ દેહમાં સાત કુંડ નરકના છે. તેમજ તેમાં [1]કરમ આદિક જંતુઓ છે. હવે વિચારો કે આવા દેહમાં શો સાર છે? વળી મોઢું ઉત્તમ કેહેવાય છે પણ તેમાં જો આંગળી ઘાલિયે તો અજિઠી થાય છે, આંખને અડાડિયે તો ચિપડાવાળી થાય છે અને નાકને અડાડિયે તો લીટવાળી થાય છે.[2] આ ઉપરથી પણ તે દેહ બહાર કે માંહી ઉત્તમ નથી એમ પ્રત્યક્ષ જણાઈ રહે છે. પરશેવાથી નિરંતર ગંધાયા કરતો આ હાડકાં—ચામડાંનો દેહ ચામડાંથી મઢાએલો હોવાથી તેનીપર માખીઓ મણમણતી નથી; બાકી તેમાં સારો પદાર્થ કયાં છે? આ દેહના અભિમાનથી જે દેહમાં પોતાપણું માને છે-જેમ કે દેહ જમ્યો હોય તો પોતે જમ્યો એમ માને છે, દેહ ભુખ્યો હોય તો પોતે ભુખ્યો છું એમ માને છે, દેહના જન્મથી પોતાનો જન્મ માને છે, અને દેહના મરણથી પોતાનું મરણ માને છે, તે ઘોર નરકમાં પડયો છે એમ જાણવું. એવા દેહાભિમાનીને ઘોર નારકી, અધમમાં અધમ, અને નિરંતર બંધાયેલો કેહેવો જોઇએ. દેહના અભિમાનનો પાશ ઘણો જોરાવર છે, એનાથી જે અળગો રહે છે તેજ મુક્ત છે.

---

૧ કૃમિ. ૨ બીજાં ગુહ્યસ્થાનોનું સાનમાં સમજી લેવું.

આ ઉપરથી પોતાનો દેહ છે એજ નરક છે એમ સિદ્ધ થયું. માટે વિવેકીએ અપવિત્ર દેહનું અભિમાન છોડી દેવું જોઇએ.

આગળ 'તૃષ્ણાનો ક્ષય તે સ્વર્ગ' એમ કહ્યું છે પણ વિચારિયે તો તે સ્વર્ગ કરતાં પણ વધી જાય છે. એવી એક કથા છે કે, પૂર્વે નહુશ નામનો એક રાજા સ્વર્ગમાં ગયો ત્યારે ત્યાંનો રાજા થયો, તોપણ તેની તૃષ્ણા ટળી નહિ તેથી ઈન્દ્રાણીને વરવાની ઇચ્છા કરી. ઇન્દ્રાણીપાસે જવાસારૂ બ્રાહ્મણો પાસે પાલખી ઉપડાવીને તેમાં બેઠો. માર્ગમાં ચાલતાં ઉતાવળ કરીને બ્રાહ્મણને પગનો અંગુઠો માર્યો તેથી બ્રાહ્મણે શાપ દીધો અને તે રાજા સર્પ થઈને પડયો. આ વાત ઉપરથી તૃષ્ણાનો ક્ષય તે સ્વર્ગ કરતાં અધિક જણાઈ રહે છે. કેમકે જો તૃષ્ણાનો ક્ષય થયો ન હોય તો સ્વર્ગમાંથી પણ પાછું પડવું પડે છે. જેણે તૃષ્ણાને જીતી તે ઇન્દ્ર કરતાં પણ મોટો સમજવો અને મુક્ત પણ તેનેજ સમજવો. એ વિષે કહ્યું છે કેઃ—

तृष्णामात्रात्मको वंधस्तन्नाशो मोक्ष उच्यते ।
वंधमोक्षौ न विद्येते नित्यमुक्तस्य चात्मनः ॥

આત્મા નિરંતર મુક્તજ છે. એને બંધ કે મોક્ષ કાંઈ છેજ નહિ. માત્ર તૃષ્ણારૂપ એક બંધન છે તેનો નાશ થાય એટલે મોક્ષ થયો કેહેવાય છે.

संसारहृत् कस्तु निजात्मबोधः
को मोक्षहेतुः प्रथितः स एव ।
द्वारं किमेकं नरकस्य नारी
का स्वर्गदा प्राणभृतामहिंसा ॥ ३ ॥

अर्थ.

**शिष्य**—हे स्वामिन् ! संसारने कोण टाळे छे?

**गुरु**—निजात्मबोध छे ते संसारने टाळे छे.

**शिष्य**—मोक्षनो हेतु कोण?

**गुरु**—तेज प्रसिद्ध बोध मोक्षनो हेतु छे.

**शिष्य**—हे गुरु ! नरकनु बारणुं शुं छे?

**गुरु**—स्त्री छे ते एक नरकनु बारणुं छे.

**शिष्य**—प्राणियोने स्वर्ग आपनार कोण छे?

**गुरु**—अहिंसा. ( कोईनी मनवाणीआदिथी हिंसा न करवी ते ) स्वर्गने आपनार छे.

टीका.

સંસાર એટલે પોતાનું મન સમજવું, કેમ કે મનથીજ સંસાર થાય છે. સ્ત્રી, પુત્ર, પુત્રી, સગાં, સંબંધી, એ જે બહાર દેખાય છે તે સંસાર ન સમજવો. જે કાંઇ બહાર દેખવામાં આવે છે તેને ટાળવાં સહેલાં છે, પણ પ્રથમ તે મનમાંથી ટાળવાં કઠણ છે અને એટલામાટે મનને સંસારરૂપ જાણવું તે મિથ્યા નથી. માણસ ગમે તેવી સુખની અવસ્થામાં

દેહનો ત્યાગ કરે, પરંતુ તેને મનમાંથી સંસાર ગયાવિના મોક્ષ થતો નથી. કદિ કોઈ મનમાંથી સંસાર ગયાવિના વેશ ધારણ કરે તો તેથી શું થયું ? જ્યાંસુધી મનમાંથી સંસાર ન જાય ત્યાંસુધી મોક્ષ કેમ થાય ? જ્યાંસુધી મનમાંથી ન જાય ત્યાંસુધી સાધુ–સંન્યાસી આદિના વેશ લેવા એ પણ સંસારજ છે, કેમ કે સાધુ થઇને સંપ્રદાય કાઢે અને સંન્યાસી થઇને પણ સંપ્રદાય બાંધે ત્યારે એ સંસાર નહિ ત્યારે શું કહેવાય ? જ્યારે ભેખ લેવો ત્યારે એવા વાડા બાંધવાનું શું કામ ? પણ અંતરમાંથી સંસાર ન ગયો હોય એટલે કેમ રેહેવાય ? એવા વેશ ધરનારાઓ ક્યાંઈ મળી જાય તો વિષયભોગ ભોગવવાને પણ મંડી જાય છે. જો મનમાંથો સંસાર ટાળ્યો હોય તો આમ કોઇ દિવસ પણ થાય નહિ. જે છે તે મનના સંસારની વાત છે માટે મનમાંથી ટળ્યાવિના જે સાધુ–સંન્યાસીના વેશ લે છે તે રૈરવ નરકમાં પડે છે. આવી રીતે મનમાંથી ન ટળવાનેલીધે તે તે વિષયો કે પદાર્થોમાં મન લાગી રહે અને ‘ આ મારૂં હું ભોગવું ’ એમ રહ્યા કરે તેનું નામજ વાસના છે. આવી વાસના હોય ત્યાંસુધી સંસાર મટતો નથી માટે તેને ટાળવી જોઇએ. અષ્ટાવક્ર કહે છે કેઃ—

वासना एव संसार इति सर्वा विमुंच ताः ।
तत्त्यागो वासनात्यागात्स्थितिरद्य यथा तथा ॥

વાસનાઓ છે તેજ સંસાર છે એમ જાણી તે વાસનાઓને છોડી દેવી. વાસના ગઇ એટલે સંસાર[1] ગયોજ છે પછી શરીરની સ્થિતિ જેમ થવી હશે તેમ થશે.

---

૧ સંસાર એટલે સર્વ દૃશ્યજાલ એમ અહીં સમજવું.

તે વિષે એક દૃષ્ટાંત છે કેઃ—

કોઇ એક વટેમાર્ગુ માર્ગમાં ચાલ્યો જાતો હશે તેને ઉનાળાના દિવસો હોવાથી અને બપોર થઇ જવાથી તરશ લાગી. ઉનાળાના દિવસોમાં સૂર્ય ઘણો તપે છે અને પૃથ્વી તપે છે ત્યારે છેટે પાણી ભર્યું હોય એમ લાગે છે, પણ તે પાણી હોતું નથી; પરંતુ કેવલ સૂર્યનાં કિરણોની ગરમી હોય છે. તેને ઝાંઝવાનાં પાણી કહે છે. એ વાતની પેલા વટેમાર્ગુને ખબર નહિ તેથી તે ઝાંઝવાનાં પાણી જોઈ રાજી થઈને વિચાર કરવા લાગ્યો કે, 'આ છેટે ભરેલું સરોવર દેખાય છે તેની પાશે જઈને તરશ મટાડીશ, લુગડાં ધોઇને સાફ કરીશ અને થાક ઉતારીશ તથા કોઇ ત્યાં વટેમાર્ગુ હશે તો તેનો સાથ થશે.' આમ વિચાર કરતાં તે વટેમાર્ગુ પાણીની આશાએ ઉતાવળો ઉતાવળો ચાલ્યો જતો હતો; પરંતુ પાણી પાસે કેમેય આવતું નહોતું. કયાંથી આવે? પાણી હોય તો પાસે આવે. એટલામાં કોઇ બીજો વટેમાર્ગુ તેને સામો મળ્યો. તેણે પૂછ્યું કે 'હે ભાઈ! તમે શો વિચાર કરતા આવો છો અને મનમાં શું મલકાતા આવો છો?' ત્યારે પેહેલા વટેમાર્ગુએ જવાબ આપ્યો કે 'આ રણવગડામાં પરમેશ્વરે કૃપા કરીને આ પાણીનું સરોવર દેખાડયું તેથી રાજી થઈને મલકાઉં છું.' આ વચન સાંભળીને જે સામો મળ્યો હતો તેણે માથું ધુણાવ્યું. ત્યાં પેહેલા વટેમાર્ગુએ પૂછ્યું કે 'ભાઇ તમે માથું કેમ ધુણાવ્યું?' ત્યારે બીજા વટેમાર્ગુએ જવાબ દીધો કે ભાઇ! તમારૂં ડહાપણ જોઇને મેં માથું ધુણાવ્યું, કેમકે એ ઝાંઝવાનાં પાણીને

ખરૂં પાણી માનીને તમે આવો સંકલ્પ કરો છો માટે મને તો મૂર્ખ લાગો છો. એ પાણી માત્ર દેખવાનું છે પણ છેવટ તે ખરૂં પાણી નથી, અને એથી તમારૂં કામ સરવાનું નથી.

બીજા વટેમાર્ગુએ આમ સમજાવ્યાથી તેણે જે કહ્યું તે સાંભળી, વિચારી અને નિશ્ચય કરી જોતાં તેને જણાયું કે ઝાંઝવાનું પાણી દેખવામાત્રજ છે ને ખોટું છે પણ જ્યાંસુધી સુરજનો તાપ છે ત્યાંસુધી તે જેવું છે તેવું ને તેવું દેખાશે.

ઘરબાર, સ્ત્રી, પુત્ર, ધન, ભારે ભોગ એ સર્વ પોતાનાં માની "પુત્ર થશે તે મારૂં નામ રાખશે, આ ધનવડે એ પુત્રને પરણાવીશ, એ પુત્ર કાશીએ જઇને અને ગયામાં જઈને મારૂં શ્રાદ્ધ કરશે અને યજ્ઞ કરશે તેથી હું સ્વર્ગમાં જઈશ" એ આદિ જે અનેક સંકલ્પ કરે છે, તે સંસારના બંધનને પામે છે. ચોરાશી લાખ અવતારમાં જન્મવું અને મરવું એ સંસાર કેહેવાય. તે સંસાર ઉપર કહ્યા એવા સંકલ્પોથી અને વાસનાથાં થાય છે કે જે નિજાત્મબોધ થયા વિના મટતો નથી. જેને નિજાત્મબોધ–પોતાના સ્વરૂપનું જ્ઞાન–નથી તેને સંસાર બંધન કરે છે. નિજાત્મબોધ હોય તો સંસાર બંધન કરતો નથી. ચારેય[1] સાધનથી સંપન્ન

---

૧ વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મોક્ષેચ્છા, ખરાખોટાની સમજણ તે વિવેક. જગતના વિષયભોગમાં દોષદષ્ટિ તથા અનાસક્તિ તે વૈરાગ્ય, શમ એટલે મનનો નિગ્રહ. દમ એટલે ઇન્દ્રિયોનો નિગ્રહ, ઉપરતિ એટલે વિષયોથી નિવૃત્તિ, શ્રદ્ધા એટલે ગુરુ–શાસ્ત્રના વચન ઉપર વિશ્વાસ, તિતિક્ષા એટલે સુખ-દુઃખનું સહન કરવું તે અને સમાધાન એટલે લક્ષ્યમાં ચિત્તની એકાગ્રતા. એ છનું નામ ષટ્સંપત્તિ- કેહેવાય. સંસારમાંથી છુટવાની ઇચ્છા તે મોક્ષેચ્છા.

થઈને ગુરુને શરણુ જવું, તે સમયે જે મહાવાકયનો ગુરુ ઉપદેશ કરે અને તેથી જે જ્ઞાન [પોતાના સ્વરૂપનો બોધ] થાય તે નિજાત્મબોધ કેહેવાય. માટે જે જન્મ—મરણરૂપ સંસારનું બંધન ટાળવા માટે નિજાત્મબોધ થવાવાસ્તે નિરંતર પ્રયત્ન રાખવો જોઇએ.

'બોધ એજ મોક્ષનો હેતુ છે' એમ આગળ કહ્યું છે તે વિષે એટલું સમજવાનું છે કે ગુરુએ પ્રથમ જે **तत्, त्वम्, असि,** એ ત્રિપદનો ઉપદેશ કર્યો હોય તે ત્રિપદનો વાચ્યાર્થ તથા લક્ષ્યાર્થ સારી રીતે જાણીને અને તત્પદ તથા ત્વમ્પદ એ બે પદનો વાચ્યાર્થ પડતો મેલીને અને તેના લક્ષ્યાર્થને એક કરીને પોતાનું સ્વરૂપ જાણવું. જેને તે સ્વરૂપ જાણવાની ઇચ્છા હોય તેણે સદ્ગુરુને શરણે જવું જોઈએ. ગુરુને શરણે જાય તો બોધ થાય અને બોધ થાય ત્યારેજ મોક્ષ થાય છે, કે જેને લીધે ફરીને જન્મ—મરણરૂપ સંસારનું બંધન થતું નથી.

'નારી છે તેજ એક નરકનું દ્વાર છે' એમ કહ્યું છે તે વિષે જાણવાનું એ છે કે જેમ કોઇ કિલ્લો હોય તેમાં પેસવાનું તથા નીકળવાનું એકજ બારણું હોય અને તેજ બારણામાંથી પેસાય તથા નીકળાય, બીજે કયાંયથી પેસાય કે નીકળાય નહિ; તેમ નરકમાં જવાનું બારણું એક નારીજ છે અને નીકળવાનું બારણું પણ એ એક નારી જ છે. સ્રીનો સંગ કરવો તે નરક છે, અને સંગ ન કરવો તે નરકમાંથી નીકળવું છે. સ્રીનો સગ હોય ત્યાંસુધી નરક ટળે એમ કોઇ દિવસ પણ સમજવું નહિ અને એટલા માટે જ નર-

કનું દ્વાર બીજું કાંઈ નથી પણ નારીજ છે. એ વિષે કહ્યું છે કેઃ—‘જેમ મદિરા પીવામાં મોટું પાપ છે તેમજ નારીનો સંગ કરવામાં પણ મોટું પાપ છે’ માટે તે મદીરાના પાનની પેઠે સ્રીસંગનો ત્યાગ કરવો જેથી નરકમાં પડવું ન પડે.[1]

કોઇને એમ શંકા થાય કે સ્રીનેવિષે એટલો બધો દોષ દેખાડયો ત્યારે જે પુરુષો પરણુતા નહિ હોય તેને નરક હશે કે નહિ? આ ઉપર સમાધાન એ છે કે, એવા પુરુષોને તો વળી ઘોર નરકમાં પડવું પડે છે; કેમ કે એના મનમાં નિરંતર પરણવાના વિચારોજ રહ્યા કરે છે. ચારે કોરે પરસ્રીઓને તાકતા ફર્યા કરે છે માટે તે અઘોર નારકી છે. પરણેલા પુરુષને તો પોતાની પરણેલી સ્રીમાં આસક્તિ તજી એટલે નરક ટળે છે. ત્યારપછી માત્ર મોક્ષનું સાધન સાધી મુક્ત થવાનું બાકી રહે છે. પણ જેઓ કુંવારા છે તેને તો તે ઘણું કઠણ છે. માટે સંસારમાં આસક્તિવાળા હોય તેણે ન પરણવામાં પ્રીતિ ન કરવી તેમ પરણેલી સ્રીને તજવી પણ નહિ. ખરો ત્યાગ અને વૈરાગ્ય ત્યારે કેહેવાય કે જ્યારે મનમાં ને બહાર થાય. મનમાં ઇચ્છા હોય ને ઉપરથી તજવું એમાં તો ઉલટો વધારે દોષ

---

૧ ગૃહસ્થાશ્રમના અધિકારવાળાને ગૃહસ્થાશ્રમ ચલાવવા અને તે આશ્રમમાં રહિ અનેક ધર્મકાર્ય કરવામાં વેદોક્ત રીતિપ્રમાણે પાણિગ્રહણ કરવામાં આવે છે, તે પ્રકરણને બાધ આપવાનો અહિં હેતુ નથી. પણ એમાં પણ અનુક્રમે આસક્તિરહિત થવાની અને પશુવત્ વિહારથી રહિત રેહેવાની તો બહુજ જરૂર છે. એ વાત અધિકારવગર સમજાય તેવી નથી.

છે. અને આમ જ્યાંસુધી મનમાંથી આસક્તિ જાય નહિ ત્યાંસુધી નારી છે તે નરકનું દ્વાર છે એ સિદ્ધ થયું[1] માટે સારાંશ એ કે નરકમાં નહિ જવા માટે મનથી તેનો ત્યાગ કરવો.

'અહિંસા છે તે સ્વર્ગ આપનારી છે' એમ આગળ લખ્યું છે. એ વિષે એમ સમજવું કે સર્વ પ્રાણિયો ઉપર મનમાંથી સમભાવ રાખવો તે અહિંસા કેહેવાય અને વિષમભાવ રાખવો તે હિંસા કેહેવાય. જો બીજા પ્રાણિયોનો અને પોતાનો આત્મા એક છે એમ અનુભવ કર્યો હોય તો સર્વ પ્રાણિયો ઉપર સમભાવ [ સમાનપણું ] રહે છે. અને આત્મા એક છે એમ અનુભવ થતાં સમભાવ થયો કે સ્વર્ગ એની આગળ કાંઇ ગણુતીમાં નથી. 'आत्मवत्सर्वभूतेषु' એવાં વાક્યોથી શાસ્ત્રો નિરંતર સર્વમાં સમભાવ રાખવાનીજ આજ્ઞા કરે છે અને તેથી કરી સ્વર્ગપ્રાપ્તિ થાય છે. એટલા માટે અહિંસા સ્વર્ગને આપનારી છે એમ કહ્યું. સ્વર્ગની કામના માટે યજ્ઞમાં જે પશુની હિંસા[2] કરાય છે તે પશુ યજ્ઞ કરનારની પેહેલાં સ્વર્ગમાં પહોંચી જાય છે અને પાછળથી યજ્ઞનો કરનાર સ્વર્ગમાં જાય છે. ત્યાં ગયા પછી તે પશુને અને યજ્ઞ કરનારને યુદ્ધ થાય છે અને છેવટ ઘણું દુઃખે થોડુંઘણું સુખ ભોગવી પશુની હિંસા કરનાર પુરુષ પાછો ચોરાશી લાખ જન્મ-મરણના ફેરામાં પડે છે

---

૧ પુરુષને અધિકૃત કરી સર્વ લખવામાં આવે છે; પરંતુ સ્ત્રીના સંબંધમાં પણ એજ રીતે સર્વ સ્થલે સમજવાનું છે.

૨ વધ.

કહ્યું છે કે ‘ क्षीणे पुण्ये मृत्युलोकं विशंति ’ [પુણ્ય ક્ષીણ થાય એટલે મૃત્યુલોકમાં પડે છે.] માટે કોઈ પણ પ્રાણીની કાયિક, વાચિક અને માનસિક હિંસા ન કરવી, તેનું નામ અહિંસા અને એજ અહિંસા સ્વર્ગને આપે છે.

---

शेते सुखं कस्तु समाधिनिष्ठो
जागर्ति को वा सदसद्विवेकी ।
के शत्रवः संति निजेंद्रियाणि
तान्येव मित्राणि जितानि कानि ॥४॥

## अर्थ.

**शिष्य**—हे स्वामिन् ! सुखे कोण सुवे छे ?

**गुरु**—जे समाधिनिष्ठ एटले समाधिमां निष्ठावाळो छे ते सुवे छे.

**शिष्य**—जागतो कोण छे ?

**गुरु**—जे सदसत्विवेकी एटले खरां–खोटांने जाणनार छे ते जागतो छे.

**शिष्य**—शत्रु कोण छे ?

**गुरु**—जे पोतानी इन्द्रियो छे तेज शत्रु छे.

**शिष्य**—मित्र कोण छे ?

**गुरु**—इन्द्रियो जीतायां एटले तेज मित्र छे.

## टीका.

સમાધિનિષ્ઠ હોય તે સુખે સુવે છે. સમાધિની સ્થિતિ-

માં રહેલો હોય તે સમાધિનિષ્ઠ કેહેવાય છે. એ સમાધિ સવિકલ્પ અને નિર્વિકલ્પ એમ બે પ્રકારની છે. સવિકલ્પ સમાધિના દશ્યાનુવિદ્ધ અને શબ્દાનુવિદ્ધ એવા બે ભેદ છે. કામ-સંકલ્પાદિક સર્વ દશ્ય અને હું તેનો દ્રષ્ટા છું એવું અનુસંધાન રહે તે દશ્યાનુવિદ્ધ કેહેવાય. અને હું અસંગ સત્ ચૈતન્ય આનંદ સ્વયંપ્રકાશ છું એવું અનુસંધાન રહે તે શબ્દાનુવિદ્ધ કેહેવાય. આ દશ્યાનુવિદ્ધ અને શબ્દાનુવિદ્ધ એ બે ભેદવાળા સવિકલ્પ સમાધિનો અભ્યાસ રેહેતાં રેહેતાં કામસંકલ્પાદિક દશ્ય વૃત્તિઓનું અને હું અસંગ છું એવા શબ્દોનું અનુસંધાન ટળી જઇ કશું પણ સ્ફુરણ રહે નહિ અને બ્રહ્માત્મકવૃત્તિ થઈ જાય તે નિર્વિકલ્પ સમાધિ કેહેવાય. એવિષે પંચદશીમાં કહ્યું છે કેઃ—

ध्यातृध्याने परित्यज्य क्रमाद्ध्येयैकगोचरम् ।
निवातदीपवच्चित्तं समाधिरभिधीयते ॥

ધ્યાતા અને ધ્યાન, એ બેયનો ત્યાગ કરી એક ધ્યેય [ ધ્યાન કરવાની વસ્તુ ] ને આકારે ચિત્ત થઈ જઇ, વાયુ-વગરના સ્થાનમાં રહેલા દીવાની પેઠે નિશ્ચલ થઈ રહે તે, સમાધિ કેહેવાય છે.

આ નિર્વિકલ્પ સમાધિ સવિકલ્પ કરતાં શ્રેષ્ઠ છે અને મહાસુખરૂપ છે. મુમુક્ષુલોકો શ્રવણ-મનન-નિદિધ્યાસનના દઢ અભ્યાસથી તે સમાધિની સ્થિતિમાં સ્થિર રહે છે. આવા અભ્યાસિયોને ધન્ય છે અને તેઓજ સૂખમાં સૂતેલા સમજવા. નિર્વિકલ્પ સમાધિનાં અપરોક્ષાનુભૂતિમાં પંદર અંગો કહેલાં છે. એમાં સમાધિ છેવટનું અંગ છે. એ પંદર અંગ અનુક્રમે નીચે પ્રમાણે સમજવાં.

**यमो हि नियमस्त्यागो मौनं देशश्च कालता ।**
**आसनं मूलबंधश्च देहसाम्यं च दृक्‌स्थितिः ॥**
**प्राणसंयमनं चैव प्रत्याहारश्च धारणा ।**
**आत्मध्यानं समाधिश्च प्रोक्तान्यंगानि वै क्रमात् ॥**

યમ, નિયમ, ત્યાગ, મૌન, દેશ, કાલ, આસન, મૂલબંધ, દેહસામ્ય, દક્‌સ્થિતિ, પ્રાણુસંયમન, પ્રત્યાહાર, ધારણા, આત્મધ્યાન અને સમાધિ, એ પંદર અંગો કહેલાં છે.[1]

આ પંદર અંગોનું વિવેચન નીચે પ્રમાણે સમજવું.—

---

૧ ચિત્તવૃત્તિનો નિરોધ કરવાનાં યોગમાં આઠ અંગો કહેલાં છે. જેવાં કેઃ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ.

અહિંસા, સત્ય, ચોરી ન કરવી તે, બ્રહ્મચર્ય અને પરિગ્રહ ન કરવો તે યમ કેહેવાય. ૨ પવિત્રપણું, સંતોપ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વિરનું આરાધન એ નિયમ કેહેવાય. ૩ પદ્માસન, ભદ્રાસન વગેરે જાતનાં આસનોને આસન કેહેવાય. ૪ પૂરક, કુંભક અને રેચકની રીતિથી પ્રાણુને રોકવા તે પ્રાણાયામ કેહેવાય. ૫ વિપયોમાં ઇન્દ્રિયોને ન જવા દેવાં તે પ્રત્યાહાર કેહેવાય. ૬ આત્મતત્વમાં વૃત્તિ બાંધવી તે ધ્યાન કેહેવાય. ૭ બીજો અંતરાય ન નડે એવી રીતે વૃત્તિ તે ને તે દેશમાં રહે તે ધારણા કેહેવાય. ૮ તે ને તે દેશમાં વૃત્તિ એકાગ્ર થઇ રહે એનું નામ સમાધિ કેહેવાય.

આ સમાધિ સવિકલ્પ અને નિર્વિકલ્પ એમ બે પ્રકારને છે. ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનું ભાન રહે તે સવિકલ્પ, અને તે ત્રિપુટીનું ભાન ન રહે તે નિર્વિકલ્પ. સવિકલ્પના દૃઢ અભ્યાસ પછી નિર્વિકલ્પ થાય, માટે સવિકલ્પ સમાધિ નિર્વિકલ્પનું અંગ છે.

સર્વ જગત્ બ્રહ્મરૂપ છે એવા જ્ઞાનથી સર્વે ઇન્દ્રિયોને નિયમમાં રાખવાં [ વિષયો ઉપર ન જવાદેવાં ] એનું નામ યમ કેહેવાય. એ નિરંતર અભ્યાસ કરવા યોગ્ય છે.

સજાતીય અને વિજાતીય એવા અંતઃકરણની વૃત્તિના બે ભેદ છે. સજાતીય એટલે આત્માથી અભિન્ન બ્રહ્માકારવૃત્તિ તે અને વિજાતીય એટલે બ્રહ્મથી જુદા આ અસત્ય પ્રપંચથી પૂર્વના સંસ્કારવડે થયેલી પ્રપંચાકારવૃત્તિ તે. તેમાં વિજાતીય અંતઃકરણની વૃત્તિના પ્રવાહને દૂર કરવો તેનું નામ નિયમ કહેવાય.

જેનાથી સર્વ જગત્નો વ્યવહાર થાય છે અને જેનાથી આ સંસાર સ્ફુરે છે, એવા ચૈતન્યરૂપ પરમાત્માને જાણીને નામરૂપ જગતનો ત્યાગ કરવો તેનું નામ ત્યાગ કેહેવાય.

જેને મન અને વાણી પોચતાં નથી અને તેમ છતાં જેને યોગિયો જાણી શકે છે, એવું જે બ્રહ્મસ્વરૂપ છે, તે રૂપ થઈ જવાનો અભ્યાસ રાખવો તેનું નામ મૌન કેહેવાય. અથવા આ જગત્ પણ વાણીનો વિષય નથી, તેથી તેમાં વાદાવાદ બહુ છે, માટે તે વાદથી દૂર રહેવું તે પણ મૌન કેહેવાય.

જેનેવિષે આદિમાં કે અંતમાં જગત્ દેખાતું નથી અને જેના વડે આ જગત્ આખું વ્યાપ્ત છે તેવો આત્મા છે તેજ દેશ છે.

બ્રહ્માઆદિક સર્વભૂત પ્રાણીમાત્રને જે પ્રેરણા કરવાથી કાલરૂપ કેહેવાય છે, તે અખંડ આનંદરૂપ પરમાત્મા છે તેજ કાલરૂપ છે.

જે ઠેકાણે બેસીને સુખેથી પરબ્રહ્મ પરમાત્માનું ચિંતવન થાય છે તે આસન કેહેવાય. અર્થાત્ પરબ્રહ્મનો આશ્રય કરવો એજ આસન છે.

જે સર્વ ભૂત પ્રાણીમાત્રનું મૂલ છે અને જે ચિત્તના બંધનરૂપ અજ્ઞાનનું પણ મૂલ છે, અર્થાત્ સર્વના આશ્રયરૂપ જે બ્રહ્મ છે તેજ મૂલબંધ છે.

બ્રહ્મનું જ્ઞાન થવાથી દેહનાં અંગ પણ તેમાં લય થઇ જાય છે, તે કાંઇ જુદાં રેહેતાં નથી, એમ જાણવું તે દેહ સામ્ય કેહેવાય.

જ્ઞાનમય દૃષ્ટિથી આખા જગતને બ્રહ્મરૂપ જોવું તેનું નામ દૃક્સ્થિતિ કેહેવાય. અથવા દૃષ્ટિ, દર્શન અને દૃશ્ય, એ ત્રિપુટીનો જ્યાં લય થાય એવું જે બ્રહ્મ છે તેનેવિષે એક વૃત્તિ રાખવી તે દૃક્સ્થિતિ કેહેવાય.

ચિત્તઆદિ સર્વ વૃત્તિઓને વિષે બ્રહ્મપણાની ભાવના કરવાથી સર્વ અંતઃકરણની વૃત્તિને રોકી રાખવો એનું નામ પ્રાણાયામ કેહેવાય.

સર્વ વિષયોનેવિષે આત્માપણું જોઇને, એટલે તે સઘળામાં સર્વ પ્રકારની સત્તા આત્માની છે માટે તેને નામરૂપ ક્રિયા વિના આત્મરૂપ છે એમ જાણીને મનને આત્મસ્વરૂપમાં રાખવું. એવી રીતે ચિત્તને વશ કરવું તેનું નામ પ્રત્યાહાર કેહેવાય.

જ્યાં જ્યાં મન જાય ત્યાં બ્રહ્મને જોવાથી એટલે સર્વ પદાર્થ વિષે સત્તાવડે; પ્રિયપણાવડે અને સ્ફુરવાવડે

બ્રહ્મજ રહેલ છે, એમ જાણીને મનને તેને વિષે સ્થિર રાખવું તે ધારણા કેહેવાય.

હું બ્રહ્મરૂપજ છું. મારે આધારે દેહાદિક છે, હું કોઇને આધારે નથી, એ રીતે મનની સ્થિતિને સ્થિર ( અચલ ) રાખવી તેનું નામ ધ્યાન કેહેવાય.

નિર્વિકારપણાથી વૃત્તિ બ્રહ્માકાર થઈને રહે તેનું નામ સમાધિ કેહેવાય.

આ પંદર અંગવાળી નિર્વિકલ્પ સમાધિ જેને થયેલ હોય તેજ નિરંતર સુખે સુવે છે. એના સુખનો અનુભવ, જે તે સમાધિવાળો હોય તેજ જાણે છે; કેમકે તેનાં કાંઇ નજરે ચિન્હ દેખાતાં નથી. બહારની સઘળી ક્રિયા કર્યા કરે છે તોપણ તે સમાધિ ઉતરતી નથી. જેમ ગાય ચરવા જાય છે ત્યારે ખડ ખાય છે અને પાણી પીયે છે તોપણ તેનું લક્ષ પોતાનાં વાછરડાંમાં હોય છે; અને જેમ કોઇ સ્ત્રી પાણીની હેલ ભરીને ચાલી આવતી હોય તે પોતાની સખિયો સાથે વાત કરતી આવે છે અને તાળીઓ પાડતી આવે છે પણ તેનું લક્ષ પોતાના માથા ઉપર જે બેડું હોય તેની ઉપર હોય છે; તેમ ઉપર કહેલી સમાધિવાળો જે હોય છે તેનું શરીર, શરીરની હાલવા ચાલવા વિગેરે ક્રિયા કરે છે પણ તેનું લક્ષ સમાધિમાં મગ્ન હોય છે. જેને તે સમાધિ લાગી હોય તેજ સુખે સુતા સમજવા. જેઓ વિચિત્ર પ્રકારના હીરની પાટી ભરેલા પલંગોપર ઉચાં મશરૂનાં ગાદલાં બીછાવી, ધોળા દૂધ જેવા ઓછાડ ઓછાડી માથે મચ્છરદાની નાંખીને તે ઉપર પોઢે છે અને જેઓ

ભાતભાતના મખમલ જડેલા કોચ ઉપર ગાદી તકીયા નાંખીને ઠંડી હવા આવે એવા બંગલામાં સુવે છે, તેને સુખેં સૂતા એમ સમજવું નહિ. એ માત્ર દેખીતું સુખ છે; પરંતુ તેવાઓનાં મન તો આધિ, વ્યાધિ અને ઉપાધિથી રાતદિવસ બળ્યા કરતાં હોય છે. આ સમાધિમાં જે સુખ છે તેનો લેશમાત્ર પણ તેને સુખ થતું નથી. માટે જે સમાધિને-વિષે લાગેલો હોય તેજ સુખેથી સૂતો સમજવો.

'સદ્-અસદ્નો જેને વિવેક[1] છે તે જાગતો છે' એમ આગળ કહ્યું તેમાં સદ્ અને અસદ્ વિવેકવિષે સમ-જવાનું એ છે કે, સત્ એટલે આત્મા અને અસત્ એટલે દેહ સમજવો. એ બેયને જુદાં કરીને જેણે આત્માને દેહથી જુદો જાણ્યો તેજ આ જગતમાં જાગતો સમજવો. નિત્ય, મુક્ત, સત્ય, અજ, અવ્યય, અનંત, અજર, અમર, અભેદ્ય, અચ્છેદ્ય, અક્ષર, અનાકાર, એવું આત્માનું સ્વરૂપ છે. અને દેહની શિશુ, કુમાર, યુવા ને વૃદ્ધ એવી અવસ્થા થાય છે. [2]जायते, [3]अस्ति, [4]वर्धते, [5]विपरिणमते, [6]अपक्षीयते, [7]नश्यति, એમ છ જાતિના તેને વિકાર થાય છે; વળી તે પ્રપંચનો પર્વત છે, વિકારનો ભંડાર છે, અને અનર્થનું મૂલ છે; એમ અનેક દુર્ગુણથી ભરેલો છે. તેના અસત્યપણાથી આત્માનું સત્યપણું જણાય છે, બાકી કાંઈ આત્માને નામ-રૂપ નથી. જેમ નઠારૂં માણસ કોઇ ન હોય તો સારૂં માણસ કેહેવાય નહિ તેમ દેહ અસત્ય છે તોજ આત્માનું

---

૧ સાચા-ખોટાની સમજણ. ૨ જન્મવું. ૩ જન્મ્યા પછી હોવું. ૪ વધવું. ૫ જુવાન થવું. ૬ ઓછું થવું. ૭ નાશ થવો.

સત્યપણું સિદ્ધ થાય છે. આ ઉપરથી સત્યરૂપ આત્મા અને અસત્યરૂપ દેહને જાણીને જેણે તેનો વિભાગ કર્યો તેજ જાગ્યો સમજવો. બાકી આત્મા અને દેહને એક જાણનારા જે જગતમાં જાગે છે તે સઘળા ઉંઘતા છે એમ સમજવું. અપરોક્ષાનુભૂતિમાં લખ્યું છે કેઃ—

**आत्मा नित्यो हि सद्रूपो देहो नित्यो ह्यसन्मयः ।**
**तयोरैक्यं प्रपश्यंति किमज्ञानमतःपरम् ॥**

આત્મા નિશ્ચે સત્યરૂપ અને નિત્ય છે તથા દેહ છે તે અનિત્ય અને અસત્ય છે. એ બેયને એક લેખે છે; તેથી બીજું શું અજ્ઞાન છે? એ સિવાય બીજું કાંઇ અજ્ઞાન નથી.

**आत्मा विनिष्कलो ह्येको देहो बहुभिरावृतः ।**
**तयोरैक्यं प्रपश्यंति किमज्ञानमतःपरम् ॥**

આત્મા એક છે અને નિષ્કલ એટલે કલા વગરનો અર્થાત્ સમરસ છે; તથા દેહ અનેક જાતિની વૃદ્ધિ અને ક્ષયથી ભરેલો છે. એ બેયને એક જાણે છે, એથી બીજું અજ્ઞાન કયું છે? કોઈ નથી.

**आत्मा ज्ञानमयः पुण्यो देहो मांसमयोऽशुचिः ॥**
**तयोरैक्यं प्रपश्यंति किमज्ञानमतःपरम् ॥**

આત્મા જ્ઞાનરૂપ છે અને પવિત્ર છે તથા દેહ માંસરૂપ છે અને અપવિત્ર છે. એ બેયને એક જુવે છે એ જેવું બીજું કયું અજ્ઞાન છે? કોઈ નથી.

આટલા માટે આત્મા અને દેહને વિભાગ કરી જુદા

જાણવા એનું નામ જાગવું એમ કહ્યું છે અને તે જાગવું એજ અજ્ઞાન કેહેવાય છે. એ વિષે પણ અપરોક્ષાનુભૂતિમાં લખે છે કે:—

**ब्रह्मैवाहं समः शांतः सच्चिदानंदलक्षणः ।**
**नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥**

હું બ્રહ્મરૂપજ છું, સમ એટલે એકરસ છું, શાંત છું અને સત ચિત્ અને આનંદરૂપ મારૂં લક્ષણ છે. અસત્યરૂપ જે આ દેહ છે તે હું નથી. એમ જાણવું એને વિદ્વાનો જ્ઞાન કહે છે.

**निर्विकारोनिराकारो निरवद्योहमव्ययः ।**
**नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥**

હું વિકાર રહિત છું, હું આકાર રહિત છું, હું અવિદ્યા રહિત છું અને હું નાશ રહિત છું. મિથ્યા પ્રપંચરૂપ દેહ છે તે હું નથી. એમ નિશ્ચય થયો હોય તેનું નામ જ્ઞાન કેહેવાય.

આ પ્રમાણે અનેક જ્ઞાન અને અજ્ઞાનનાં પ્રમાણો છે. આ ઉપરથી એમ સમજવું કે જેણે સત્–અસત્નો વિવેક જાણ્યો તેજ જાગે છે.

'પોતાનાં ઇન્દ્રિયો એજ શત્રુ છે' એમ કહ્યું તેનું કારણ એવું છે કે જ્ઞાન સાધતો હોય, તેમાં ઈન્દ્રિયો ભોગની ઇચ્છા કરે અને તે ભોગ ઇન્દ્રિયોને પૂરા પાડે તો ઈન્દ્રિયોજ તેના જ્ઞાનને ખબર ન પડે તેવી રીતે ચોરી લેછે. પુરૂષ વિષયી થયો એટલે, કદી જ્ઞાનની વાત ભલે કરતો હોય પણ, તેનું મન વિષયમાં ફરે એટલે તેનું જ્ઞાન

નાશ થાય તેની ખબર પડે નહિ. એ ઇન્દ્રિયોને ગમે એટલી તૃપ્ત કરે તો પણ તૃપ્ત થતી નથી. શ્રી ગીતામાં કહ્યું છે કેઃ—

ઇન્દ્રિયો ઘણા બળવાળાં છે. તે બલાત્કારથી મનને હરે છે.

**इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ।**

ઈન્દ્રિયો, જે ભોગ કે વિષયની ઈચ્છા થાય તેમાં તણાય છે અને ઈન્દ્રિયો તણાય એટલે મન પણ તણાય અને મન તણાય એટલે જીવ પણ તણાય છે. આવી દશામાં સંસારથી પાર ઉતરવું ઘણું કઠણ છે.

આ ઉપર એક એવું દૃષ્ટાંત છે કે, કોઇ એક વેપારી પોતાના વહાણમાં કેટલોક માલ ભરી વેપાર કરવા માટે તે વહાણમાં બેશીને બીજે બંદર જવા નીકળ્યો. ખાડીમાંથી બહાર નીકળવા જાય છે ત્યાં તેને કાંઠે ચમકપાણ પડ્યો હતો તેને દેખવાથી વહાણના ખીલા તે ચમકપાણ તરફ તણાયા. ખીલા તણાયા એટલે પાટિયાં તણાયાં અને પાટિયાં તણાયાં એટલે માલ તણાયો અને માલ તણાયો એટલે તેનો ધણી પણ જે તેમાં બેઠો હતો તે તણાયો.

આ પ્રમાણે અહીં સિદ્ધાંત સમજવાનું એ કે આ સંસાર છે તે સમુદ્ર છે, આ દેહ છે તે વહાણ છે, ઈન્દ્રિયો છે તે ખીલા છે, મન અને જ્ઞાન–વિજ્ઞાન છે તે માલ છે, જીવ છે તે તેનો ધણી છે, અને ચમકપાણ છે તે ઇન્દ્રિયોના ભોગ અથવા વિષયો છે. જે વખત ઇન્દ્રિયોએ ભોગ દીઠા કે તે તણાય છે અને ઇંદ્રિયોના તણાવાથી ઉપર કહ્યા પ્રમાણે એક પછી એક એમ બધાં તણાય છે. માટે

જ્ઞાનના સાધનમાં ઇન્દ્રિયોજ શત્રુ છે. ઈશ્વર-પાર્વતીના સંવાદમાં કહ્યું છે કેઃ—

**वंचिताशेषवित्तैस्तैर्नित्यं लोको विनाशितः।**
**हा हंत ! विषयाकारैर्देहस्थेंद्रियतस्करैः ॥**

અતિ ખેદની વાત છે કે, વિષયોના આકારવડે સર્વ જ્ઞાનરૂપ ધનને હરિ લેનારા અને દેહમાં રહેલા, ઇન્દ્રિયો-રૂપ તસ્કરોએ લોકનો નાશ કર્યો છે.

માણસ જેટલું ધન કમાય છે તેની મોટી ચિંતાથી રાત-દિવસ કોઇ લઈ ન જાય અથવા નાશ ન થાય તેને માટે રક્ષા કર્યા કરે છે. પણ જે જ્ઞાનરૂપ અગણિત ધન છે તેને ઇન્દ્રિયોરૂપ શત્રુઓ નાશ કરે છે તે પોતાના અજ્ઞાનથી જાણી શકતો નથી. કહ્યું છે કેઃ—

**मांसलुब्धो यथा मत्स्यो लोहशंकुं न पश्यति।**
**सुखलुब्धस्तथा देही यमबंधं न पश्यति ॥**

જેવી રીતે માછલું માંસ ખાવામાં લોભાઇ ગયેલું હોવાથી લોઢાના કાંટાને દેખતું નથી તેમ સુખમાં લોભાઈ ગયેલો માણસ યમના પાશને દેખતો નથી.

માછલું જેમ ખાવાના લોભથી કાંટા ઉપર રાખેલા માંસને લેવા જતા કાંટો વાગે છે તેથી મરણ પામે છે, તેમ આ જીવ પણ ઇન્દ્રિયોના સ્વાદને લેવાના લોભથી, તેમાં ને તેમાં આસક્તિ રેહેવાને લીધે, તત્વ જ્ઞાન નહિ થવાથી વારંવાર જન્મ-મરણના દુઃખને પામે છે. અર્થાત્ લક્ષ ચોરાશીના ફેરામાં આવી પડે છે. આ હેતુથી ઇન્દ્રિયો છે એ જ મોટા શત્રુ છે. બીજો કોઈ શત્રુ નથી.

જો ઇન્દ્રિયો [દશ ઇન્દ્રિયો અને મન] જીતાયાં હોય તો મિત્ર પણ તે જ છે. જેમ કોઈ ઘણા દેશનો રાજા લોભનો માર્યો બીજા દેશ જીતવા જાય ત્યાં બીજો કોઈ માથાનો મળે તે તેને બાંધી લઈ બંધીખાને નાંખે, ત્યારે તે બીજો દેશ મેળવવો તો રહ્યો પણ જો છોડી મેલીને પોતાના દેશનું પણ એક નાનું સરખું ગામડું આપે તો પણ તે અતિ રાજી થાય છે. તેમજ [1]મનને પણ જો સંયમથી[2] બાંધ્યું હોય તો પછી કોઈ પણ ભોગ ભોગવવાને ઇચ્છતું નથી. જે મળે છે તેમાં જ સંતોષ માને છે. આમ થયું એટલે ઇન્દ્રિયો મિત્રની પેઠે જ વર્તે છે. જેમકે કાન અખંડ ઈશ્વરને સાંભળે છે, નેત્રો સત્પુરુષના દર્શન કરે છે, મન આત્મ સ્વરૂપનો સંકલ્પ કરે છે, બુદ્ધિ બ્રહ્મવિચાર કરે છે, ચિત્ત અખંડ સ્વરૂપને ચિંતવે છે, અને અહંકાર બ્રહ્મનું અભિમાન ધરે છે. જો પ્રથમ મનને જીતાય નહિ તો ઉપર કહેલા સઘળાં ઇન્દ્રિયો અવળે માર્ગે ચાલે છે. જેમ કોઈ વછિયાત માલ ભરીને વેચવા માટે વાટે નીકળ્યો હોય, તેને કોઈ માર્ગમાં ફાંશિયો મળે, તે મનમાં પેલા વછિયાતને ફાંશી દેવાનું વિચારે, એટલામાં વછિયાતને અને ફાંશિયાને ઓળખનાર કોઈ સારો માણસ મળે તે વછિયાતને એકાંતે તેડી જઈને સામે મળનાર ફાંશિયાને ઓળખાવી દે. ઓળખાવી દેવાની

---

૧ ઇન્દ્રિયોમાં મુખ્ય મન છે માટે મનને વશ રાખવાનું કહ્યું છે. મન વશ રહે એટલે ઇન્દ્રિયો વશ એની મેળે થાય છે.

૨ નિયમમાં રાખવાથી.

ફાંશિયાને ખબર પડે એટલે તે 'વછિયાતને બીજો કોઈ મારશે તો પણ મારે માથે વાત આવશે' એમ વિચારી ઉલટો ચોકી પોરો કરી રક્ષણ કરતો વછિયાતને તેને ઠેકાણે પોચાડી દે. તેવી રીતે આપણે વછિયાત છિયે, ઈન્દ્રિયો છે તે ફાંશિયા છે, એ ઈન્દ્રિયોને ઓળખાવનાર સદ્‌ગુરૂ સારા માણુસ છે. જો આપણે સદ્‌ગુરૂના બોધથી ઈન્દ્રિયો ફાંશિયા જેવા દુઃખ દેનાર છે એમ જાણિયે તો તે જ ઇન્દ્રિયો આપણુને સુખ આપનાર થાય છે; માટે ઇન્દ્રિયો દુઃખ દેનારાં છે એમ જાણી તેનો વિશ્વાસ કરવો નહિ. અર્થાત્ તેને આધીન થઈ ન જવું. આમ જો ઇન્દ્રિયો નિયમમાં રહે તો તે શત્રુ છે તો પણ મિત્રના સરખું કામ કરે છે.

---

**को वा दरिद्रो हि विशालतृष्णः**
**श्रीमांश्च को यस्य समस्ति तोषः ।**
**जीवन्मृतो कस्तु निरुद्यमो यः**
**का वाऽमृता स्यात्सुखदा ।नेरा ।। ।। ५ ।।**

**अर्थ.**

**शिष्य**—हे स्वामी ! दरिद्री कोण केहेवाय ?

**गुरु**—जे घणी तृष्णावाळो होय ते दरिद्री केहेवाय.

**शिष्य**—लक्ष्मीवाळो कोण केहेवाय ?

**गुरु**—जेने संतोष होय ते लक्ष्मीवाळो केहेवाय.

**शिष्य**---जीवतां छतां मुवेलो कोण केहेवाय ?

**गुरु**—उद्यम नथी करतो ते जीवते मुवो केहेवाय.

**शिष्य**—अमृतना जेवुं सुख आपनारो कोण छे ?

**गुरु**—जे निराशा छे तेज अमृत जेवुं सुख आपनारो छे.

## टीका.

અનેક પ્રકારના સુખભોગની લોલુપતા રહ્યા કરે તે તૃષ્ણા કેહેવાય. અથવા પોતાની પાસે ધન હોય તો પણ તેને સંઘરી રાખી બીજા પાસેથી બીજા ધનની આશા કરી માગવું તથા મુદ્દલમાં વધારો કરવા ધંધો કરવો તેવા સ્વભાવનું નામ તૃષ્ણા કેહેવાય. એવી અતિ તૃષ્ણાવાળો હોય છે તે દરિદ્રી કેહેવાય છે. અર્થાત્ જેને ખાવા પીવા ન મળતું હોય તેવા રાંક ભીખારી જેવો તેને સમજવો. જેને પોતાનો નિર્વાહ ચાલે એટલું પોતા વાસ્તે હોય તેમ છતાં જે વધારે વધારે ભેળું કરવાને, ઉંઘમાંથી ઉઠી આંખ્યો ચોળતો પ્રભાતના પોહોરમાં હડી કાઢે છે તે જ દરિદ્રી, તે જ મૂર્ખ અને તે જ પશુ જેવો સમજવો. એક દૃષ્ટાંત એવું છે કે.—જેમ કોઈ એક કીડી કેટલાક ચોખાના દાણા એકઠા કરી લાવી તથા ગોળની કાંકરીઓ તાણી લાવી, તેવામાં કોઈ મરેલી માખી સાંભરી આવી તેથી તેને તાણી લાવવા ગઈ. જતાં જતાં કોઈ માણસે પેસાબ કર્યો તેમાં તણાઈ. માંડમાંડ તેમાંથી બચી તોપણ ફરીને મરેલી માખીને લેવા ગઈ, પણ એટલેથી અટકીને પોતાના દર પાસે આવી નહિ. તેમ સિદ્ધાંત એ કે જે

માણસના ઘરમાં છએ રસ સંપૂર્ણ ભર્યા હોય તેમ છતાં તેને વાવર્યા વિના નવા નવા રસ મેળવવા જાય અને તેમાં ઘણું દુઃખ પામે તો પણ તે તજે નહિ, તે માણસ નહિ પણ ઉપલી કીડી જેવો સમજવો. આવી રીતે જે કરવું તે અતિ તૃષ્ણા કેહેવાય. એવી તૃષ્ણાવાળો વિશાલ-તૃષ્ણ કેહેવાય અને તે જ દરિદ્રી કેહેવાય. જે બ્રાહ્મણ હોય તેણે તો તેવી તૃષ્ણા રાખવી જ ન જોઈએ. કહ્યું છે કે:—

**असंतुष्टा द्विजा नष्टाः संतुष्टाश्च महीभुजः।**

જે બ્રાહ્મણો અસંતોષી એટલે તૃષ્ણાવાળા છે તે નાશ પામેલા જ સમજવા અને જે પૃથ્વીના પતિઓ સંતોષી છે એટલે જે હોય તેમાં જ સંતોષ રાખી રહે છે અને કાંઈ વધારાને ઈચ્છતા નથી તે નાશ પામેલા છે એમ સમજવું.

સંતોષ જેને ન હોય તે નાશ પામેલો છે એમ પ્રત્યક્ષ જણાઈ રહે છે માટે બ્રાહ્મણે તો ઘરમાં એકાદ દિવસનું અન્ન હોય તો બીજા ધંધા ઉપર ધાવું ન જોઇએ. તેણે તો સંતોષ રાખીને ઈશ્વરનું ભજન કરવું જોઇએ. કદિ ઘરમાં ખાવાનું ન હોય તો દિવસનો એક પહોર ઈશ્વરની ભક્તિમાં ગાળીને ત્યારપછી પેટ ભરવાનો ધંધો કરવો જોઇએ. આ પ્રમાણે શાસ્ત્રો પણ આજ્ઞા કરે છે માટે જે તેની આજ્ઞા ન પાળે તે નીચમાં નીચ કેહેવાય. આ ઉપરથી જેને ઘણી તૃષ્ણા હોય તે દરિદ્રી એમ સમજીને તૃષ્ણાનો ત્યાગ કરવો અને સંતોષ ગ્રહણ કરવો એમ સમજવાનું છે. કેમકે:—

**संतोषामृततृप्तानां यत्सुखं शांतचेतसाम्।**
**कुतस्तद्धनलुब्धानामितश्चेतश्च धावताम्॥**

સંતોષરૂપી અમૃતથી તૃપ્ત થયેલા શાંત ચિત્તવાળાને જે સુખ છે તે સુખ આમતેમ દોડતા ધનાદિકની લાલચ કરનારાઓને ક્યાંથી હોય ?

જેને સર્વ વાતે સંતોષ છે તેજ શ્રીમાન્ [ લક્ષ્મીવાન્ ] છે. જેને ઘણું અન્ન ભર્યું હોય તે અન્નને નથી ઇચ્છતો, જેને ઘણાં વસ્ત્રો બાંધેલાં પડયાં હોય તે વસ્ત્રને નથી ઇચ્છતો, અને જેને ઘણું ધન પાસે હોય તે ધનને ઈચ્છતો નથી, એ વ્યવહાર ને રીતિમાં સંતોષી ગણાય છે; પણ તેની પેઠે જેને અન્ન વસ્ત્ર કે ધન વગેરે કાંઈ પણ પાસે ન હોય તેમ છતાં કશી પણ ઇચ્છા ન કરે તેજ ખરો સંતોષી કેહેવાય. તેને કોઈ પણ વસ્તુની ઇચ્છા થાય નહિ. ન હોય તોપણ ઇચ્છા ન થાય એતો મહા કઠણ કામ છે; પરંતુ જે હોય તેમાં સંતોષ માને તો પણ તે સંતોષીજ છે. ઇચ્છા કરવી તે અસંતોષ અને ઈચ્છા ન કરવી તે સંતોષ. સંતોષથી જે સુખ થાય છે તે અવધી છે. તેમાં પણ બ્રાહ્મણને તો એ સંતોષ સુખની સાથે અતિશય પવિત્રતા આપનાર છે. કેમકેઃ—

**शुचि भूमिगतं तोयं शुचिर्नारी पतिव्रता ।**
**शुचिः क्षेमकरो राजा संतोषी ब्राह्मणः शुचिः ॥**

પૃથ્વી ઉપર વેહેતું પાણી પવિત્ર છે, પતિવ્રતા સ્ત્રી પવિત્ર છે, કલ્યાણ કરનારો રાજા પવિત્ર છે અને સંતોષવાળો બ્રાહ્મણ પવિત્ર છે.

આ ઉપરથી એમ ન માની બેસવું કે બ્રાહ્મણજ સંતોષ રાખી શકે અને તેજ પવિત્ર. જે સંતોષ રાખે તે રાખી શકે અને જે રાખે તે પણ તે બ્રાહ્મણની પેઠેજ પવિત્ર છે;

અને જે એવા પવિત્ર હોય તે માનને લાયક છે. આ ઉપરથી એમ સમજવું કે સૌથી સંતોષ રાખવો જોઈએ, કેમ કે न संतोषात्परं सुखं [ સંતોષથી બીજું કાંઈ વધારે સુખ નથી.] પરંતુ બ્રાહ્મણને માટે આ સદ્ગુણ વધારે ઉપયોગી છે અને તેણે તે રાખવાની વધારે જરૂર છે.

'જે ઉદ્યમ ન કરે તે જીવતે મુવેલો છે' એમ કહ્યું છે તો આંહી ઉદ્યમ કરવા યોગ્ય વસ્તુ ઇશ્વર સમજવા. ઇશ્વર છે તેજ વસ્તુ છે. તે વિના બાકી જે કાંઇ છે તે વસ્તુ નથી. એ ઇશ્વિરને ઓળખવાનો ઉદ્યમ કરવો તેજ ખરો ઉદ્યમ છે. બાકી ધન કમાવું, ઘર ચણાવવું, દીકરા-દીકરીના વિવાહ કરવા, મોટાઇ મેળવવા તથા નાતમાં નામ રાખવા મોટા વરા કરીને તથા લાણાં કરીને ધામ-ધૂમથી ધન વાવરવું, મોટા અધિકાર મેળવવા, દૂર દેશનાં દેશાટણ કરવાં અને તે શિવાય જે કાંઈ જગતના પ્રપંચ રચવા અને સાચું ખોટું કરવું તે કાંઈ ખરો ઉદ્યમ કેહેવાય નહિ.

દ્રવ્યનેમાટે લોકો ઘણા ઘણા પ્રયત્નો કરે તોપણ તે મળતું નથી તેથો ઘણું દુઃખ થાય છે. આમ તેને મેળવતાં દુઃખ થાય છે, મળ્યા પછી તેને સાચવતાં દુઃખ થાય છે, ચોર ચોરી જાય અથવા રાજા દંડી લે તેના વિચારથી દુઃખ થાય છે, અને મોટા મોટા વરા કરતાં વરી જાય તો ઓછું થયાની ચિંતા થાય છે. એમ અનેક દુઃખ આપનારૂં [1]ધન છે. કેટલાક તો ધનના લોભનેમાટે અતિ દુઃખ

---

१ धनानामर्जने दुःखं तथैव परिपालने ।
नाशे दुःखं व्यये दुःखं धिगर्थान् क्लेशकारिणः ॥

દેનારાં અધર્મનાં કામો કરે છે ને પાપથી ડરતા નથી તથા પરમેશ્વરને પામવાને કાંઇપણ પ્રયત્ન કરતા નથી. આવી રીતે પરમ તત્વરૂપ પરમેશ્વર મેળવવાને પ્રયત્ન નહિં કરતાં બીજા પ્રપંચો કર્યા કરે છે તેઓ જીવતે મુવા જેવાજ છે. માટે એવો બોધ અહીં લેવો જોઈએ કે બીજા પ્રપંચો નહિ કરતાં પરમેશ્વરને ઓળખવા પ્રયત્ન કરવો, કેમ કે તેને મેળવતાં દુઃખ સર્વ દૂર થાય છે અને પરમ-સુખની પ્રાપ્તિ થાય છે.

જેનું મન આશાવગરનું છે તેને રાજ્યાદિકનું સુખ પણ કાંઈ ગણતીમાં નથી અને જે આશાના પાશમાં સપડાયેલો હોય છે તેને ગમે તેટલું સુખ છતાં પણ તે મહા-દુઃખ ભોગવે છે. જેનું મન આશાને આધીન થયું તે આખા જગતના ગુલામ જેવો બને છે અને જેનું મન આશા-વગરનું છે તે સઘળાને ગુલામ બરાબર ગણી પોતે પરમ આનંદમાં રહે છે. અને તેથીજ નિરાશા એ અમૃત જેવું સુખ આપનારી છે. એકાદશસ્કંધમાં કહ્યું છે કેઃ—

**आशा हि परमं दुःखं नैराश्यं परमं सुखम् ।**

આશા એજ પરમ દુઃખ છે અને નિરાશા એજ પરમ સુખ છે.

નિરાશા એટલે કોઈ પણ પદાર્થની આશા રાખી ન રહેવું તે. પિંગળા નામની વેશ્યા જ્યારે પોતાની આશા

---

ધન મેળવતાં દુઃખ, ધન સાચવતાં દુઃખ, ધનનો નાશ થતાં દુઃખ અને ખરચાઈ જતાં પણ દુઃખ થાય છે માટે ક્લેશકારી ધનને ધિક્કાર છે.

પૂર્ણ ન થઇ અને ઘણું દુઃખ પામી ત્યારે તે ઉપરના વાક્ય પ્રમાણે 'આશા છે તે પરમ દુઃખ છે તથા નિરાશા છે તે પરમ સુખ છે' એમ નિશ્ચય કરી આશાનો ત્યાગ કરી સુખથી સૂતી. તેમ જે ડાકણની પેઠે દુઃખ દેનારી આશાનો ત્યાગ કરે છે તે સુખે સુવે છે. આશા રાખનારને આખા જગતનું દાસ થઇને રહેવું પડે છે; પરંતુ જે આશાને દાસી કરે છે એટલે આશાને જીતે છે તેને આખું જગત્ દાસરૂપ છે. અર્થાત્ જેણે ન મટે એવી નિરાશાને ગ્રહણ કરી તેજ ખરેખરો સુખી થાય છે અને તે સુખ અમૃતના જેવું છે. માટે દુઃખ દેનારી આશાનો ત્યાગ કરીને નિરાશાને ગ્રહણ કરવી.

---

पाशो हि को यो ममताभिधानः
संमोहयत्येव सुरेव का स्त्री।
को वा महांधो मदनातुरो यो
मृत्युश्च को वापयशः स्वकीयम् ॥

अर्थ.

शिष्य—हे स्वामिन्। पाश कोने केहेवो ?

गुरु—जेनुं नाम ममता केहेवाय ते पाश जाणवो.

शिष्य—मदिरानी पेठे मोह कोण उपजावे छे ?

गुरु—स्त्री छे ते मदिरानी पेठे मोह उपजावे छे.

शिष्य—मोटो अंध कोण ?

गुरु—जे कामदेवथी आतुर थयेलो होय ते.

शिष्य—मृत्यु एटले शुं केहेवाय ?

गुरु—पोतानो अपयश थाय तेज मृत्यु केहेवाय.

## टीका.

જેનું નામ મમતા કેહેવાય તે પાશ જાણવો. ગળામાં દોરીનો ટુંપો દેવામાં આવે છે તેને ગળાટુંપો અથવા ગળાફાંસો કહે છે. આ ગળાફાંસો એટલે પાશ સમજવો. મમતા છે તેજ તે પાશ છે. આ દેહ હું છું, મારા જેવો કોઇ જગતમાં નથી, હુંજ વિદ્યાવાન્ છું. હુંજ ધનવાન્ છું, હુંજ રૂપાવાન્ છું, હુંજ મોટો છું, હુંજ સમજું છું, આ મારૂં ધન, આ મારૂં ધામ, આ મારી સ્ત્રી, આ મારા પુત્ર, આ મારો પરિવાર અને આ મારાં સગાં એમ મનમાં માનવું; નાતજાતમાં તડ પાડવાં, નીચને નમવું પણ બરોબરિયાને ન નમવું અને પોતાનું માન રાખતાં અતિ દુઃખ અને અડચણ પડે તો પણ અભિમાન મેલવું નહિ તેનું નામ મમતા કેહેવાય છે. એ મમતા છે તે જ ખરો પાશ છે માટે આ ઉપરથી એમ સાર લેવાનો છે કે મમતાને મેલી દેવી. જગતમાં મમતા છે તે જ દુઃખનું મૂલ છે. મમત્વ ટળ્યું એટલે સર્વ દુઃખ [ કલેશ ] ની નિવૃત્તિ સહજમાં થાય છે. મમત્વથી ખોટું તે સાચું અને સાચું તે ખોટું લાગે છે. અધ્યાત્માદિ તાપોને આપનાર પણ મમત્વ જ છે. ઘણા ઘણા મહારાજાઓ રણસંગ્રામમાં મરાયા છે અને મોટાં રાજ્યો ઉંધાં વળી ગયાં છે તે પણ મમત્વથી જ. ઘણા

ઘણા લોકો ધનાદિકને મેલી પોતાના પ્રાણુને પણ યમ-પુરીના પરોણા કરે છે તે મમત્વથી જ. ઝાઝું શું કેહેવું ! પણ આપણે જે અનેક જન્મ-મરણના ફેરામાં ફસાઈએ છિયે એ પણ મમત્વથી. એ મમત્વ મટી ગયું એટલે મહા સુખરૂપ દશાની પ્રાપ્તિ થાય છે. માટે મમત્વના પાશને વિવેકરૂપ કાતરથી કાપી નાખવો.

સ્રી છે તે જ મદિરાની પેઠે મોહ ઉપજાવનારી છે. આટલા માટે મદિરા જેવી તો શું પણ મદિરારૂપ લખવામાં પણ કાંઇ વધારે પડતું નથી. ગોળ વગેરે પદાર્થો-માંથી બનતી અપવિત્ર મદિરા ઘણી જાતની હોય છે. તે મદિરાઓ, જે અવિવેકી લોકો તેને ગ્રહણ કરે છે, તેને જ માત્ર મોહ ઉપજાવે છે, પરંતુ સ્રીરૂપ મદિરાએ તો આખા જગતને દેખવામાત્રમાં મોહ પમાડયું છે. મોહમાં મૂર્છા પમાડી દેનારા ઘણા પદાર્થો આ સ્રીની આગળ હલકા પડે છે. કેમકે તે પદાર્થો ખાવા વિગેરે ઉપયોગમાં આવ્યાથી જ પોતાનું બલ દેખાડે છે; પરંતુ આ તો દર્શન માત્રમાં જ સર્વને મોહિત કરે છે. સ્રીના દર્શનથી મોહ પામેલા, વિદ્વાન્ છતાં મૂર્ખ બને છે, ચતુર છતાં ભાન ભૂલે છે, મનુષ્ય છતાં વાનર થઈ જાય છે, દેખતાં છતાં કાંઇ જોઈ શકતા નથી. શ્રવણ શક્તિ છતાં સાંભળી શકતા નથી. માત્ર ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં, અને સર્વ વ્યવહારમાં એ માદક વસ્તુને જ આગળ તરતી જોયા કરે છે. આ કેટલો બધો મોહ છે ? ખાવાના પદાર્થોનો મોહ તો ઘડિયે બે ઘડિયે કે એકાદ દિવસે ઉતરે અને કોઈ અપસ્માર

જેવા રોગથી થયેલી ગાંડાઇ બે ચાર દિવસે પણ મટે; પરંતુ સ્ત્રીના દર્શનથી લાગેલો મોહ તો બાલકથી માંડીને ઘરડા સુધી મરણપર્યંત છોડતો નથી. અરેરે ! એટલેથીજ ક્યાં છૂટકો છે ? એના મોહના તો એવા ઝપાટા લાગે છે કે અન્ય જન્મમાં પણ તેની અસરથી ઘણાં ઘણાં દુઃખોનું પાત્ર થવું પડે છે અને મનુષ્યજન્મથી કરી લેવાનું શુભ કાર્ય રખડી પડે છે કે જેને માટે બીજી વાર વારો આવવાની આશા રાખી શકાતી નથી. વિદ્વાન્ અને મૂર્ખ એ સર્વને, એ સ્ત્રીરૂપ માયાથી થયેલો મોહ, ક્ષણવાર પણ સદ્વિચાર કરવા દે તો એના જેવો કોઇ ભાગ્યશાળી નહિ. અહો ! હાડકાં ચામડાંથી બનેલા પૂતળામાં આ કેવી માદકતા કે જેણે આખા જગતને પોતાના પાશમાં લઈ લીધું છે ? એ વસ્તુને મેળવવી, તેને ઉપયોગમાં લેવી, એનું સંરક્ષણ કરવું, અને એને દુઃખે દુઃખી અને એને સુખે સુખી થઇને કુંભારના ચાકડાની પેઠે ફર્યાં કરવું એવી સ્થિતિ આ જગતમાં કયા માણસની નથી થઈ ? સાધારણની તો વાતજ નહિ પણ મહાતપસ્વી અને વિચારવાન્ પુરુષો પણ એ માદક વસ્તુથી ક્ષણવાર પણ મોહ પામ્યા છે, અને ઈશ્વરાવતારો પણ તેનાથી દૂર રહી શકયા નથી. વધારે દાખલાની કાંઇ આંખે પ્રત્યક્ષ દેખાતી વાતમાં જરૂર પડે તેમ નથી. વધારે તો શું પણ નિર્વિકાર પરમાત્મા પણ પોતાની માયાશક્તિને વશ થઈ ગયેલા જેવા જણાય છે તો પ્રાણીવર્ગની તો વાતજ શી કરવી ? સારાંશ એ કે સ્ત્રીજાતના જેવો મોહ બીજી એકે વસ્તુ કરતી નથી. સ્ત્રીની વાત, સ્ત્રીનાં દર્શન, સ્ત્રીનાં ચિત્ર, અને સ્ત્રી જેમાં મુખ્ય

હોય તેવા સમાજ વિગેરેમાં સર્વની પ્રવૃત્તિ થાય છે એટલું જ નહિ પણ ખાનપાન વિગેરે પણ તે કારણસર વિસરી જવાય છે તે તેના મોહકપણાથીજ. મોટા રાજાઓ પોતાનાં રાજ્યપાટ ખોઈ બેઠા છે. મહા તપસ્વીઓ પોતાનાં તપને ખોઇ બેઠા છે, અને પતંગ જેમ અગ્નિમાં પડી નાશ પામે તેમ એ સ્ત્રીના સંસર્ગથી થયેલા મોહથી મરણરૂપ પાશમાં પડી ઘણા નાશ પામ્યા છે. ગૃહસ્થ[1] થયા હોય તેને કાર્યપરત્વે સ્ત્રીરૂપ માદકપદાર્થનો અંગીકાર અને તે ઉપર પ્રેમ સંસારમાં અનુચિત ગણાતો નથી, પણ તે પક્ષમાં પણ વિવેકદૃષ્ટિથી જોવાની બહુ જરૂર છે. પરંતુ તેથી વ્યતિરિક્ત આશ્રમવાળાને તો સ્ત્રીસંબંધી વાતો પણ કાનપર લેવાની કે તેનાં ચિત્રો પણ જોવાની જરૂર નથી તો પછી પ્રત્યક્ષ જોવાની તો વાતજ શી કરવી ? કેમકે એ એવો મોહક પદાર્થ છે કે સઘળી જાતનો વિવેક ભુલાવીને જાદુની પેઠે મનને ખેંચી લઈ ભૂલ ખવરાવે છે. આમ થવાનું કારણ શું હશે તે જાણવું કાંઇ કઠણ નથી. આગળ જે શત્રુઓ

૧ ગૃહસ્થાશ્રમમાં રેહેનારે તે આશ્રમના ધર્મો પાળવા માટે પાણિગ્રહણ કરવું પડે છે. તેને તેમ થયા પછી પરસ્પર મમતા અને એકત્વ કરવું પડે છે તે, તે આશ્રમ ચલાવવાના પક્ષમાં સાંસારિક રીતિમાં સુખરૂપ છે અને તેમ થવું જોઈએ. પણ અતિ આસક્તિ અથવા વિવેક વગરની આસક્તિથી તેમાં દુઃખ કલેશ અને જન્મમરણ પ્રાપ્ત થાય છે તે તો પ્રસિદ્ધજ છે. માટે ગૃહસ્થાશ્રમવાળાએ પણ સાધનસંયુક્ત થઈ સ્ત્રીરૂપ ગઢને આશ્રયે કામાદિકને જીતી પછી નિરાસક્ત થઈ તે સંસારથી છુટવાનું લક્ષ રાખવું જોઈએ. નિકર પછી આંધળા કુવામાં પડયા તો પાછો તેમાંથી નિકળવાનો વારો કયારે આવશે તે નિશ્ચય નથી.

કહ્યા છે તેમાંનો પહેલો શત્રુ જે કામ છે તે કામ સ્ત્રીરૂપ મોહક પદાર્થમાં મોહ કરાવે છે; માટે તે પદાર્થ ઉપર ક્રોધ નહિ કરતાં ક્રૂર સ્વભાવના કામનેજ શીક્ષા કરી તેને ટાળી નાખવો અથવા તો તેને ઈશ્વરપદની પ્રાપ્તિ જેવી શુભ ઈચ્છારૂપ કરી દેવો. મનની દુષ્ટ ભાવનાને લીધે સુંદરતા, પ્રિયતા અને ઉપયોગીપણું માનવામાં જે ભૂલ થાય છે તેમાં સાચી વસ્તુનો શો અપરાધ છે? મહાત્મા ઉદાર પુરૂષો આટલામાટે પોતાની કામનાસર્વનો નાશ કરીને એવી વસ્તુની ભાવના કરતાજ નથી. પણ અરે આવા મહાત્મા વિવેકી પુરૂષો જગતમાં ઘણા થોડા જોવામાં આવે છે, કેમ કે સ્ત્રીરૂપ મોહક મદિરાએ મહાત્માઓનો પાક ઘણો ઓછો કરી નાંખેલો છે. એટલામાટે કેહેવાની જરૂર છે કે એ મોહક મદિરારૂપ સ્ત્રી ગમે તેવી કરૂપડી, નીચ કુલની અને સુગામણી હશે તોપણ તે ભુલાવ્યા વિના રેશે નહિ તો રૂપવાળી સ્ત્રીની તો વાતજ શી કરવી? જેઓ લાજ–મર્યાદાવાળી સ્ત્રીઓ હોય છે તેઓ તો બહાર ફરતી નથી અને કોઈને મુખ દેખાડતી નથી; પરંતુ નિર્લજ્જ અને મર્યાદા વગરની હોય છે તેઓ ચારેકોરે ભાટક્યા કરે છે તેથી નજરે પડવાનો સંભવ છે. તે માટે ગમે તેવી સ્ત્રી હોય તે અપવિત્ર મદિરાના જેવી મોહક જાણી તેની સામું પણ જોવું નહિ. જેઓને પરિપૂર્ણ વિવેકદૃષ્ટિથી ભેદબુદ્ધિ ટળી ન હોય તેઓના અંતઃકરણમાંથી કામનાઓ નીકળતી નથી, અને તેને લીધે ઇન્દ્રિયોના ભોગોમાં અભિરુચિ નિરંતર વધતી જ રહે છે. આવા ભોગની ઇચ્છાવાળાઓ સઘળું દેખતાં છતાં અંધ અની

જાય છે. આટલું જ નહિ પણ પોતાના હૃદયચક્ષુને પણ તેઓ ફોડી બેસે છે. જ્યારે હૃદયચક્ષુ ફૂટયું ત્યારે પછી, પાપપુણ્ય કે સારૂં-નરતું કાંઈ તેઓને સુઝતું નથી અને ચારે કોરે ઠેસો ખાતા ભુંડેહાલે આથડયા કરે છે. આવાઓ સ્ત્રીરૂપ મદિરાના મોહથી કોઇ રીતે બચી શકતા નથી. જેઓ જગતની ઉપર મોટો ઉપકાર કરનારા, તપસ્વી અને જેઓ સર્વ ભોગોથી ભરેલા હોય છે તેવાને પણ સ્ત્રીરૂપ મદિરા મોહ કરી દેછે ત્યારે ઉપરના પામર પ્રાણીની શી વાત? પારાશર, ઇંદ્ર, ચંદ્ર, અને વિશ્વામિત્ર જેવાઓ કે જેના પરાક્રમનો સહસ્ત્રાંશ પણ કોઇથી થાય નહિ તેઓની ઇતિહાસમાં અપકીર્તિ આપણે કાંઇક સાંભળિયે છિયે તે પણ એ સ્ત્રીરૂપ મદિરાના મોહકપણાથી જ. એ મોહિનીથી મોહ પામેલા પામર મનુષ્ય પ્રાણીઓ કેવાં કેવાં પાપ કરે છે તેનો ટુંકો દાખલો એક લખ્યો છે.

ભરતખંડમાંહેના વાગડ દેશમાં એક કોઈ રાજાનો કારભારી ઘણોજ કામી હતો. કાલની પ્રબલતાથી પોતાની સ્ત્રીને ગર્ભ રહ્યા છતાં પણ એ અવિવેકી અંધ તેના સંયોગથી વિરામ પામ્યો નહિ. એટલું જ નહિ પણ બાલકના જન્મથી તેની માતાના સ્તનમાં ભરાયલું દૂધ ધવાઈજવાથી તે ગ્રંથીઓ ઉપભોગ જેવી નહિ રહે વિગેરે હાડકાં-ચામડાંના નીચ વિચારોનું નિરંતર સ્મરણ કરનાર તે અભાગીએ પ્રસૂતિકાલનો સમય પ્રાપ્ત થતાં બાલકને જોર-જુલમથી મારી નાખવાની ફરજ પાડી અને તેમ નહિ કરે તો સ્ત્રીને પણ ત્યાગ કરવાની બીક દેખાડી, જેથી તેને

આધીન થઇને ટુંકી બુદ્ધિની સ્ત્રીએ તે નીચ કામ કર્યું. શિવ શિવ!! કેવું સાહસ, કેટલું અજ્ઞાન, અને કેવો અવિચાર કે સ્ત્રી અથવા પુરૂષને આ કામાંધપણાને લીધે શું પાપ કરિયે છિયે તે જાણવામાં આવ્યું જ નહિ. આવી રીતે ખોટી કામનાઓને લીધે ઘણા કામાંધપુરૂષો સ્ત્રીઓનાં ધ્યાન ધરે છે અને તેવી દુષ્ટસ્ત્રીઓ કામાંધોનાં ધ્યાન ધરે છે અને મહાપાપ કરીને નરકયાતનાનાં તથા પશુ આદિના અવતારોનાં પાત્રો થાય છે. તથા આપણી શી ગતિ થશે તેનો તેને ક્ષણવાર પણ વિચાર આવતો નથી. અરેરે! આ સમજણવાળો મનુષ્યદેહ શા સારૂ છે? ત્યારે તો પશુ–પક્ષીનો દેહજ યોગ્ય હતો કે જેમાં સારા–માઠાની ખબર પડતી નથી. ખરૂં જોતાં વિચારીયે તો સ્વકીયાસ્ત્રી-સંગ પણ આસક્તિને લીધે બંધનરૂપ થાય, ત્યારે તેને મેલી બીજે પાપદૃષ્ટિ કરનારાના પાપની અને બંધનની તો વાતજ શી કરવી? જગતમાં અપકીર્તિ થાય, વ્યાધિઓ વધી પડે, ઉપાધિઓ આવી પડે, અને કાગડા–કુતરાના જેટલું ભાન પણ તેવા માણસનું રહે નહિ તથા છેવટ રખડી રઝળી ભુંડે હાલે મરણ પામતાં યમરાજાના માર ખાવાને અને નરકની ઉગ્ર યાતના ખમવાને પાત્ર થાય. પરસ્ત્રીનો સંગ કરનાર ભડવાઓના જે સોબતી હોય તેનો સહવાસ પણ નરકમાં નાખે તો પછી પ્રત્યક્ષ સંગ કરનારની તો વાત જ શી કરવી? હજારો પ્રકારની પૂજા, પાઠ અને દાન ધ્યાન કે તપ કર્યાં હોય તે, આવા પાપી લોકોનાં ક્ષણવારમાં બળી જઇને તેને બદલે મોટા પાપના ઢગલા થઇ રહે છે અને તેઓ પાપના ઢગલાના પ્રતાપે કરોડો

વર્ષસુધી નરકનાં દુઃખ ભોગવતા રડયા કરે છે. આવું છે તેનો વિચાર નથી કરતો એટલા માટે કામી માણસ દેખતાં છતાં આંધળો છે. આંખથી જે આંધળો હોય તે તો કામાંધ કરતાં લાખ વાતે દેખતો છે, કેમ કે તે પોતાના હૃદય-ચક્ષુથી જોઈને પાપમાર્ગ છોડીને પુણ્યને માર્ગે ચાલે છે. માટે આ ઉપરથી એવો બોધ લેવાનો છે કે કામાંધ થવું નહિ અને પરસ્ત્રીઓને કુદૃષ્ટિથી જોવી પણ નહિ. એટલું જ નહિ પણ તેવે પાપને માર્ગે ચાલનારા પાપીની સંગતિ પણ કરવી નહિ. આવી રીતે અસંગ રહીને જે એ મોહિની-રૂપ મદિરાના મોહમાં ફસાયો નહિ તે ખરેખરો ભાગ્ય-શાળી અને પરમસુખનો અધિકારી છે. એટલા માટે તે વિષે નિરંતર કાળજી રાખવી.

પોતાનો અપયશ એનું નામજ મૃત્યુ છે. જગતમાં સારે માર્ગે ચાલે છે તેની કીર્તિ ગવાય છે અને સારો માર્ગ મેલી નઠારે માર્ગે ચાલે છે તેની અપકીર્તિ ગવાય છે. એ અપકીર્તિ એનું નામજ અપયશ કેહેવાય. પોતાનાં સારાં આચરણ અને મહાન કાર્ય કે ઉદાર અંતઃકરણને લીધે કે પ્રૌઢ પ્રતાપને લીધે જેઓ આ પંચભૂતના સંઘાત-રૂપ શરીર પડી ગયા છતાં પણ જગતમાં ગવાય છે તેઓ મુવેલા સમજવા નહિ. કેમ કે તેનું સ્થૂલ શરીર અદૃશ્ય થયું પણ કીર્તિરૂપ શરીર સદાકાલ અજર અને અમર છે. અને એથી એટલાં નઠારાં આચરણ તથા હલકાં કાર્ય કે ક્ષુદ્રઅંતઃકરણને લીધે કે દુર્ભાગ્યને લીધે આ પંચ-ભૂતના સંઘાતરૂપ શરીર જીવતાં છતાં પણ જગતમાં નિંદાય

છે અને જેને કોઈ જોવા ઈચ્છતું નથી, તેઓ જીવતા સમજવા નહિ; કેમ કે તેનું સ્થૂલ શરીર કદી દેખાતું હોય તોપણ તે ન દેખાયા બરાબર અથવા મરી ગયા બરાબર છે. ખરૂં જીવવું એ કીર્તિંજ છે. કેમ કે શરીર તો કોઇ દિવસ પણ ક્ષણભંગુર હોવાથી પડી જાય પણ કીર્તિં તો અજર–અમર રહે છે. એટલામાટે કીર્તિંથી જીવવું એજ ખરૂં જીવવું છે. એથી ઉલટું જીવવું એ તો મરણ ન હોય તોપણ મરણ બરાબરજ છે.

**स जीवति यशो यस्य कीर्तिर्यस्य स जीवति ।**
**अयशोऽकीर्तिसंयुक्तो जीवन्नपि मृतोपमः ॥**

જેની કીર્તિં છે તે જીવે છે અને જેને યશ હોય છે તે જીવે છે પણ જેનો અપકીર્તિં સહિત અપયશ હોય છે તે જીવતો હોય તોપણ મુવા જેવો છે.

જેમ મરેલા શરીરને ગમે તેવું સગપણ હોય, ગમે તેવો સંબંધ હોય, ગમે તેવી ઉંચી જાત હોય, ગમે તેવું રૂપ હોય પણ કોઇ સ્પર્શ કરતું નથી કે ઘરમાં રાખતું નથી તેમ અપકીર્તિં કે અપયશવાળા શરીરને ગમે તેવું સગપણ હોય, ગમે તેવો સંબંધ હોય, ગમે તેવી ઉંચી જાત હોય, ગમે તેવું રૂપ હોય, પણ કોઈ સ્પર્શ કરતું નથી, એટલુંજ નહિ પણ પાસે બેસવા પણ દેતું નથી. દેશનું કલ્યાણ કરનારા વિચારવંત વિવેકી લોકો મરવું અંગીકાર કરીને પણ કીર્તિં મેળવવામાં ઉત્સાહ રાખે છે પણ જગતમાં પશુ સમાન મૂર્ખ લોકો સિવાય કોઈ બીજા એવા નથી કે અપકીર્તિંની ઈચ્છા કરે. મૂર્ખ લોકોને તેની

સમજણ નથી હોતી; પરંતુ જે જાણે છે તેને તો મોત કરતાં પણ અપયશ છે તે વધારે દુઃખદાયક છે. જગતમાં એક જન્મવારામાં મોતનું દુઃખ તો એક જ વાર ખમવું પડે છે પણ અપયશનું દુઃખ તો ઘડિયે ઘડિયે અને ક્ષણે ક્ષણે મોત કરતાં પણ અધિક ખમવું પડે છે. જગતમાં જીવવાની આશા અતિ બલવાન્ છે અને તેને માટે લોકો બને તેટલો ધન-માલ વિગેરેનો ઉપયોગ કરે છે. એ જીવતરને પણ નહિ સંભારી મરણને અપકીર્તિ કરતાં વિવેકીઓ સારું ગણે છે એવા દાખલા કાંઈ થોડા નહિ મળે. 'આપણી કીર્તિ થાય, લોકો આપણને સારા કહે' એ, જો અપકીર્તિમાં મરણ તો શું પણ મરણ કરતાં અધિક દુઃખ છે, તોજ લોકો માને છે. ઘણાને મોઢે આપણે 'ઈશ્વર લાજ-આબરુમાં અન્નવસ્ત્ર આપે એટલે બસ છે.' એવાં વાકયો સાંભળિયે છિયે. માણસો જેમ જીવવામાટે અનેક પ્રયત્નો કરે છે તેમ કીર્તિનેમાટે પણ અનેક પ્રયત્નો કરે છે. મરણનેમાટે જેમ કોઈ પ્રયત્ન કરતું નથી તેમ અપકીર્તિને-માટે પણ કોઈ પ્રયત્ન કરતું નથી. મરણ પામેલામાં તેજ બલ કે પ્રતાપ રેહેતાં નથી તેમ અપકીર્તિવાળામાં પણ તેજ બલ કે પ્રતાપ રેહેતાં નથી. બોધવાન્ માણસ જેમ જીવતાં બંધનમુકત કેહેવાય છે તેમ અપકીર્તિવાળો માણસ જીવતે મુવો કેહેવાય છે. એટલામાટે મૃત્યુથી બીનારા માણસે પોતાનો અપયશ થવા દેવો નહિ. મૃત્યુ છે તે તો શરીર ક્ષણભંગુર હોવાથી મનુષ્યપ્રાણીના સ્વાધીનમાં નથી એટલે એને અટકાવી શકાતું નથી, પરંતુ

અપકીર્તિ પોતાનાં નઠારા આચરણોથી થાય છે તેથી અટકાવવી એ પોતાનાં સ્વાધીનમાં છે; માટે પોતાને સ્વાધીન વાત હોય તેમાં બુદ્ધિમાન માણસે ભૂલ ખાવી નહિ. મૃત્યુ જેમ આ કુલવાન્ છે, વિદ્વાન્ છે, ધનવાન્ છે, રૂપવાન્ છે, ઓથવાન્ છે, બાલક છે, વૃદ્ધ છે, જુવાન છે કે સર્વના આધારરૂપ કે કીર્તિમાન છે એમ આવે છે ત્યારે જોતું નથી; તેમજ અધર્મ, અવિવેક અને અપવિત્રતાના આચરણથી થએલી અપકીર્તિ પણ આવે છે ત્યારે ઉપર પ્રમાણે ગુણ શીલ વય આદિને જોતીજ નથી. એકવાર તેણે પોતાનો પગ માંડચો કે તે કડવી વેલની પેઠે વધતીજ જાય છે. મૃત્યુ જેમ જેની ઉપર પડે છે તે જગતમાં રેહેતો નથી તેમ જેની ઉપર અપયશ કે અપકીર્તિ પડે છે તે પણ જગતમાં રેહેતો નથી. મરેલાને કાંઇ સંસારવ્યવહાર રેહેતો નથી પણ અપકીર્તિવાળાને સંસારવ્યવહાર રહે છે અને તે એવી દશામાં સિદ્ધ થઇ શકતો નથી તેથી તે કરતાં મૃત્યુ વધારે સારૂં લાગે છે. ઘણાં ઘણાં સ્ત્રી-પુરુષોએ મરણનેજ પ્રિય ગણ્યું છે તે અપયશના દુઃખની બીકથીજ. અપયશ હોય તો મૃત્યુનું શું પ્રયોજન છે? કેમ કે ભર્તૃ-હરિ પણ કહે છે કે 'अपयशो यद्यस्ति किं मृत्युनां ।' આમ છે એટલામાટે યશને વધારનારાં સદાચરણો અને સત્કર્મો કરવાં જોઇએ. જો બીક રાખવી તો મૃત્યુની નહિ પણ અપયશનીજ રાખવી, કેમ કે મરણનો મારેલો નરકમાં પડતો નથી, પરંતુ અપયશનો મારેલો નરકમાં પડે છે. અપયશવાળો અપયશથીજ મરેલો છે તેને મોત તો નામમાત્ર

મરણ છે.[1] આ સંસારમાં સર્વ અનિત્ય છે માટે કીર્તિથી જીવવાનું જ પ્રયત્ન રાખી અપકીર્તિરૂપ મરણથી બચી જવું જોઈએ. કેમ કેઃ—

चलं वित्तं चलं चित्तं चले जीवितयौवने ।
चलाचलमिदं सर्वं कीर्तिर्यस्य स जीवति ॥

ચિત્ત ચંચલ છે, વિત્ત ચંચલ છે, જીવિત અને અને જુવાની ચંચલ છે તથા ચર–અચર સર્વ જગત આખું ચંચલ અર્થાત્ નાશવાન્ છે; પણ જેને કીર્તિ છે તે જીવે છે અર્થાત્ સદૈવ અમર છે.

સારાંશ કે એવી ચલ વસ્તુને માટે અપકીર્તિ નહિ કરતાં સર્વને નાશાત્મક જાણી કીર્તિરૂપ કાયાને અજર અમર કરવી. કેમ કે મનુષ્યજન્મનું એજ કર્ત્તવ્ય છે.

---

को वा गुरुर्यो हि हितोपदेष्टा
शिष्यस्तु को यो गुरुभक्त एव ।
को दीर्घरोगो भव एव साधो
किमौषधं तस्य विचार एव ॥ ७ ॥

---

૧ આ સિવાય રસને નહિ જાણનારની આગળ કવિતા કહેવી કે પોતાને મોઢે પોતાનાં વખાણ કરવાં વિગેરે મૃત્યુરૂપ કહ્યાં છે. તેમાં પણ પોતાને મોઢે પોતાનાં ગુણ ગાવા એ અપયશનું કારણ હોવાથી તે પણ તે પ્રમાણેજ સમજવું.

## अर्थ:

शिष्य—गुरु कोण केहेवाय ?

गुरु—जे हितनो उपदेश आपे ते गुरु.

शिष्य—शिष्य कोण केहेवाय ?

गुरु—जे गुरुनो भक्त होय तेज शिष्य.

शिष्य—हे साधो ! मोटो एटले असाध्य रोग कयो छे ?

गुरु—संसार छे ते मोटो एटले असाध्य रोग छे.

शिष्य—तेनुं औषध शुं छे ?

गुरु—ते संसारनो विचार करवो ते औषध छे.

## टीका.

ઉપદેશ કરનાર હોય તેજ ગુરુ કેહેવાય. સુખને આપે અને દુઃખને મટાડે તેનું નામ હિતનો ઉપદેશ કેહેવાય. ચોરાશી લાખ જીવયોનિમાં જન્મ અને મરણ ધર્યા કરવાં એ જેવું બીજું એકે દુઃખ નથી. કૈવલ્યમુક્તિને પામવું તે જેવું એકે સુખ નથી. જ્ઞાનથી કર્મવાસના સર્વ ક્ષય થઇ જઈ સ્વરૂપસ્થિતિ પ્રાપ્ત થવાને લીધે જન્મ-મરણનો ફેરો મટે એજ કૈવલ્યમુક્તિ છે. તે વેદાંત શાસ્ત્રના શ્રવણ મનન તથા નિદિધ્યાસનદ્વારા સદ્ગુરુની કૃપાથી થાય છે. અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન એ પ્રમાણે વેદાંતશાસ્ત્રના ચાર અનુબંધ છે. *ચાર સાધનથી યુક્ત મુમુક્ષુ હોય તે અધિકારી, જીવ અને શિવની એકતા તે વિષય, બ્રહ્મનું પ્રતિપાદન કરનારૂં પ્રકરણ તે સંબંધ અને આનંદ

---

* પ્રથમ કહેલાં છે તે.

થાય ને ક્લેશ જાય તે પ્રયોજન એમ સમજવું. આવા અનુબંધવાળા વેદાંત શાસ્ત્રના પ્રમાણુથી ઉપર કહેલા દુઃખને મટાડી સુખ પમાડે અર્થાત્ મુક્ત કરે તે હિતોપદેશ કેહેવાય. કોઈને શંકા થાય કે ગુરુ હોય તે તો એવોજ ઉપદેશ કરે ત્યારે એમ કેહેવાનું શું કારણુ અને એક કૈવલ્યમુક્તિ કહી ત્યારે બીજી મુક્તિ હશે કે નહિ ? તો તેમાં પેહેલો મુક્તિવિષે ખુલાસો આ પ્રમાણે સમજવો. મુક્તિ ઘણા પ્રકારની છે તેમાં સાલોક્ય,[1] સામિપ્ય,[2] સારૂપ્ય,[3] અને સાયુજ્ય,[4] એ ચાર પ્રકારની મુક્તિ શ્રેષ્ઠ કેહેવાય છે. આ ચારમાં પણુ ચોથા પ્રકારની સાયુજ્ય મુક્તિ શ્રેષ્ઠ છે; પરંતુ છેવટે તેથી પણુ પાછું પડવું પડે છે. માટે જે મુક્તિ થયા પછી પાછું પડાય નહિ તે કૈવલ્યમુક્તિ છે તેજ સર્વથી શ્રેષ્ટ છે. શ્રીભગવાન્ કહે છે કેઃ—

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तते तद्धाम परमं मम ॥

અવ્યકત અને અવિનાશી જે બ્રહ્મ છે તેજ પરમ ગતિ છે અને તેજ મારૂં ધામ છે કે જેને પામીને પુરૂષ પાછું જન્મ–મરણુ પામતો નથી.

આ પરમધામરૂપ કૈવલ્યમુકિતને, છતે દેહે જીવન્મુકત દશા થઈ જાય ત્યારે પમાય છે અને એજ મુકિત ઉત્તમ છે. હવે ગુરુવિષે ખુલાસો.

---

૧ ભગવાનના લોકમાં રેહેવાય. ૨ ભગવાનની પાસે રેહેવાય. ૩ ભગવાનના જેવી આકૃતિનું થવાય. ૪ તેમાં લીન થઈ જવાય.

ભક્તિમાર્ગમાં આવો ક્રમ કહ્યો છે. જ્ઞાનમાર્ગમાં તો એક કૈવલ્યમુક્તિજ કેહેવામાં આવે છે.

જગતમાં ગુરુપદ ધારણુ કરનારાઓ પણુ ઘણા હોય છે. કેટલાક મોટાં મોટાં શાસ્ત્રો ભણ્યા હોય છે ને બુદ્ધિમાન્ હોય છે પણુ ઇંદ્રિયોના વિષયો ભોગવવાની ઇચ્છા ગઇ ન હોય અને જ્ઞાનનો અનુભવ થયો ન હોય તેથી પોતાના શિષ્યોને વિષય ભોગવવાનો ઉપદેશ કરે છે. અને ઉપદેશનાં વાક્યો ફેરવીને તેનો ઉલટો અર્થ સમજાવે છે. તત્પદ તથા ત્વંપદની એકતા દેખાડનારૂં અષ્ટાવક્રનુ વાક્ય કેવો સરસ બોધ આપે છે તે જુવો—

आत्मानमद्वयं कश्चिज्जानाति जगदीश्वरम् ।
यद्वेत्ति तत्स कुरुते न भयं तस्य कुत्रचित् ॥

જગતના ઇશ્વરને અને આત્માને એટલે તત્પદ–ત્વંપદના અર્થને એકરૂપ જાણુનાર હજારમાં એકજ હોય છે. તે પુરૂષ ‘ આ કરવા યોગ્ય કામ છે ’ એમ માને છે તે કામ કરે છે. તેને આ લોક–પરલોકમાં ભય નથી.

કરવા યોગ્ય જે કામ લાગે તે કરે એમ કહ્યું તેથી ગમે તેમ આડે માર્ગે ચાલે એમ સમજવું નહિ. જેમ કોઇ રાજાનો કુંવર બાલક હોય તેને ચોર ઉપાડી ગયા હોય તો તે ચોરના સહવાસથી ચોરી કરવા શીખે, પણુ મોટો થયા પછી કોઈ ભાટચારણુ આવીને પોતાના બાપ–દાદાની વંશાવળી સંભળાવે તો ચોરનો સહવાસ મેલી તથા ચોરનો ધંધો મેલી પોતાનું રાજ્ય ભોગવે અને પછી ગમે તેમ કરે. અર્થાત્ બીજા રાજાઓને જીતીને પોતાનો દેશ આબાદ કરે ને ચોરને પકડીને દંડ દે; તેમ આ જીવરૂપ એક

રાજકુમાર અજ્ઞાનરૂપ બાલકપણાથી અવિદ્યારૂપ દેશમાં પડયો છે, તે ચોરરૂપ ઇંદ્રિયો જેમ ચલાવે તેમ ચાલે છે, પણ વિવેકરૂપ મોટાઈ આવે છે ત્યારે વેદશાસ્ત્રરૂપ ભાટ–ચારણો પાસેથી બ્રહ્મસ્વરૂપરૂપ વંશાવળી સાંભળી બ્રહ્મસ્વ-રૂપરૂપ પોતાનું રાજાપણું પામીને કરવા ધારે તે કરે. અર્થાત્ ઇંદ્રિયોના વિષયોમાં અજ્ઞાન દશાની પેઠે પછી કદીપણ ઇચ્છા કરે નહિ; પરંતુ માયા, અવિદ્યા અને કર્મનો નાશ કરી બ્રહ્મરૂપ એક ઈશ્વરજ છે એવો નિશ્ચય કરે.

ઉત્તમ વાકયોના આવા સવળા અર્થ મેલીને તેનો ઉંધો અર્થ સમજાવી દે છે કે 'જેણે હું આત્મા બ્રહ્મ છું એમ જાણ્યું તે પરમેશ્વર થયો માટે તેને કોઇનો ભય નથી, માટે જેમ ગમે તેમ કરે અર્થાત્ વિષયોને ભોગવે.'

જેઓ વિષયોમાં બુડી રહ્યા છે એવા ગુરૂઓ વિષ-યોને પ્રમાણ કરે છે ને શિષ્યોને ઉપદેશ કરી ભોગવાવે છે; તથા જે શિષ્યો અજ્ઞાનમાં બુડેલા હોય છે તેઓ તેવા ઉપદેશો પ્રમાણ કરે છે. આવા અજ્ઞાનિયોની શી દશા થાય છે તે વિષે યોગવાસિષ્ઠમાં લખે છે કે "ગુરૂ હોય છે તે, જ્ઞાનવિના કર્મનો નાશ નથી થતો તેથી અને શિષ્યને ખોટો ઉપદેશ કર્યો હોય તેથી કુતરો અવતરે; અને શિષ્ય હોય છે તેને જ્ઞાનવિના કર્મ ટળ્યાં ન હોય તેથી શીગોડો અવતરે અને પેલે અવતારે જે ગુરૂએ હરામનું ખાધું હોય તેને ચુસી લે છે. ત્યારપછી ગુરૂને ઝાડનો અવતાર આવે છે અને શિષ્યને વાઘોલનો અવતાર આવે છે."

આવા ઉલટા બોધ આપનારા ગુરૂ હોય તે ગુરૂ

કેહેવાય નહિ અને ગુરુ કરવાને યોગ્ય પણુ નથી. ગુરુ-ગીતામાં કહ્યું છે કેઃ—

**ज्ञानहीनो गुरुस्त्याज्यो मिथ्यावादी विडंबकः ।**
**स्वविश्रांतिं न जानाति परशांतिं करोति किम् ॥**

જ્ઞાનવગરનો મિથ્યાવાદી દંભી ગુરુ હોય તેનો ત્યાગ કરવો. એવો ગુરુજ કરવો નહિ કેમ કે તે પોતાની વિશ્રાંતિ જાણુતો નથી તો બીજાને શું શાંતિ કરે ?

જે ગુરુ જ્ઞાનની મૂર્તિ હોય, પોતે વિષયોનો ત્યાગ કર્યો હોય તેમ શિષ્યોને ત્યાગ કરાવતો હોય, અને જે શિષ્યોને મોક્ષનો ઉપદેશ કરતો હોય તે ગુરુ કેહેવાય. બાકી બીજા નામના ગુરુ છે. અને એટલામાટેજ હિતનો એટલે સારા અને સાચા માર્ગનો તથા સ્વસ્વરૂપનો ઉપદેશ કરનારને ગુરુ કહેલ છે.

આ ઉપરથી સમજવાનું એ છે કે જે સંસારના બંધનથી છોડાવે એવા જ્ઞાની હોય તેનેજ ગુરુ કરવા. કાગળના વહાણુથી દરિયો તરાય નહિ તેમ ખરા બોધવાન્ ગુરુવિના સંસારસાગર તરાય નહિ.

જે ગુરુનો ભકત હોય તે શિષ્ય કેહેવાય. ગુરુની આજ્ઞા માનવી, તે કહે તે ઉપર વિશ્વાસ રાખવો, તેની પરમેશ્વરની મૂર્તિની પેઠે પૂજા કરવી. ઇત્યાદિ ભકિત કરે તે ભકત કેહેવાય. બીજા દેવતાઓની પૂજા કરવી તે તો સેહેલી અને ગમે તેવી છે, કેમ કે તેમાં તો ઠાકોરજીને નામે મનગમતા ભોગ ભોગવવા મળે છે અને ગુરુની ભકિત કરવી તે તો કઠણુ અને ન ગમે તેવી છે, કેમકે

તેમાં તો ગુરુ કહે તેમ કરવું પડે, તેને આધીન રેહેવું પડે, અને વિષયો મનગમતા મળે નહિ. ગુરુના ભકત હોય એવા શિષ્યો આ જગત્‌માં ઘણા થોડા હોય છે. જેને માથે પરમેશ્વરની દયા હોય છે તેજ તેવા ગુરુભકત થાય છે અને ગુરુસેવાનો વિધિ જાણે છે. બીજા જાણતા નથી. ગુરુગીતામાં કહ્યું છે કેઃ—

**देवकिन्नरगंधर्वाः पितरो यक्षचारणाः ।**
**मुनयोपि न जानंति गुरुशुश्रूषणे विधिम् ॥**

દેવ, કિન્નર, ગંધર્વ, પિતૃ, યક્ષ, ચારણ, અને મુનિયો, એ કોઇ પણ ગુરુની પૂજા કરવાની રીતિ જાણતા નથી. અર્થાત્ તેઓ પણ ગુરુભક્તિ કરી શકતા નથી.

તે દેવતા વિગેરે તો—

**महाहंकारगर्वेण तपोविद्यावलेन च ।**
**संसारकुहरावर्ते भ्रमंति घटियंत्रवत् ॥**

તપોવિદ્યાના બલથી અને હુંપણાના ગર્વથી સંસારરૂપ ગુફાના મધ્યમાં ઘટમાલ જેમ વારંવાર ભરાતી-ઠલવાતી ભમ્યા કરે તેમજ જન્મ-મરણરૂપ ગોથાં ખાધા કરે છે.

આમ દેવાદિક ન જાણે એવી દુર્લભ ગુરુસેવાનો વિધિ છે માટે પ્રેમથી ગુરુની ભકિત કરવી. ગુરુની ભકિત વિના વિદ્યા મળતી નથી. કહ્યું છે કેઃ—

**गुरुवक्त्रे स्थिता विद्या गुरुभक्त्या च लभ्यते ।**
**त्रैलोक्येऽस्फुटवक्तारो देवाद्यसुरपन्नगाः ॥**

ગુરુના મુખમાં જે વિદ્યા રહેલી છે તે ગુરુની ભકિત કરવાથી મળે છે. ત્રિલોકીમાં દેવ અસુર કે પન્નગ વિગેરે ગુરુના

જેવી ચોખી રીતે કોઇ વિદ્યા કહી શકતા નથી. અર્થાત્ ગુરુ જેવી કૃપાથી યથાર્થ બોધ આપે તેવો કોઈ આપી શકતું નથી.

આટલા માટે ગુરુની ભક્તિ કરીને વિદ્યાનો અભ્યાસ કરી પરિપૂર્ણ બોધવાન્ થવું જોઇએ. પણ ગુરુભક્તિ અભિમાનવગરનો જે મુમુક્ષુ શિષ્ય હોય તે કરે છે. અભિમાનવાળાથી કદીપણ થતી નથી. માટે અભિમાન રહિત થઇને ગુરુભક્તિ કરે છે તો પરમેશ્વરને પામે છે. ગુરુને મેલીને એકલા પરમેશ્વરની ભક્તિ કરે છે તો તે ભક્તિ નિરર્થક થાય છે. બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવઆદિ દેવતાઓ, દેવર્ષિ, પિતૃ, કિન્નર, સિદ્ધ, ચારણ, યક્ષ, મુનિ અને બીજાં માણસોને ગુરુને મેલીને સેવે તો તે વૃથા છે. સર્વ તીર્થો કરતાં ગુરુ છે તેજ તીર્થરૂપ છે .માટે ગુરુને મેલીને અન્યથા ભટકવું નહિ. ગુરુ તો ઇશ્વર કરતાં પણ અધિક છે, કેમ કેઃ—

शिवे रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे न कश्चन ।

જો શંકરનો કોપ થયો હોય તો ગુરુ રક્ષા કરે છે. પણ જો ગુરુનો કોપ થયો હોય તો કોઈ રક્ષા કરતું નથી.

માટે જે શિષ્ય હોય તેણે ગુરુને એક ભાવે ભજવા. ગુરુને મેલીને બીજાને ભજે છે તો નરકમાં પડે છે. જેમ કોઈ ઝાડમાં ફલ થયું તે પાણી તથા પૃથ્વીના બલથી પાકે છે અને પાકયા પછી પૃથ્વીઉપર કે પાણીમાં પડે છે તો સુકાઈ જાય છે કે સડી જાય છે તેમ અહીં સમજવું. તે એ રીતે કે ગુરુ છે તે ઝાડ છે, શિષ્ય છે તે તેનું ફલ છે, પરમેશ્વર છે તે પાણી છે, શાસ્ત્ર છે તે પૃથ્વી છે, અને અભિમાનથી ગુરુના ઉપર દોષ મેલવો તે તેનું સુકાવું છે

અને ગુરુનો કોપ થાય તે તેનું સડવું છે. સારાંશ કે ગુરુને મેલીને શાસ્ત્રનું બલ લેવા જાય છે તો અભિમાન આવે છે, અભિમાન આવવાથી નરકમાં પડવું પડે છે. કદી ઈશ્વરને ભજવા જાય તો ઇશ્વર પણ કોપ કરે છે, કેમ કે ઈશ્વરના સ્વરૂપથી પોતે અળગો છે. જેમ માંખી આખું શરીર મેલીને ક્યાંઈ ગુંબડું થયું હોય તે જગ્યાએજ આવીને બેસે છે તેમ નઠારો શિષ્ય ગુરુના ઘણા ગુણ હોય તે વિસારી મેલીને દોષનેજ જોયા કરે છે. અપાર ગુણ ગુરુના હોય તેને જે સંભારે પણ નહિ તે ખરેખર કૃતઘ્ની કેહેવાય. ચારણી જેમ સાર સાર કાઢી નાંખીને કચરો હોય તે રાખે છે, તેમ નઠારા શિષ્યો ગુરુના ગુણ સઘળા મેલી દઈને દોષનેજ ગ્રહણ કરે છે. જે વચનરૂપ હથિયાર ગુરુએ આપ્યાં હોય એજ વચનરૂપ હથિયારથી ગુરુનો વધ કરવો એથી બીજું કયું પાપ છે? અને એવા દુષ્ટ પાપીઉપર પરમેશ્વર કેમ કોપ ન કરે? જેણે ગુરુના વચનનું અપમાન કર્યું તેણે વેદશાસ્ત્રના વચનનું, પરમેશ્વરના વચનનું, શ્રીભગવાનના વચનનું અને સત્પુરુષોનાં વચનોનું ઉલ્લંઘન કર્યું એમ સમજવું. એના જેવો કોઇ દુષ્ટ બીજો ન સમજવો. પ્રતિમા તો જડ છે અને સદ્ગુરુ તો ચેતન્ય છે માટે પહેલી સદ્ગુરુની સેવા કરવી અને તે પણ તેવા સદ્ગુરુ ઓળખીને કરવી. જે પોતાને વાવરવા ધન માગે નહિ, પૈ એક પણ પાસે રાખે નહિ, ગૃહસ્થ હોય તો અન્ન વસ્ત્ર રાખે અને ગૃહસ્થ ન હોય તો તે પણ ન રાખે, વેહેવાર જેને નડતો ન હોય અને જે સંસ્કૃત તથા પ્રાકૃત સઘળું જાણતા હોય તેવા ગુરુ બોધનેમાટે કરવા યોગ્ય છે. કહ્યું છે કેઃ—

**संस्कृतैः प्राकृतैश्चैव गद्यपद्याक्षरैस्तथा ।**
**शिष्यं यो देशभाषाभिर्बोधयेत्स गुरुः स्मृतः ॥**

સંસ્કૃત અને પ્રાકૃત ગદ્ય અને પદ્યોનાં વાકયોથી અને દેશની ભાષાથી જે બોધ કરે તે ગુરુ કેહેવાય. અર્થાત્ એવો ગુરુ જોઇએ.

શિષ્યના સંદેહ ટાળે એવા વિદ્વાન્, ભાષા જાણનાર, પૂર્ણત્યાગી, વૈરાગી, અને સ્વપ્નમાં પણ સ્રીની સામી નજર ન કરે તેવા સારા શીલનો જ્ઞાની ગુરુ જોઈએ. જ્ઞાનીવિષે શ્રીઅષ્ટાવક્ર કહે છે કેઃ—

**निर्वासनो निरालंबः स्वच्छंदो मुक्तबंधनः ।**
**क्षिप्तः संस्कारवातेन चेष्टते शुष्कपर्णवत् ॥**

જેને કયાંઇ પણ વાસના નથી, જે પોતાની મુક્તિનો આધાર પોતા ઉપર રાખે છે, સંસારનું જેને બંધન નથી અને બંધ અને મોક્ષને જે માનતો નથી તે પ્રારબ્ધથી પ્રેરાતાં, પવનથી જેમ સુકલ પાન ફરે તેમ ફર્યા કરે છે.

માટે આદરરહિત, અભિમાનરહિત, કામરહિત, ક્રોધ-રહિત, લોભરહિત અને ઉપાધિરહિત તથા બોધવાન્ હોય તે સદ્ગુરુપદને યોગ્ય છે. અને તેવો હોય તેજ શિષ્યને બોધ આપી બોધવાન્ કરે છે. જ્ઞાનવિષે શ્રીભગવાન્ કહે છે કેઃ

**अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।**
**आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥**
**इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।**
**जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥**

असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोन्यथा ॥

પોતાના ગુણનાં પોતે વખાણ ન કરવાં, દંભી ન થવું, બીજાને પીડા ન કરવી, સહનશીલપણું, સરલતા, ગુરુની સેવા, બહારની અને અંદરની પવિત્રતા,[૧] સ્થિરપણું, શરીરને નિયમમાં રાખવું, ઇંદ્રિયોનો રૂપઆદિ વિષયોમાં વૈરાગ્ય, અહંકાર ન કરવો, જન્મ-મરણ જરા તથા વ્યાધિનેવિષે દુઃખરૂપ દોષનો વિચાર કરવો, સ્ત્રી, ઘર તથા પુત્રાદિક પદાર્થોમાં પ્રીતિ તજવી તથા તેમને સુખે પોતે સુખી અને તેમને દુઃખે પોતે દુઃખી એવો અધ્યાસ છોડી દેવો, ઇષ્ટ વા અનિષ્ટ વસ્તુની પ્રાપ્તિમાં સદૈવ મન સમાન રાખવું એટલે હર્ષશોકને આધીન ન થવું, પરમેશ્વરનેવિષેજ એકનિષ્ઠાથી ભક્તિ કરવી, ચિત્તને પ્રસન્ન કરનાર એકાંત જગ્યાને સેવવાના સ્વભાવવાળા થવું, અજ્ઞાનજનોની મંડલીમાં પ્રીતિ ન રાખવી એટલે તેમાં ભળવું નહિ, સદા આત્મજ્ઞાનનેવિષે નિષ્ઠાવાન્ રેહેવું, તત્વજ્ઞાનના પ્રયોજનરૂપ મોક્ષ સર્વથી ઉત્કૃષ્ટ છે એવો વિચાર કરવો. એ ચોવીશ પ્રકારનું

---

૧ માટી અને પાણીવડે શરીરની શુદ્ધિ તે બહારની પવિત્રતા, અને અંતઃકરણની શુદ્ધિ તે અંદરની પવિત્રતા.

જ્ઞાન કેહેવાય છે અને તેથી ઉલટું એટલે માનીપણું, દંભી-પણું, ઇત્યાદિ અજ્ઞાન કેહેવાય છે.

ઉપર જે જ્ઞાનનાં લક્ષણો લખ્યાં છે તે જેનામાં હોય તે જ્ઞાની કેહેવાય ને તેવો જ્ઞાની હોય તેજ ગુરુ કરવા યોગ્ય છે. અને એવા ગુરુની જે ભક્તિ કરે છે તે શિષ્ય કેહેવાય.

સંસાર છે એજ મોટો રોગ છે. આ શરીર આધિ વ્યાધિ અને ઉપાધિનો ભંડાર છે માટે તેમાં અનેક રોગ ઉત્પન્ન થાય છે. કોય કાણો હોય, કોય આંધળો હોય, કોય લુલો હોય, કોય ઠુંઠો હોય, કોય કોઢિયો હોય, કોય પતિયો હોય, કોય અતિસારવાળો હોય, કોય ભગં-દરવાળો હોય, કોય ક્ષયવાળો હોય, કોય તાવવાળો હોય, કોય આંખના રોગવાળો હોય, કોય નાકના રોગવાળો હોય, કોય બ્હેરો હોય, કોય બળતરાવાળો હોય, કોય ઝલાઈ ગયેલો હોય; એમ અનેક રોગથી માણસો પીડા પામે છે. પણ તે રોગ સર્વે હલકા છે, કેમ કે ઘણું ઝાઝું તો તે શરીર રહે ત્યાં સુધીજ પીડા કરે છે, પણ ભવ-રૂપી રોગ એવો તો મોટો છે કે ચોરાશી લાખ પ્રાણીના અવતારનાં જન્મ–મરણનાં દુઃખ ભોગવવાં પડે છે, તેનો આરોજ આવતો નથી. માટે તે મોટામાં મોટો રોગ છે. જેનો જન્મ–મરણરૂપ સંસાર નથી ગયો તે ભલે પાલખી ઉપર બેસતો હોય, હાથી ઘોડા ઉપર ચડી ચાલતો હોય, મહાબલવાન્ હોય, શરીરે પુષ્ટ હોય, પાંચ શેર અન્ન પચાવતો હોય, નિરંતર મિષ્ટાન જમતો હોય, મોટામાં મનાતો હોય, ગાદી–તકીયે પડ્યો રહેતો હોય, સુંદર

શય્યામાં સૂતો હોય, અને સગાં-કુટુંબી વીટીને બેઠાં હોય તોપણ તે મહારોગી છે. કોઈ વીશ પચીશ લાંઘણ થયેલો માણસ ખાટલે પડ્યો હોય ને તેને કોઇ બીજું માણસ ઉઠાડતું બેસારતું હોય એવા અશક્ત માણસને 'આપણે ઘોડે ચડિયે છિયે, મિષ્ટાન્ન ખાઈયે છિયે, કુસ્તી લડિયે છિયે, મોજમજા માણિયે છિયે' ઇત્યાદિ સોણામાં દેખવામાં આવે છે પણ તે ઉંઘ હોય ત્યાંસુધીજ દેખાય છે, ઉંઘ ઉડી ગઇ એટલે તે કાંઈ નથી, તેમજ 'હું ભાગ્યવાન્ છું, સુખી છું, પરિવારવાળો છું' એમ થાય છે તે સઘળું જ્યાંસુધી પ્રારબ્ધ છે ત્યાંસુધીજ છે. જેમ પેલા માંદા માણસની ઉંઘ જવાથી તે સુખ જતું રહે તેમ પ્રારબ્ધનો નાશ થવાથી આ શરીરનું સુખ પણ નાશ થઈ જાય છે. અને પેહેલો માંદો માણસ જેમ જાગ્યા પછી દુઃખ ભોગવે છે તેમ આ શરીર છુટ્યા પછી ચોરાશી લાખ જાતિનાં દુઃખ ભોગવવાં પડે છે. માટે એ સૌથી મોટો રોગ ટાળવાને ઉદ્યમ કરવો.

શરીરના રોગો ભસ્મ, ચૂર્ણ, ગોળીઓ અને અર્કો વિગેરે ઘણા પ્રકારનાં ઔષધોથી મટે છે; પરંતુ આ દીર્ઘ રોગને એમાંનું એકે ઓસડ મટાડી શકતું નથી. સંસારરૂપી મહારોગનું સાચું ઓસડ તો 'સંસાર કેમ ટળે' એમ વિચાર કરવો એજ છે. યોગવાસિષ્ઠમાં લખે છે કેઃ—

**संसारदीर्घरोगस्य सुविचारो महौषधम् ।**
**कोहं कस्य च संसारो विवेकेन विलीयते ॥**

સંસારરૂપ મોટા રોગનું સારો વિચાર કરવો એજ

ઓસડ છે. હું કોણુ અને સંસાર કોને છે એવો વિવેક થયો કે તેજ વિવેકથી સંસાર ટળી જાય છે.

હું કોણુ ? જો હું નામ હોઉં તો તે નામ તો માતા પિતા કે ફૂઇ હોય તે જન્મ થાય તે પછી જોતિષને આધારે પાડે છે તેથી તે નામ તો હું નહિજ. ત્યારે હું કોણુ ? શું પૃથ્વી તે હું છું, શું જલ તે હું છું, શું તેજ હું છું, શું વાયુ તે હું છું, શું આકાશ તે હું છું, શું ચૌદ ઇંદ્રિયો તે હું છું, શું સોળ અંગ તે હું છું, શું સાત ધાતુ તે હું છું, કે શું ત્રણુ ગુણુ તે હું છું ? ના. એ સર્વ નામ–રૂપ દશ્ય તે હું કેમ હોઉં ? હું તો તે સર્વનો દ્રષ્ટા સાક્ષી તેથી ન્યારો છું માટે એ હું નહિ. તથા સંસાર એટલે શું ? શું મનુષ્ય એ સંસાર છે, શું પશુ–પક્ષી એ સંસાર છે, શું સ્થાવર એ સંસાર છે, કે શું ચૌદ લોક એ સંસાર છે ? સંસાર તે શું અને તેને ને મારે શો સંબંધ છે ? આ સંસાર ન કેહેવાય પણુ જન્મ-મરણુ થાય તે સંસાર કેહેવાય અને તેની સાથે મારે કશો સંબંધ નથી. આમ વિચાર રાખવો તે વિચાર કેહેવાય. વળી અપરોક્ષાનુભૂતિમાં કહ્યું છે કેઃ—

**नाहं भूतगणो देहो नाहं चाक्षगणस्तथा ।**
**एतद्विलक्षणः कश्चिद्विचारः सोयमीदृशः ॥**
**अज्ञानप्रभवं सर्वं ज्ञानेन प्रविलीयते ।**
**संकल्पो विविधः कर्ता विचारः सोयमीदृशः ॥**
**एतयोर्यदुपादानमेकं सूक्ष्मं सदव्ययम् ।**
**यथैव मृद्घटादीनां विचारः सोयमीदृशः ॥**

પંચમહાભૂતના સમૂહરૂપ આ દેહ હું નથી તેમ તેમાં રહેલો ઇંદ્રિયોનો સમૂહ પણ હું નથી તેનાથી વિલક્ષણ કોઈ હું છું એમ વિચારવું એ વિચાર કેહેવાય છે. આ સર્વ અજ્ઞાનથી થયેલ છે તથા જ્ઞાન થવાથી ટળી જાય છે અને વિવિધ પ્રકારનો સંકલ્પ તેનો કર્તા છે એમ જાણવું તે વિચાર કેહેવાય છે. અને ઘડાનું ઉપાદાન કારણ જેમ માટી છે તેમ અજ્ઞાન અને સંકલ્પનું ઉપાદાન કારણ સૂક્ષ્મમાં સૂક્ષ્મ નાશરહિત એક બ્રહ્મજ છે એમ જાણવું તે વિચાર કેહેવાય.

આવા વિચારથી તત્પદ તથા ત્વંપદને ઓળખી જાણવું જોઈએ કે જેમ મારે સંકલ્પથી પિંડ સાચો તેમ ઈશ્વરને બ્રહ્માંડ સાચું, મારે અંતઃકરણ છે તેમ ઈશ્વરને તીર્થયાત્રા છે, મારે પ્રજા સાચી તો તો ઇશ્વરને જગત્ સાચું, મારે સંકલ્પથી જગત્ હતું તે ટળી ગયું તો ઇશ્વર નિર્વિકલ્પ છે તેથી તેને જગત્ નથી, જેમ જીવનું નામ છે તેમજ ઈશ્વરનું નામ છે, દેહમાં જેમ થોડી ઉપાધિ છે તેમ ઇશ્વર-ના જગતમાં મોટી ઉપાધિ છે, જેવો દેહમાં હું છું એવોજ જગતમાં ઇશ્વર છે. એમ જાણીને જેમ દેવતામાં લાકડાં ઘણાં નાખ્યાં એટલે તે ભડકો કહેવાણો અને રૂની વાટ સળગાવી એટલે તે દીવો કહેવાણો પણ તે ભડકો પણ નથી અને દીવો પણ નથી, પણ ખરૂં જોતાં તે બેય અગ્નિજ છે, તેમ બ્રહ્મ એક અખંડ છે તે અંતઃકરણ આદિની ઉપા-ધિને યોગે જીવ કેહેવાયું, અને ચૌદ લોકની ઉપાધિને યોગે ઈશ્વર કહેવાયું પણ જીવ ને ઇશ્વર કાંઈ નથી પણ એક બ્રહ્મજ છે, અને તેજ બ્રહ્મ હું છું એમ જાણવું

અર્થાત્ અસ્તિપદને ઓળખવું, આનું નામ વિચાર કેહેવાય.

આ વિચારથી પોતાનું સ્વરૂપ ઓળખતાં સંસાર ટળે છે માટે વિચાર છે તેજ સંસાર ટળવાનું ઔષધ છે એમ કહ્યું. વાસ્તે સદ્વિચાર કરીને સંસાર ટાળવાનું પ્રયત્ન કરવો.

---

किं भूषणाद्भूषणमस्ति शील-
तीर्थं परं किं स्वमनो विशुद्धम् ।
[illegible]मत्र हेयं कनकं च कांता
श्राव्यं सदा किं [illegible]रुवदवाक्यम् ॥ ८॥

अर्थ.

शिष्य—सारामां सारुं घरेणुं शुं छे ?
गुरु—शील छे तेज सारामां सारुं घरेणुं छे.
शिष्य—उत्तम तीर्थ शुं केहेवाय ?
गुरु—पोतानुं मन निर्मल होय तेज उत्तम तीर्थ केहेवाय.
शिष्य—आ जगतमां त्याग करवानुं शुं छे ?
गुरु—सोनुं अने स्त्री ए त्याग करवा योग्य छे.
शिष्य—सांभळवा योग्य शुं छे ?
गुरु—गुरुनां अने वेदनां वचन सांभळवा योग्य छे.

## टीका.

ગમે તો સ્ત્રી હોય કે પુરૂષ હોય, પરંતુ તેઓનું શીલ એજ સારામાં સારૂં ભૂષણ છે. એ વાક્યમાં એમ સમજવાનું છે કે સોનાની સાંકળીઓ, મોતીના હારો, જડાવ કાપો, અને જડાવ ઠોળિયાં તથા રત્નથી જડેલા ચંદનહારો, એ સર્વ ખરા ભૂષણરૂપ નથી, પણ ખરૂં ભૂષણ તો શીલ છે; કેમ કે એક શીલ ન હોય તો એ બધાં ભૂષણો ધૂલ પડયા બરોબર છે. પુરૂષ સારા શીલનો હોય તો પોતે પોતાને ને પોતાના વંશને ઉજાળે છે અને સ્ત્રી સારા શીલવાળી હોય તો પોતે પોતાને, પિયરને અને સાસરાંને ઉજાળે છે.

શીલ શબ્દમાં એટલી બધી ગંભીરતા રહી છે કે તેનું પૂરેપુરૂં વિવેચન કરતાં વિસ્તાર થઈ જાય, પણ ટુંકામાં તરત તો એટલું સમજવાનું છે કે કોઈપણ પુરૂષ કે સ્ત્રિયે નઠારા ભાવથી મન, વાણી કે શરીરની ક્રિયા ન કરવી અને પોતાને યોગ્ય જે જે ધર્મો શાસ્ત્રમાં લખેલા છે તે પ્રમાણે વર્તવું એ શીલ કેહેવાય છે. સારા શીલવાળી સ્ત્રીવિષે કહ્યું છે કેઃ—

**पदन्यासो गेहाद्बहिरहिफणारोपणसमो**
**निजावासादन्यद्भवनमपरद्वीपतुलितम् ।**
**वचो लोकाऽलभ्यं कृपणधनत्वं मृगदृशः**
**पुमानन्यः कांताद्विधुरिव चतुर्थीसमुदितः ॥**

પતિવ્રતા સ્ત્રીને પોતાના ઘરની બહાર એક પગલું ભરવું તે પણ સર્પની ફેણા ઉપર પગલું મુક્યા બરોબર છે,

અને પોતાની રેહેવાની જગોથી બીજાનું ઘર, પતિવ્રતા સ્ત્રીને એક બીજા દ્વીપ જેટલું દૂર લાગે છે, અને જેમ લોભીનું ધન લોકોને મળી શકતું નથી તેમ પતિવ્રતા સ્ત્રીનાં વચનો પણ કોઈ બીજા લોકોને કાને પડતાં નથી, અને ભાદરવા માસના શુકલપક્ષની ચોથનો ચંદ્ર મનુષ્યો કોઇ પણ જોતાં નથી તેમ પતિવ્રતા સ્ત્રી પરપુરુષનું મુખ તેવું માની કોઇ દિવસ પણ જોતી નથી.

સારાંશ કે ઘરમાંથી તે બહાર નીકળતી નથી, પારકે ઘેર જતી નથી, તેનું વચન કોઇ સાંભળતું નથી અને બીજું કોઇ તેને દેખતું પણ નથી.

સ્વભાવથીજ સારાં શીળવાળી પતિવ્રતાઓ એવીજ રીતે વર્તે છે. અને પોતાને અમૂલ્ય એવો મળેલો દેહ સદાચરણ, સારો સ્વભાવ અને પતિસેવાથી સફલ કરે છે.

આવી સદ્‌ગુણી સ્ત્રિયો આ કલિકાલમાં ક્યાંકજ જોવામાં આવે છે, સત્યુગ જેવા યુગમાં પણ તેવી સ્ત્રિયો વિરલ હતી ત્યારે અનર્થરૂપ કલિકાલમાં વિરલ હોય એમાં કાંઇ સંદેહની વાત નથી. આજકાલ કેટલીક સ્ત્રિયો તો કુતરીઓની પેઠે ઘેર ઘેર બારણે ભાટક્યા કરે છે ને પગવાળીને ઘરમાં બેસતી નથી, જેમ કોઇ પારકાં છોકરાંને લુગડું ઓઢાડવું હોય તો અરધું ઉઘાડું રહે તેમ ઓઢાડે છે તેમ પોતાનું અરધું મોઢું ઢાંકીને અરધું ઉઘાડું રાખે છે અને પોતાનું મોઢું કોક જુવે ને પોતે કોકનું જુવે છે; પોતાનું શરીર કાંઇ કામ કરતું હોય ને મન ક્યાંક હોય છે; પોતે

કામ કાંઇક કરતી હોય છે ને આંખ ક્યાંક હોય છે; કોઇનો દુર્ગુણ ગાવા બેસે ત્યાં થાકેજ નહિ; પગપર પગ ચડાવી પારકી ચોવટમાંજ ચાર પહોર ગાળી નાખે છે; ભુંડું બોલતાં, ગાંળો ભાંડતાં, ખોટું બોલતાં કે સાહસ કરતાં જરા પણ શરમાતી નથી. ધણી તો જાણે ઢીંગલી જેવો સમજે છે; ઘર સાફ રાખવાનું સમજતી નથી; પતિને પ્રસન્ન રાખવાનું અને ઈશ્વરની પેઠે પૂજવાનું સમજતી નથી; રાત દિવસ વેહેમનીજ વાતો કર્યા કરે છે; પોતાનાં શરીર ને મન પણ મેલાં રાખે છે; રસોઇ કેમ કરવી, છોકરાં કેમ સાચવવાં, કામકાજ કેમ કરવું, આબરૂ કેમ વધારવી, કલ્યાણ કેમ થાય, પુણ્ય શું કેહેવાય, તે કશું વિચારતી નથી; જો કોઇ લાગમાં આવ્યું તો તેના પરિયાના પરિયાને પણ શોધી નાંખે છે અને કુવાક્યરૂપ બાણથી સામાનાં કલેજાં કાપી નાંખે છે; ભણી હોય તો ભણતરને ધૂળ મેળવે છે; કદી અનેક પાપથી પસ્તાવો થાય તો ખોટાં ખોટાં વ્રત કે જાત્રા કરે છે, પણ મોટા તીર્થરૂપ પોતાના સ્વામીને તો સામું પણ જોતી નથી. ધિક્કાર છે આવી સ્ત્રિયોને! આવી સ્ત્રિયો ચોરાશી લાખ યોનિમાં ભટકી ભટકી પોતાનાં કરેલાં પાપને ભોગવે છે અને દુઃખ પામે છે. સદ્‌ગુણી સ્ત્રિયો આજ ક્યાંથી હોય? કહ્યું છે કેઃ—

कृते तु रेणुका कृत्या त्रेतायां चैव जानकी ।
द्रौपदी द्वापरे कृत्या कलौ कृत्या गृहे गृहे ॥

સત્યયુગમાં એક રેણુકા સતી હતાં, ત્રેતાયુગમાં એક જાનકી સતી હતાં, દ્વાપરમાં એક દ્રોપદી સતી હતાં, પણ

આ કલિયુગમાં તો ઘેર ઘેર સતી સ્ત્રિયો [1] છે. અર્થાત્ ઘેર ઘેર અસતી સ્ત્રીઓ છે.

આમ છે માટે જગતમાં સારી સ્ત્રિયોએ કે પુરૂષોએ

---

૧ સત્યયુગમાં એક રેણુકાજ અસતી હતાં; [કેમ કે તેના પુત્રે તેનું માથું જમદગ્નિના કેહેવાથી કાપી નાખ્યું હતું તેવા દોષને પાત્ર તે થયાં હતાં.] ત્રેતાયુગમાં જાનકીજી એક અસતી હતાં; [કેમ કે રાવણે હરી લઈ જઈ લંકામાં તેને રાખ્યાં હતાં અને લોકના અપવાદને પાત્ર થયાં હતાં.] દ્વાપરયુગમાં એક દ્રૌપદીજ અસતી હતાં; [કેમ કે લોકની રીતિથી વિપરીત પાંચ પતિ તેમને થયા હતા ને ભરીસભામાં દુષ્ટોને હાથે વસ્ત્ર ખેંચાયાં હતાં.] પણ આ કલિયુગમાં તો ઘેર ઘેર બારણે અસતી સ્ત્રિયો છે. [કેમ કે ઉપરની ત્રણ સ્ત્રિયોનાં નિંદિત કામ જેવાં હજારો કામને આજની સ્ત્રિયો ક્ષણે ક્ષણે કરે છે.

આ પ્રમાણે અર્થ પણ થાય છે; પરંતુ પૂર્વે થઈ ગયેલી મહાપવિત્ર સતીઓને તેવો અર્થ કરવાથી દૂષણ દેવા જેવું થાય છે તે અઘટિત જાણી ઉપરનો અર્થ અમે યોગ્ય ગણ્યો છે.]

અથવા કૃત્યા શબ્દને પૂર્વના પદમાં જોડેલો રાખીએ તો અકૃત્યા પદ નીકળે તેનો સતી એવો અર્થ થાય અને ચોથા પદમાં જુદો રાખવાથી કૃત્યા શબ્દ રહે તેનો અસતી અર્થ થાય. માટે જેમ યોગ્ય લાગે તેમ સમજુએ ગ્રહણ કરવું. ઘેર ઘેર સતીઓ છે એમ દાઢમાંથી કહ્યું હોય તો તે પણ ખરૂં. તેનો હેતુ ઘેર ઘેર અસતી સ્ત્રીઓ છે એવો આવે છે. દાઢમાંથી બોલેલા શબ્દથી સારાં વચનોનો ઘણીવાર ઉલટો અર્થ થાય છે તે વ્યવહારમાં સર્વે કોઈ જાણે છે. ચારે પદ દાઢમાંથી બોલાયેલાં નહિ ગણતાં છેલ્લુંજ તે પ્રમાણે ગણવું જોઈએ. પેહેલા ત્રણ યુગનીને પોતાના સતીવ્રતથી દેવતા જેવી દુર્ધર્ષ અને કલિયુગની સર્વેને પાપાદિકથી દુર્ધર્ષ કેહેવાની મતલબ હોય તો પણ હોય. કૃત્યાનું વર્ણન ભયંકર દેવતારૂપ કરવામાં આવે છે.

તેવી સ્ત્રિયો સાથે સંભાષણ પણ કરવું ઘટતું નથી. એથી પણ વિશેષ વિચાર કરિયે તો પુરૂષોએ તો પોતાની બેન કે માતા આદિ નજીકના સંબંધની સ્ત્રિયો સાથે પણ સામું ઉભી બોલવું નહિ. તેમજ સ્ત્રિયોએ પણ પોતાના ભાઈ બાપ કે કાકા મામા સામું ઉભી બોલવું નહિ એ સારૂં છે. શ્રીમદ્‌ભાગવતના એકાદશસ્કંધમાં કહ્યું છે કેઃ—

**मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।**
**बलवानिंद्रियग्रामो विद्वांसमपि कर्षति ॥**

માતા, બેન, કે દીકરી સાથે એકાંતમાં બેસવું નહિ; કેમ કે ઇંદ્રિયોનો સમૂહ બલવાન્ છે અને તે વિદ્વાનને પણ ખેંચે છે.

કલિયુગમાં સ્ત્રિયોજ અસતી છે એમ નથી પણ પુરુષો પણ તેવા મેળના ઘણા છે. વાંદરના જેવા વિકલ, ગધેડા જેવા બેઅકલ અને કુતરાની પેટે વાટે ઘાટે ભટકનારા એવા દુષ્ટ દુરાચારીઓ અંતરને બાળી નાખે એવી આધિયોને, ભારમાં દાબીને ભોં ભેળા કરી દિયે એવી ઉપાધિયોને અને પલે પલે અનહદ પીડા કરે એવી વ્યાધિયોને પેટ ભરી ભોગવીને છેવટ ઘોરમાં ઘોર નરકના પાત્ર થઈ પોતાનાં કરેલાં પાપનાં ફલોનો અનુભવ કરે છે. મનુષ્યજન્મને ધારણ કરી આવી રીતે અફલ ફેરો કરનારા મનુષ્ય છતાં પશુ જેવા પુરૂષોને ધિઃકાર છે. એના જેવા જગતમાં કોઈ પણ દુર્ભાગી ન સમજવા. ખરી સમજણવાળા પુરૂષો તો તેજ કેહેવાય કે, સારૂં શીલ પાળીને પોતાના ક્ષણભંગુર શરીરને, પોતાના વંશને, અને પોતાની જાતને

ઉજાળે છે. આ હાડકાંચાંમડાંના ઘર જેવા દેહ ઉપર ગમે તેટલાં હીરા મોતી કે માણેકથી જડેલાં ઘરેણાં ઘાલ્યાં હોય કે ગમે તેટલા જરિયનના પોશાક પેર્યા હોય પણ એક સારા શીલવિના તે સર્વ ધૂળ બરાબર છે, એક જો શીલરૂપી ઉત્તમોત્તમ ઘરેણું ધારણ કર્યું હોય તો બીજાં સઘળાં ઘરેણાંને પણ ઉલટું વધારે શોભા આપે છે, અને એક શીલરૂપ ઘરેણું ન હોય તો બીજાં બધાં ઘરેણાં ખરેખરાં ભારરૂપ છે. માટે જે ખરેખરૂ ઘરેણું શીલ છે, તેને સાચવવામાટે સહુએ તનમનથી પ્રયત્ન રાખવું જોઈએ. ભર્તૃહરિ પણ કહે છે કેઃ—

**ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो**
**ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः ।**
**अक्रोधस्तपसः क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता**
**सर्वेषामपि सर्वकारणमिदं शीलं परं भूषणम् ॥**

સંપત્તિનું ઘરેણું સુજનતા છે, શૂરાતનનું ઘરેણું બહુ બોલવું નહિ તે છે, જ્ઞાન થવાનું ઘરેણું શાંતિ છે, શાસ્ત્ર સાંભળવાનું અથવા વિદ્વત્તાનું ઘરેણું વિનય છે, ધનનું ઘરેણું પાત્ર જોઇને આપવું એ છે, તપનું ઘરેણું ક્રોધ ન કરવો એ છે, મોટાઈનું અથવા અધિકારનું ઘરેણું ક્ષમા રાખવી એ છે, ધર્મનું ઘરેણું કપટ ન રાખવું એ છે, એ સર્વનું અને સુજનતા આદિ સર્વના કારણરૂપ આ શીલ છે તેજ ઉત્તમ ઘરેણું છે.

સુજનતાવિના સંપત્તિ વૃથા છે, બહુ વાચાલપણાથી શૂરાતન વૃથા છે, શાંતિ ન હોય તો જ્ઞાન વૃથા છે, વિનય

ન હોય તો વિદ્વાનપણું અથવા બહુશ્રુતપણું વૃથા છે, પાત્રને જોઇને અપાય નહિ તો ધન મળ્યું તે વૃથા છે, ક્રોધ થાય તો તપ કર્યું તે વૃથા છે, ક્ષમા ન હોય તો મોટાઈ અથવા અધિકાર હોય તે વૃથા છે, નિષ્કપટપણું અથવા નિર્મલપણું ન હોય તો ધર્માચરણ વૃથા છે, અને શીલ ન હોય તો એ સર્વ સ્થિતિ અને સુજનતા વિગેરે તે સર્વ પણ વૃથા છે. આટલામાટે એ શીલરૂપી ઘરેણું સંસારમાં સર્વ સ્ત્રી પુરુષોએ યાવજ્જીવિત ધારણ કરવું જોઇએ. બીજાં ઘરેણાં તો અહીંજ કામ લાગે છે અને કામ લાગીને પણ માત્ર ભારરૂપ થાય છે અથવા તો તે વખતે જીવને જોખમમાં નાખનારાં થઇ પડે છે, પણ શીલરૂપી ઘરેણું તો આ લોકમાં શોભા તથા કીર્તિને વધારી પરલોકમાં પણ સુખ આપવામાં ઉત્તમ સહાયક બને છે. તો જગતમાં કોણ એવું મૂર્ખ હોય કે તેને પ્રાણસમાન ગણી પાળે નહિ ?

પોતાનું જે મન છે તે નિર્મલ હોય તો તેજ ઉત્તમ તીર્થ છે. આ પૃથ્વી ઉપર સમુદ્ર આદિ લઇને ઘણાં તીર્થો છે અને પાવન કરનારાં ક્ષેત્રો પણ ઘણાં છે. તે પવિત્ર ક્ષેત્રોમાં અને તીર્થોમાં ઘણા ઘણા દિવસોસુધી અપવાસ કરીને અણવાણે પગે ફર્યા કરે તો પણ જો મન નિર્મલ ન હોય તો એકે તીર્થ કે ક્ષેત્ર માણસને પવિત્ર કરતું નથી. મન નિર્મલ થયાવિના પવિત્ર થવાતું નથી તો પછી તે મનની નિર્મલતાથી મળનારા મોક્ષની તો આશાજ શાની રાખવી ? તીર્થમાં કે ક્ષેત્રોમાં ફર્યાવિના પણ જો એક ઠેકાણે બેશીને અથવા ઘેર બેઠાં કામ-ક્રોધાદિક શત્રુઓને જીતીને શાસ્ત્ર-

વિચાર કરી અભ્યાસથી મનને નિર્મલ કર્યું હોય તો તે તીર્થ કર્યા જેટલું ફલ આપે છે અને પરમપદની પ્રાપ્તિ પણ મનની નિર્મલતાથી થાય છે.

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः।**

મનજ માણસને બંધનું અને મોક્ષનું કારણ છે. એમ જે મહાત્માઓએ સિદ્ધાંત કર્યો છે તેનું કારણ પણ તેજ છે. મન જો કામ–ક્રોધાદિકથી મલીન થઈ બંધાય તો તે ખરેખર બંધાય છે અને કામ–ક્રોધાદિકથી અને રાગ-દ્વેષથી રહિત થઈ નિર્મલ થઇ છુટે તો છુટે છે. મનના બંધનથી બંધન અને મનના મોક્ષથી મોક્ષ છે, કેમ કે બંધમોક્ષ સર્વ એના કરેલા છે. જે પદાર્થ કે વસ્તુ ઉપર જેવી આસક્તિ મન કરે તેવો તેમાં તેને ભાવ આવે છે. જે શરીરથી બેન–ભાઇને મળવામાં આવે છે તેજ શરીરથી પતિ–પત્નીને મળવામાં આવે છે; પરંતુ બેન–ભાઈને મળતાં વાત્સલ્યભાવ આવે છે અને પતિ–પત્નીને મળવાથી દામ્પત્ય વિકાર ઉત્પન્ન થાય છે, એ સર્વ મનની કલ્પના શિવાય બીજું શું છે? સુખ–દુઃખ મનથી થાય છે. સર્વ જે કાંઇ સૃષ્ટિ છે તેનું કારણ પણ મન હોય તો સર્વ છે. મન ન હોય તો કાંઇ પણ નથી. કોઇ આપણી આગળ વાત કહી જાય પણ જો તેમાં મન ન હોય તો તે વાત વૃથા થાય છે અને બીજી વાર કહેવી પડે છે. આટલામાટે જે કાંઈ કરે છે તે મનજ કરે છે. વાસિષ્ઠસાર પણ સાક્ષી આપે છે કેઃ—

**मनो हि जगतां कर्ता मनो हि पुरुषः स्मृतः।**
**मनःकृतं कृतं लोके न शरीरकृतं कृतम्॥**

ત્રિલોકીને કરનારૂં મનજ છે અને પુરૂષ પણ મનજ કેહેવાય છે. લોકમાં મનનું કરેલું તેજ કરેલું છે. શરીરનું કરેલું તે કરેલું નથી.

સર્વ જગતની કલ્પના મનની કરેલી છે. મન હોય તો તે કલ્પના હોય. મન છે તોજ પુરૂષ છે. પુરૂષ હોય પણ મન ન હોય તો તેનું પુરૂષપણામાં લેખું થતું નથી. ગાંડાં થઇ ગયેલાં માણુસને માણુસમાં કોણ ગણુશે ? કોઈ નહિ ગણે. માટે માણુસપણું પણ મનને આધીન છે. મનનું કરેલું તેજ કરેલું કેહેવાય. જ્યાંસુધી ગમે તેટલાં હાનિ-લાભ થયાં હોય તે મનમાં આવ્યાં ન હોય ત્યાંસુધી તે થયેલાંજ નથી. મનમાં આવ્યા પછીજ તે હર્ષ-શોકને આપે છે. આ શરીરરૂપી રથ અને ઇન્દ્રિયોરૂપી ઘોડાઓ મનરૂપી સારથીના ચલાવવાથીજ ચાલે છે. મન જો ન ચલાવે તો તે અટકી પડે છે. માટે શરીરાદિકની ક્રિયા પણ મનથી થાય છે, મનની ઇચ્છાથી થાય તે થયું કેહેવાય. શરીરથી અજાણુતાં થાય તે થયું કેહેવાય નહિ અને મન વગર જાગ્રતમાં શરીરની ક્રિયા થાય પણ નહિ. આમ સર્વનું કર્તા અને સંસારને આપનાર મન છે માટે તે મનને નિર્મલ કરીને પરમપદના પાત્ર થવું. મન જો વિષયોને કલ્પીને તેમાં લંપટ થાય તો પોતાની મેળેજ બંધાય છે અને સર્વત્ર આત્મભાવ કરીને વિષયથી વિમુખ રહી પોતે પોતાના કારણમાંજ સમાઇ રહે તો પોતાની મેળેજ મુક્ત થાય છે. આમ છે માટે મનને વિષયોની કલ્પનામાં પડવા દેવુંજ નહિ. અને એને માટે અભ્યાસની અને વૈરાગ્યની

જરૂર છે. ' આ હું, આ મારૂં ' વિગેરે મમત્વથી પોતાનું કાંઈ નહિ છતાં પોતાનું માનીને બંધાઇ બેઠેલું મન અભ્યાસથી નહિ જેવું થઈ જાય છે. તે છે ત્યાંસુધી જેવડું કહિયે તેવડું મોટું છે. જે વખતે અભ્યાસથી ઓછું થયું તે વખતે તે કાંઇ નથી. મનનું સ્વરૂપ જોઇએ તો.—

अयं सोऽहमिदं तन्मे तावन्मात्रकं मनः ।

આ તે હું તથા આ અને તે મારૂં એમ થવું એટલું જ મનનું સ્વરૂપ છે.

અને તે પ્રત્યક્ષ છે. મનનો સ્વભાવ કલ્પનાનો છે અને કલ્પના ઉપરથી મનની સત્તા સમજાય છે. કલ્પના વિરામ પામતાં આ મારૂં તારૂં વિગેરે ન રહે એટલે મન જણાતું નથી, કેમ કેઃ—

तदभावनमात्रेण ज्ञानेन प्रविलीयते ।

આ હું મારૂં વિગેરે મમત્વનો અભાવ આપનારૂં જે જ્ઞાન છે તે જ્ઞાનથી મનનો લય થાય છે.

આટલામાટે મનને નિર્મલ કરીને બોધના પાત્ર થવું. હું મારૂં વિગેરે ટળી જતાં રાગદ્વેષ જેમાં રહેતો નથી એવું મન બોધરૂપ થઇ જતાં પછી વિશેષ કર્તવ્ય નથી રેહેતું. એટલામાટેજ મનને પરમ તીર્થરૂપ કહેલ છે. નિર્મલ મન હોય ને તીર્થ કરે તો તે વધારે સારૂં છે, કેમ કે તે મનની નિર્મલતાને વધારી આપનાર બને છે, પરંતુ મન જો મેલું હોય ને તીર્થાદિક કરે તો પછી તે ગમે તેટલાં કરે તો પણ અફલ જાય છે. આવિષે મનની નિર્મલતાનો દ્રઢાવ કરનારૂં એક એવું દ્દષ્ટાંત છે કેઃ—

કોઇ નગરમાં બે ભાઇઓ રહેતા હતા તે પોતે શ્રીમંત હતા. મોટો ભાઈ કર્મવાદી અને સંસ્કારી હતો ને બીજો નાનો ભાઈ મહાપુરુષના સત્સંગવાળો ને વિવેકી હતો. તે બેય જણાનો વૃદ્ધ પિતા વૃદ્ધાવસ્થાને લીધે કાલના યોગે મરણ પામ્યો. પિતાને મોક્ષે મોકલવાને મોટા ભાઇએ કહ્યું કે કાશીએ જવું અને ગયાશ્રાદ્ધ સારવું જેથી મરનાર પિતાનું અને આપણ બેયનું કલ્યાણ થાય. નાના ભાઇએ મનમાં વિચાર કર્યો કે મોટા ભાઇનો વિચાર ઠીક છે ખરો પણ સર્પ મારવામાટે તેનું દર બુરવા જેવો અને પાડાને રોગ થયો હોય તેને બદલે ખીલાને ડામવા જેવો છે. આ વખતે એને દૃઢ આગ્રહ બંધાયો છે માટે હું ના પાડીશ તો પણ તે તેમ કર્યાવિના રહેશે નહિ. એની ઇચ્છા હોય તો તે ભલે પૂર્ણ કરી આવે. આટલું વિચારી એવું કહ્યું કે, ખુશીથી તમે પિતાજીને સદ્ગતિ પમાડવા યાત્રાએ જાઓ અને મારા બદલામાં હું આ મારી તુંબડી આપું છું તેને જ્યાં જ્યાં તમે જાઓ ત્યાં ત્યાં સ્નાન કરાવજો. આના ખર્ચના બદલામાં તમને જે ખર્ચ થાશે તેમાં હું અરધો અરધ ખરચ વરતી આપીશ. મોટા ભાઇએ નાના ભાઈના કહેવા પ્રમાણે તુંબડી સાથે લઇ, ગયા સુધીની તીર્થયાત્રા કરી અને તે તુંબડીમાં નાના ભાઈ સારૂ ગંગાજળ ભરીને આઠ દશ માસે પાછો ઘેર આવ્યો. તુંબડીમાં ભરેલું ગંગાજલ નાના ભાઇને પાયું, પણ તે પ્રથમથી સાફ નહિ કરેલી તેથી મીઠું પાણી કડવું ઝેર જેવું લાગ્યું, તેથી નાના ભાઈએ કહ્યું કે, ભાઈ! તુંબડી તમારી સાથે આટલાં

બધાં તીર્થ કરી આવી તોપણ હજી તેની કડવાશ ટળી નહિ અને તેથી ગંગાજલ કડવું ઝેર જેવું થઇ ગયું. પણ હવે તેમાં બીજું પાણી, રાખ, ને કાંકરા નાખી બે દિવસ પલળવા દઈ સારી પેઠે ધોઈ સાફ કરી પછી પાંણી ભરો તો તે અહીંનું પાણી હશે તો પણ મીઠો સાકર જેવો સ્વાદ આપશે. મોટા ભાઇએ તેના કેહેવા પ્રમાણે કર્યું તેથી તુંબડીની અંદરની કડવાશ મટી ગઈ અને તેમાં જે પાણી ભર્યું તે સુંદર, શીતલ ને મીઠું લાગે તેવું થઈ રહ્યું. જ્યાં સુધી તુંબડી માંહિથી સાફ નહોતી ત્યાં સુધી ઉપરની સફાઈ બધી નકામી હતી, પણ માંહિથી જ્યારે સાફ થઇ ત્યારે ઉપરની સફાઈની કશી જરૂર રહી નહિ.

સિદ્ધાંતમાં એમ સમજવું કે મન છે તે કડવી તુંબડી છે. કાયિક, વાચિક અને માનસિક કર્મ એ કાંકરા છે. તપ એ રાખ છે અને સંયમ એ પાણી છે. વૈરાગ્ય તે તેનું પલાળી રાખવું છે અને ધોવું તે જ્ઞાન છે. સારાંશ કે મનરૂપી તુંબડીને કાયિક-વાચિક-માનસિક કર્મથી, સંયમથી એટલે ઇંદ્રિયો વશ રાખવાથી, વૈરાગ્યથી અને જ્ઞાનથી શુદ્ધ કરવું. એ પ્રમાણે શુદ્ધ જ્યાંસુધી ન થાય ત્યાંસુધી બીજું જે કાંઇ કરવું તે વૃથા છે. મનનો મેલ ધોવાઈ ગયો એટલે જે કાંઇ કરવું તે સફલ છે. એટલું તો ખરૂ કે મનને નિર્મલ કરવા માટે જે બહારની ક્રિયા હોય તે તો કરવી જોઈએ જ. મન નિર્મલ થવા જે બહારની ક્રિયા નથી કરતા તે ટળી ગયેલા, બેહેકેલા અથવા ભ્રાંતિથી ભરેલા સમજવા. બહારનાં તીર્થ અને પવિત્ર ધામ ઘણાં છે પણ જ્યાં સુધી ગુરૂરૂપ તીર્થના પ્રતાપથી

મન પવિત્ર નથી થયું ત્યાં સુધી તે શા કામનાં? શ્રી ભગવાન્ કહે છે કે :—

**आत्मा नदी संयमतोयपूर्णा सत्यावहा शीलतटा दयोर्मिः ।**
**तत्राभिषेकं कुरु पांडुपुत्र न वारिणा शुध्यति चांतरात्मा ॥**

હે અર્જુન! સંયમરૂપ પાણીથી ભરેલી, સત્યરૂપ પ્રવાહવાળી, શીલરૂપ કાંઠાવાળી, અને દયારૂપ લેહેરોવાળી મનરૂપ નદી છે. એ નદીને વિષે તું સ્નાન કર. કેમ કે તે વિના બીજાં પાણીથી અંતરાત્મા શુદ્ધ થતો નથી.

વળી વિશ્વેશ્વરી પદ્ધતિમાં લખે છે કે :—

**ज्ञानद्रवे ध्यानजले रागद्वेषमलापहे ।**
**यः स्नाति मानसे तीर्थे स याति परमां गतिम् ॥**

જ્ઞાનરૂપ જેમાં પ્રવાહ છે, ધ્યાનરૂપ જેમાં પાણી છે, જે રાગદ્વેષરૂપ મેલને ટાળે છે, એવા માનસ તીર્થ એટલે મનરૂપ તીર્થમાં જે નહાય છે તે પરમ ગતિને પામે છે.

આ પ્રમાણે પ્રથમ તો મન એજ મોટું તીર્થ છે કે જેના ઉપર કહેલાં સાધનોથી થયેલા નિર્મલપણાથી સર્વ સાધનો સફલ થાય છે. અને એટલાજ માટે મનને પરમ તીર્થ કહ્યું છે. તે મનને તીર્થરૂપ કરવાને સદ્ગુરુ અને શાસ્ત્રસંગ આદિ તીર્થસેવનની જરૂર છે.

કનક અને કાંતા એ ત્યાગ કરવા લાયક છે, કેમ કે એ બે પદાર્થજ બંધન કરનારા છે. કનક—કાંતાના સંયોગથી ચોરાશી લાખ અવતારમાં ભટકવું પડે છે અને તે ટળી જવાથી ચોરાશી લાખ અવતારનો ભય દૂર થઈ ઉત્તમ જ્ઞાન સાધી શકાય છે. જેઓને શ્રુતિસ્મૃતિ આદિનું જ્ઞાન

હોય છે અને જેઓ સંન્યાસી થયા હોય છે તેઓ જો કનક–કાંતાનો સંયોગ કરે તો અતિ અધમ અને અતિ દુઃખ પામનારા સમજવા. અદ્વૈતામૃતમાં લખે છે કેઃ—

**पदापि युवतीं भिक्षुर्न स्पृशेद्दारवीमपि ।**
**इति वृद्धोक्तयः संति तत्कुतः स्यात्सह स्थितिः ॥**

લાકડાની પૂતલીને પણ ભિક્ષુકે [ સંન્યાસીએ ] પગથી પણ સ્પર્શ કરવો નહિ એવી વૃદ્ધોની વાણી છે, ત્યારે સ્ત્રીઓ હોય તેવા સ્થાનમાં તો કેમજ રહેવાય?

લાકડાં વિગેરે પદાર્થથી બનેલી સ્ત્રીની આકૃતિ સંયમવાળા યોગીને પણ દર્શનથી ક્ષોભ કરે છે, કેમકે ઇંદ્રિયોનો સમૂહ મહાબલવાન્ છે એ આગળ પણ કહ્યું છે; તો પછી એ મોહ કરનારી સ્ત્રીઓ જે સ્થલમાં રેહેતી હોય ત્યાં તો એવા યતિથી જવાયજ કેમ? આટલા માટે કલ્યાણની અપેક્ષા રાખનારાએ સ્ત્રીઓની આકૃતિ કે ચિત્રો પણ નજરે ન પડે એવે ઠેકાણે રેહેવું જોઇએ; કેમકે વિષય અને ઇંદ્રિયોનો સંયોગ છે તેજ ક્ષોભને પમાડનાર છે, માટે સાધનકાલમાં તે યોગ થવા દેવો ન જોઇએ. આ વાતને ધ્યાનમાં ન રાખીને સંયમી જો સ્ત્રીઓનો સહવાસ રાખે તો તેથી તે ભ્રષ્ટ થાય છે. કેમ કેઃ—

**निष्कृष्टघृतमप्याज्यपात्रं संनिधिमुष्मिणः ।**
**प्राप्य द्रवत्येव यथा योषितां सन्निधौ यतिः ॥**

ઘીવગરનું સાફ કરેલું ઘીનું ઠામ જો તે સુરજ કે અગ્નિની નજીક રહે છે તો તે દ્રવે છે એટલે તેમાંથી ઘી નહિ છતાં ઘી નીકળે છે તેમ ઇંદ્રિયોને દમન કરનારો

યતિ હોય તે સ્ત્રિયોની નજીક રહે તો તે પીગળ્યા વગર રહે નહિ.

આટલામાટે સંયમ કરનારા યતિઓને સ્ત્રીઓનો સહવાસ દૂર કરાવા મહાત્માઓ આજ્ઞા કરતાં કહે છે કેઃ—

**जिताहारोथवा वृद्धो विरक्तो व्याधितोपि वा ।**
**यतिर्न गच्छेत्तं देवं यत्र स्यात्प्रतिमा स्त्रियः ॥**

જેણે આહાર જીતેલો હોય, અથવા વૃદ્ધ હોય, અથવા વૈરાગ્યવાળો હોય, અથવા રોગવાળો હોય, તેવા યતિએ પણ જે ઠેકાણે સ્ત્રિયોની પૂતળીઓ હોય તેવા દેવના મંદિરમાં પણ જાવું નહિ.

આવી સ્થિતિનો યતિ પણ જો દર્શનના હેતુથી પણ પ્રતિમાવાળા મંદિરમાં જાય તો વ્યાકુલ થયા વિના ન રહે, અને વ્યાકુલ થયો એટલે જ્ઞાન જતું રહે છે અને જ્ઞાન ગયું એટલે અધર્મ થાય છે. સહુના જાણવામાં હશે કે પારાશર ઋષિ કેવા સમર્થ હતા પણ તેની કેવી સ્થિતિ થઈ? વિશ્વામિત્ર જેવા મહાતેજસ્વી ઋષિની શી સ્થિતિ થઇ? એમ નિશ્ચય જાણવું કે ગમે તો સો વર્ષનો પુરુષ ને સો વર્ષની સ્ત્રી હોય તો પણ સહવાસથી વિકાર થયા વિના રહેજ નહિ. પરમાર્થવિચારમાં પણ સ્ત્રીપુરુષનો સહવાસ અને એકાંત થવાંજ ન જોઇએ; સ્ત્રીના સહવાસમાં દૂરથીજ દુઃખ દેખવું જોઈએ. કેમકેઃ—

**विषवल्लीमरुद्धिष्ये बाधते प्राणिनां यथा ।**
**[illegible] तथा वायुर्बाधते मस्करीश्वरम् ॥**

વિંધ્યાચલ પર્વતમાંથી ઝેરના વેલાને સ્પર્શ કરીને આવતો વાયુ જેમ પ્રાણિયોને બાધ કરે છે તેમ સ્રીનો સ્પર્શ કરી આવતો વાયુ મોટો યોગીશ્વર હોય તો પણ તેને બાધ કરે છે

વિંધ્યાચલમાં જે ઝેરનો વેલો થાય છે તેને કોઇ માણુસ દેખતું નથી પણ તેની ઉપર થઈ આવતા પવનથી પણ માણુસનું મોત થાય છે, તેમ સ્રી છે તે પણ ઝેરના વેલા જેવી સમજવી. તેનો સ્પર્શ તો દૂર રહ્યો પણ તેનો પવન પણ પાસે આવવા ન દેવો, નહિ તો જરૂર તે ઝેરના વેલાની માફક અસર કર્યા વગર રેહેતો નથી. તેનો પવન એવો દુષ્ટ છે ત્યારે તેનું દર્શન કે સહવાસ માણુસનું મોત ઉપજાવે એમાં શો સંદેહ છે? આટલામાટે સર્વદા તેનો ત્યાગ કરવો જોઈએ, તે વિના અનર્થ મટે નહિ. કેમ કેઃ-

**योषिन्मूला बुधैः प्रोक्ताः सर्वेऽनर्थाः शरीरिणाम्।**
**अपि ब्रह्मेंद्रचंद्राणां का कथा इतरन्नृणाम् ॥**

[1]બ્રહ્મા, ઇંદ્ર અને ચંદ્રાદિક દેહધારીઓને પણ જે સર્વે અનર્થો આવી પડ્યા છે તેનું મૂલ સ્રી છે એમ વિદ્વાનોએ કહ્યું છે તો બીજા માણુસોની શી વાત કરવી?

સ્રીઓ શું કરનાર છે? એમ અભિમાન કોઈએ રાખવું નહિ, કેમ કે તેના દર્શન માત્રથી પણ બ્રહ્માદિક ભાન ભૂલ્યા છે તો મનુષ્ય પ્રાણી બિચારું કોણ માત્ર છે? જેઓને પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય છે તેઓ તો

૧ બ્રહ્માએ દેહત્યાગ કર્યો, ઇન્દ્રને શરીરમાં છિદ્રો પડી ગયાં અને ચંદ્ર ક્ષયવાળો થયો.

સ્ત્રિયોના સહવાસથી અને દર્શનથી દૂર રહે છે, પરંતુ જેઓને પોતાનું કલ્યાણ શું છે એમ ખબર નથી પડતી અને સંસારના આંધળા કુવામાં પડ્યા છે તેઓનાથી તેમ થવું ઘણુંજ કઠણ છે. સહવાસાદિકમાં રેહેતાં છતાં જેઓ આ પ્રમાણે રહી શકે એવા પુરુષો તો પૃથ્વીઉપર વિરલા હોય છે.

કહ્યું છે કેઃ—

**अपि राज्यं नरकवत्स्वर्णं पश्येच्च लोष्टवत् ।**
**स्त्रियं कुणपवत्पश्येद्यस्तादृग्दुर्लभो यतिः ॥**

જે રાજ્યને નરકરૂપજ જુવે, જે સોનાને માટીના ઢેફાની પેઠે જુવે, અને સ્રીને માંસરૂપ જુવે તેવો યતિ દુર્લભ છે.

વાસિષ્ઠસારના જીવન્મુક્તના પ્રકરણમાં લખે છે કેઃ—

**दूरे मुंचति बंधमंधमिव यः संगाद्भुजंगादिव**
**त्रासं यो विदधाति वेत्ति सदृशं रागं च भोगं च यः ।**
**स्त्रैणे यस्तृणवद्घृणां प्रकुरुते मित्रेष्वमित्रेष्वपि**
**स्वांतं यस्य समं स मंगलमिहामुत्रापि मर्त्योऽश्नुते ॥**

આંધળાને છોડી દે તેમ જે બંધને છોડી દે છે, સર્પથી ડરે તેમ જે સંસારીના સંગથી ડરે છે, સંસારના રાગને અને ભોગને જે સરખા જાણે છે, દૂધમાં ખડ આવ્યું હોય તેને જેમ કાઢી નાંખે તેમ જે સ્રીઓના સંસર્ગવાળાને કાઢી નાંખે છે એટલે કલ્યાણના સાધનમાં વિઘ્ન કરનારા સમજી તેનો ત્યાગ કરે છે અને મિત્ર તથા

શત્રુને વિષે જેનું અંતઃકરણ સરખું રહે છે તે પુરુષ આ સંસારમાં અને પરલોકમાં કલ્યાણ પામે છે.

આમ જેનું સર્વમાં સમાન અંતઃકરણ થયું હોય તે ખરેખર કલ્યાણનાજ પાત્ર છે. આવા બોધવાન પ્રાપ્ત વિષયોમાં આસક્ત થઈ મલિન થતા નથી. તેવિષે શ્રીઅષ્ટાવક્ર ત્રીજા પ્રકરણમાં લખે છે કેઃ—

श्रुत्वापि शुद्धचैतन्यमात्मानमतिसुंदरम्[1] ।
उपस्थेऽत्यन्तसंसक्तो मालिन्यमधिगच्छति ॥

શુદ્ધ ચૈતન્યરૂપ સુંદર આત્માને સાંભળીને એટલે ગુરુમુખે અને શાસ્ત્રદ્વારા સ્વરૂપ જાણીને પણ, પાસે આવેલા વિષયોમાં અતિ આસક્ત થઈને શું મલિનતા પામે છે? નથી પામતો.

આ રીતે પરિપૂર્ણ બોધવાન્ આસક્ત ન થતાં મલિનતા ન પામવાથી સદૈવ મુક્ત સ્થિતિમાં રહે છે. ક્ષોભ થવાનાં કારણો સમીપ છતાં પણ પરિપૂર્ણતા તથા આત્મ-

---

૧ એનો આવો પણ અર્થ થાય છે કે સુંદર ચૈતન્ય સ્વરૂપ આત્માનું શાસ્ત્રદ્વારા અને ગુરુમુખથી સ્વરૂપ જાણ્યા પછી પણ જે પ્રાપ્ત થયેલા વિષયોમાં અત્યંત આસક્ત થયો તે મલિનતાને પામે છે અર્થાત્ બંધનને પામે છે.

આટલામાટેજ શાસ્ત્રો અસંગ અથવા ઇન્દ્રિય અને વિષયોનો સંયોગ ન થાય તેમ રેહેવાની ભલામણ કરે છે. પણ સમજવાનું એમ પણ છે કે જેઓને ખરો આત્મબોધ થયો છે તે પ્રાપ્ત વિષયોમાં પણ પ્રિયપણાથી આસક્ત થતા નથી એટલે પછી મલિનતા કેમ સંભવે? પરંતુ આવા સમદર્શી બહુ મળવા કઠણ.

વિચારથી આસક્ત ન થતાં જે મલિનતા ન પામે તેને પછી બંધન વસ્તુ કાંઇ છેજ નહિ. કેમ કેઃ—

सानुरागां स्त्रियं दृष्ट्वा मृत्युं वा समुपास्थितं ।
अविह्वलमनाः स्वस्थो मुक्त एव न संशयः ॥

પ્રીતિ દેખાડતી સ્ત્રીને અને પાસે આવી ઉભેલા મૃત્યુને દેખીને વ્યાકુલ મનવાળો નહિ થઇ જતાં સ્વસ્થ રહે છે તે મુક્તજ છે એમાં સંશય નથી.

જેઓને પ્રથમ વૈરાગ્ય થઈ પરિપૂર્ણ બોધ થવાથી સર્વાત્મકભાવ થઈ ગયો હોય તેવાઓ આવા પ્રસંગોમાં વિહ્વલ થાય નહિ એ સ્વાભાવિક છે. આવા મહાત્માઓ દુર્લભ છે. આ ઉપરથી મુમુક્ષુએ સમજવાનું એ છે કે મનને ક્ષોભ કરે એવા વિષયોનો પ્રસંગજ દૂર રાખવો. મૃત્યુ શિવાયના બાકીના પ્રસંગો થવા ન દેવા એ પરસ્વાધીન નથી, માટે સ્ત્રિયાદિકના પ્રસંગ થાય એવો સમયજ આવવા દેવો નહિ. જેમ મરણથી માણસ બીએ છે તેમ તેને પણ જન્મમરણના ફેરામાં નાખનાર મહાદોષરૂપ જાણી તેનાથી ડરતાં રેહેવું, કેમ કે એની પ્રબલતા કેવી છે તે આગળ કેહેવાઇ ગયું છે. એ પ્રમાણે જોતાં સઘળા અનર્થોનું મૂલ એક સ્ત્રીજ છે માટે તેનાથી દૂર રેહેવું જોઇએ. વ્યાસજી કહે છે કેઃ—

तमोद्वारं योषितां संगिसंगम्

સ્ત્રીઓનો સંગ કરનારા લોકોનો સંગ થાય તે પણ નરકને આપનાર છે.

ત્યારે પછી પ્રત્યક્ષની તો વાતજ શી કરવી? ઇન્દ્રિય-નિગ્રહ કરનાર યતિએ અને મુમુક્ષુએ તે દેવમાયાનું પ્રત્યક્ષ દર્શન તો શું પણ તેની પ્રતિમાના દર્શનથી પણ દૂર રહેવું ઘટિત છે અને તે લાકડાંની પૂતળીને પણ સ્પર્શ ન કરવાના પ્રથમના પ્રસંગથી સુચવાઇ ગયું છે.[1]

સોનું પણ સંગ કરવા યોગ્ય નથી. એક સોનું કહ્યું તે ઉપરથી રૂપું ત્રાંબુ વિગેરે ધાતુઓ પણ સમજવી. કેમ કે એ સર્વ ધાતુઓમાંથી જે સિક્કા વિગેરે બને છે તે દ્રવ્ય કેહેવાય છે, માટે સોના સાથે સોના વિગેરેથી બનનાશ દ્રવ્યનો પણ સંગ કરવો યોગ્ય નથી. એ પણ સોનું જ છે. એ દ્રવ્ય જ્યાં આવે છે ત્યાં તેને પછવાડે અનર્થો આવ્યા વિના રેહેતા નથી. શ્રીમંતોમાં મદ, અભિમાન, અનાચાર, દુરાચાર, મૂર્ખતા વિગેરે દોષો આવે છે તે પણ તેથી જ. દ્રવ્યથી માણસ દેખતાં છતાં આંધળો, સાંભળતાં છતાં બેરો અને જાગતાં છતાં ઊંઘતાં જેવો થઇ જાય છે. એ ધનથી મેળવાતા સ્ત્રી, અલંકાર અને વસ્ત્રાદિક પદાર્થોમાં સદાયકાલ ચિત્ત ચોટી રેહેવાથી તે વિષે જ રાત દિવસ લાગણી રહે છે. જ્યાં ધન ત્યાં

---

૧. ગૃહસ્થે પાણિગ્રહણ કરી અર્ધાંગ કરેલીનો વ્યવહારકાર્યે જેટલો પ્રસંગ અને અંતરથી અનાસક્તિ રાખતાં તેવી યોગ્ય સ્થિતિએ સાવ અસંગ રેહેવા વિગેરે વિચારી લેવું. સંન્યાસી યતિ વિગેરેને સ્ત્રીઓના દર્શનાદિકનો નિષેધ છેજ. નીતિમાન ગૃહસ્થને પરસ્ત્રીઓપર માતૃભાવ વિગેરે ઉપદેશ છે તે પણ ઘરમાં અતિ આસક્તિનો નિષેધ અને બહાર દર્શનાદિકનો નિષેધ વિગેરે દેખાડે છે. સર્વ સ્થલે પાત્ર-પ્રમાણે યોજના કરવાનું વિચારી લેવું.

તેની સાથે જ સઘળા અનર્થો આવે છે. જેમ કોઈ તળાવ હોય તેમાં જ્યાં સુધી ચોમાસાનું પાણી ન ભરાયું હોય ત્યાં સુધી તેમાં કાંઈ હોતું નથી, પણ જે વખતે તેમાં પાણી ભરાયું તે વખતે દેડકાં, માછલાં, પુરા, સર્પ, જળો આદિ જંતુઓ એની મેળે જ ઉત્પન્ન થાય છે, તેમ નિર્ધન હોય તેવાને પણ ધન આવે ત્યારે તેને અનેક જાતના વિકલ્પો અને ઉપાધિયો વળગી પડે છે. ક્ષણવાર પણ તેને નિવૃત્તિ મળતી નથી. આ મારૂં છે એને હું ભોગવીશ વિગેરે લાલસાથી આશા–તૃષ્ણામાં બૂડી રહી અમૂલ્ય જન્મને અમથો જ ગાળી નાખે છે. એવા સુખભોગમાં જ આસક્ત રહેલાની શી ગતિ થાય છે તે વિષે ભગવાન્ વ્યાસજી કહે છે કે:—

योषिद्धिरण्याभरणांबरादिद्रव्येषु मायारचितेषु मूढः ।
प्रलोभितात्मा उपभोगबुद्ध्या पतंगवन्नश्यति नष्टदृष्टिः ॥

સ્ત્રી તથા સોનાનાં ઘરેણાં અને લુગડાં આદિ પદાર્થો કે જે માયાથી રચાયેલા છે તેમાં ઉપભોગની બુદ્ધિથી જેનું મન લોભાય છે એવો મૂઢ, પતંગ જેમ દીવાથી અંજાઈ જઈ નાશ પામે છે તેમ નાશ પામે છે.

આવા નાશ કરનારા સ્ત્રી આદિ પદાર્થોમાં જે ઉપભોગ કરવાની બુદ્ધિથી આસક્ત થઇ પતંગની પેઠે નાશ પામે છે તેને એ પદાર્થો અતિ બંધનકારક છે. સ્ત્રી અને ધનની આસક્તિ સર્વ કરતાં અધિક બલવાળી છે. તે લોઢાની સાંકળ વગરનું અને હાલવા ચાલવાની છુટીવાળું પણ મોટામાં મોટું બંધન છે. કેમકે:—

लोहदारुमयैः पाशैर्दृढबद्धो विमुच्यते ।
स्त्रीधनादिषु संसक्तो मुच्यते न कदाचन ॥

લોઢાની બેડીમાં કે લાકડાની હડરૂપી પાશમાં જે બંધાયો હોય તે કોઈ દિવસ પણ છૂટે છે પરંતુ જે સ્ત્રી અને ધનરૂપ બેડીથી બંધાયો હોય તે કોઇ દિવસ પણ છુટતો [1]નથી.

આવી રીતે તે દૃઢ બંધનરૂપ થાય છે અને બંધનમાં સુખ હોતું જ નથી. માયાથી મોહ પામી બંધનને બંધનરૂપે નહિ દેખવામાં આવતાં તે ખરા બંધનરૂપ છે માટે જેમ કષ્ટકારક કામિનીનો સંગ તજવા યોગ્ય છે તેમજ તે દ્રવ્યનો સંગ પણ ત્યજવા યોગ્ય છે.

આ પ્રમાણે મુમુક્ષુ કે યતિઓને સ્ત્રી-ધનાદિકનો સંગ બંધનકારક છે તેનો ત્યાગ કરવો એમ નિશ્ચય થાય છે પરંતુ આશ્રમનો વિચાર કરતાં તે નિશ્ચય એક સરખો લાગુ ન પડવાને લીધે સમજનારને શંકા રહે માટે હમણાં આ પ્રસંગમાં જ તેનો ખુલાસો કરવામાં આવ્યો છે તેથી પ્રસંગ પ્રમાણે સમજી લેવું.

બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યાસ એ ચાર

---

૧. લોઢાની અને લાકડાની બેડીમાં આસક્તિ નથી હોતી તેથી તેનું બંધન તરત મટે છે. સ્ત્રી-ધનાદિકમાં તો આસક્તિ હોય તેથી તે કેમ મટે? લોઢાની બેડી જેવી અણગમતી હોય છે અને તેમાં પડવાનાં સાધનોથી દૂર રેહેવામાં આવે છે તેમજ આ સ્ત્રી આદિ વિષયોની આસક્તિરૂપ બેડી અણગમતી હોય અને તેમાં પડવાનાં સાધનોથી દૂર રેહેવાતું હોય તો બંધન તરત મટે છે.

આશ્રમ કેહેવાય છે. તેમાં બ્રહ્મચર્યાશ્રમ પ્રથમ ગણાય છે. એ આશ્રમમાં સ્ત્રીના પડછાયા સામું પણ જોવું નહિ અને દ્રવ્યની વાત પણ કરવી નહિ.

બીજો ગૃહસ્થાશ્રમ કેહેવાય છે. બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ત્રણે આશ્રમને આશ્રય આપનાર એ ગૃહસ્થાશ્રમ છે, માટે તે આશ્રમમાં સ્ત્રીનો અને દ્રવ્યનો સંગ્રહ કરવો. જો તેમ ન કરે તો ગૃહસ્થાશ્રમ ચાલે નહિ અને બીજા ત્રણ આશ્રમ છે તેને ક્યાંઇ આશ્રય મળે નહિ. ગૃહસ્થાશ્રમવાળાએ વિચારવું જોઇએ કે ત્રણે આશ્રમ મારે આધારે છે માટે સ્ત્રી નહિ હોય તો રસોઇ કરીને અભ્યાગતને શી રીતે જમાડી શકીશ અને દ્રવ્ય નહિ હોય તો તેને માટે અન્ન વસ્ત્ર ક્યાંથી પૂરાં પાડી શકીશ? આમ વિચારી ગૃહસ્થનો આશ્રમ પાળવામાટે સ્ત્રીનો અને ધનનો સંગ્રહ કરવો એ જરૂરનો છે. કલ્યાણનાં અને ધર્મનાં કામ કરવા માટે સ્ત્રીનો અને ધનનો ઉપયોગ છે એમ જાણી તેનો સંગ્રહ કરવામાં આવે છે તેથી કલ્યાણ થાય છે, પણ સ્ત્રીને માત્ર ભોગ ભોગવવા માટે અને ધનને નાચ-તમાસા આદિ નકામા ખર્ચને માટે સંગ્રહ કરવો તેથી કાંઈ પણ કલ્યાણ થતું નથી. કદી શંકા થાય કે સ્ત્રી ત્રણે આશ્રમને આશ્રય અપાય તે માટે અને ગૃહસ્થાશ્રમ પાળવા માટે કરી હોય પણ પછી તેમાંથી પ્રજા થાય, અને ધન પણ ત્રણે આશ્રમને આશ્રય આપવા, ગૃહસ્થાશ્રમનો ધર્મ પાળવા તથા દાનધર્મ કરવા ઉદ્યમથી સંપાદન કર્યું હોય તે થયેલી પ્રજાને લાડ લડાવવામાં અને તેના વરાવવા-પરણાવવામાં અરચાય તો તેથી કેમ કાંય બાધ ન થાય?

આનું સમાધાન એજ છે કે જો સમજણથી થતું હોય તો તેમાં ગૃહસ્થને કશો બાધ નથી. ધ્યાન એટલુંજ રાખવાનું છે કે પોતાનું જે લક્ષ્ય હોય તેનાથી ચૂકવું નહિ. જો એ લક્ષ્યથી ચુકયા તો તેથી બંધન થાય છે. શાસ્ત્રની આજ્ઞા-પ્રમાણે ગૃહસ્થાશ્રમ પાળવાની ઇચ્છા રાખનારે સ્ત્રી કરવી, પણ હાડકાં–ચાંમડાના પૂતળામાં આસક્તિથી બંધાઈ જાવું નહિ. તેની સહાયતાથી થતાં ગૃહસ્થાશ્રમનાં ધર્મનાં કામ કરવાં. આમ કરતાં જે પ્રજા થાય તેને ઉદ્યમ કરી સન્માર્ગમાં વાવરવા મેળવેલા ધનથી, વરાવવા–પરણાવવામાં પણ જો તેમાં તલ્લીન ન થઈ જવાય તો, બાધ નથી. છેવટ લક્ષ્ય જે પરમાર્થનું છે તે ભૂલવું નહિ. એ લક્ષ્ય ભૂલીને સ્ત્રીપુત્રના સ્નેહમાં લપટાઈ જઈ કલ્યાણની વાત ભૂલી એશ–આરામમાંજ માત્ર નાણું નાંખી દે અને ક્ષણ માત્ર પણ પોતાના આશ્રમના ધર્મનો કે કલ્યાણનો વિચાર ન કરે તો એ આ સંસારરૂપ આંધળા કુવામાં બૂડી મુવો અને તેને છુટવાનું કંઈ સાધન નથી એમ સમજવું. જે એમાં આસક્તિ નથી પામતો ને લક્ષ્ય નથી ચૂકતો તથા પોતાના ધર્મપ્રમાણે ચાલ્યો જાય છે તેને સંસારની ક્રિયા કરતાં છતાં પણ બંધન થતું નથી. પરંતુ આવી રીતે પાળી શકવું ઘણું કઠણ છે અને કનક ને કાંતા મોહ ઉપજાવી બંધન કર્યા-વગર રેહેતાં નથી. માટેજ કહ્યું છે કે કનક ને કાંતા છે તેજ ત્યાગ કરવા યોગ્ય છે. કેમ કે એને ત્યાગે સઘળાંનો ત્યાગ થાય છે. ત્યાગ એટલે ઉપરનો નહિ પણ અંતરનો ખરો કેહેવાય. ઉપરનો ને અંતરનો બેય સાથે હોય તે વળી સર્વોત્તમ કહેવાય.

ગૃહસ્થાશ્રમવિષે કંઇક બોલ્યા ત્યારે વચમાં [1]વાનપ્રસ્થવિષે પણ થોડું બોલી નાંખિયે. વાનપ્રસ્થ આશ્રમ આ કલિકાલમાં સાચવી શકાય તેવો નથી. કેમ કે એનો ધર્મ પાળવો ઘણો કઠણ છે.

વાનપ્રસ્થ આશ્રમનો ધર્મ એવો છે કે સ્ત્રી અને પુરુષે પોતાના પુત્રને ઘર સોંપીને બેય જણાએ વૈરાગ્યથી ચાલી નીકળવું, સાથે એક કોડી માત્ર પણ પાસે રાખવી નહિ. બેય જણાંએ સાથે રેહેવું, બેસવું ફરવું અને ખાવું, પણ જેવો ગુરૂશિષ્યનો નાતો હોય તેવી રીતે વ્યવહાર રાખવો. સ્ત્રીએ પતિને ગુરુરૂપ સમજવો અને પતિએ સ્ત્રીને શિષ્યરૂપ સમજવી. કોઇ પણ જગ્યાએ સ્થિર ઠરીને બેસવું નહિ. નિરંતર ફર્યા કરવું અને નવાં નવાં તીર્થ કર્યા કરવાં. ચિત્તવૃત્તિ પરમેશ્વરમાં રાખવી. જ્યાં ગયા ને જ્યાં જેવું મળે તેવું ખાવું. તીર્થાટન કરતાં જેવાં માણસો મળે તેવાં સાથે તેવું બોલવું. એમ સઘળી કામનાથી મુક્ત થઇ સ્ત્રીમાં શિષ્યબુદ્ધિ રાખી બેય જણે સાથે અનેક પ્રકારનાં વ્રત અને તીર્થ કરતાં ફર્યા કરવું તે વાનપ્રસ્થ આશ્રમની રીતિ છે. આ પ્રમાણે વાનપ્રસ્થ આશ્રમ પાળવામાં પણ કાંચન અને કામિનીનો ત્યાગ થાય છે.

સંન્યાસ આશ્રમ વિષે પણ જરા વચમાં વિચારી લઇએ. સન્યાસીએ સ્ત્રીનો સંગ ન કરવો એ વાત તો પ્રથમ આવી ગઇ છે. તેવીજ રીતે કાંચનનો પણ સંગ કરવો નહિ. વિશ્વેશ્વરી પદ્ધતિ પ્રમાણે સંન્યાસીએ વંરતવું,

---

૧ કલિયુગમાં આ આશ્રમનો નિષેધ છે. (?)

જોઇએ. જેણે સર્વનો ત્યાગ કર્યો હોય, જેને મનમાં કશી વાસના ન હોય, જે વિરક્ત થઈ ગયો હોય તે સંન્યાસી કેહેવાય. જેને કનક અને કામિનીનો સંગ હોય તે સંન્યાસી દેખાય તોપણ પૂરો સંસારી કેહેવાય. જે માણસ સંન્યાસીને દ્રવ્ય આપે તે નરકમાં પડે છે અને જો સંન્યાસી લેય તો તે સંન્યાસી નહિ પણ કોઈ પામર પ્રાણી સમજવો. એવું લખાયેલું છે કે સંન્યાસી જેટલું કાંચન લે તેટલી જ્યારે વિષ્ઠા ખાય ત્યારે તે સોનું લીધાનો દોષ ટળે અને ફરીને પાછો જ્યારે સંસ્કાર થાય ત્યારે શુદ્ધ થાય. કદી એમ શંકા થાય કે એક સોનું ન લેવાય પણ બીજો કાંઇ પદાર્થ તો લઇને સંઘરાતો હશે, તો તેનું સમાધાન એજ કે એમ કરવામાં પણ સંન્યાસીને દોષ લાગે છે. જો વેચવાની બુદ્ધિથી અન્ન–વસ્ત્ર કે કંઇ બીજું સંઘરે તો તેની કિંમતના જેટલા પૈસા થાય અને તે પૈસાનું જેટલું સોનું આવે તેટલું સોનું સંઘરવાનો દોષ તેને લાગે, તેથી તેટલી વિષ્ઠાનું ભક્ષણ કર્યે શુદ્ધ [1]થાય. સંન્યાસીને જે મળ્યું તે પોતાના પ્રાણને આહુતિ આપી અને શરીરને વસ્ત્રથી ઢાંકી બાકીનું બધું તજી દેવું. જો કદી બે પૈસા પાસે રાખે તોપણ તે પૈસાનું જેટલું સોનું આવે તેટલો તેને દોષ લાગે. માટે સર્વનો ત્યાગ કરવો જોઇએ. આટલામાટેજ કહ્યું છે કેઃ—

यतीनां कांचनं दद्यात्तांबूलं ब्रह्मचारिणे ।
चौराणामभयं दद्यात्स दाता नरकं व्रजेत् ॥

સંન્યાસીને જે સોનું આપે, બ્રહ્મચારીને જે બીડું

1 સારાંશ કે તેને સોનું અને વિષ્ઠા બરાબર છે.

આપે અને ચોરને જે અભય આપે, તે આપનાર નરકમાં જાય.

આવી રીતે કહેલું છે, તેમાં પણ એજ સમજવાનું છે કે સંન્યાસી અને બ્રહ્મચારીએ કનક તથા કામિની તજવાં જોઇએ. અને ગૃહસ્થે તથા વાનપ્રસ્થે પણ જો કહ્યાપ્રમાણે રાખી શકાય તો રાખવાં નહિ તો તેનો ત્યાગ કરવો, કેમ કે અનર્થનું મૂલ એજ પદાર્થ છે. એનાથી જગતમાં કેટલા કેટલા અનર્થ થાય છે તેથી કોઈ પણ અજાણ્યું નથી.

નિરંતર ગુરુના મુખથી વેદવચન સાંભળવાં એજ સાંભળવાનું છે. બ્રહ્મના નિશ્ચયવાળાં શ્રુતિનાં જે વચન હોય તે વેદવચન કહેવાય છે. તત્વસારમાં લખ્યું છે કેઃ—

ब्रह्म चिद्रूपतो नित्यं महाबीजं निरामयः ।
अवाच्यं प्रणवस्याद्यं सदैवाचलमध्रुवम् ॥

બ્રહ્મ ચિદ્રૂપ નિત્ય છે, મહાબીજરૂપ એટલે સર્વના બીજરૂપ છે, નિરામય એટલે માયાના મેલરહિત છે, વાણીથી બોલાતું નથી, પ્રણુવ એટલે ઓંકારનું પણ આદિ છે, ચળે નહિ તેવું છે અને સદા નિશ્ચયરૂપ છે.

સારાંશ એ સમજવો કે આવાં સત્પુરુષ સદ્‌ગુરુનાં સુબોધ આપનારાં વચનો સારે માર્ગે ચલાવે છે, મનને નિર્મલ કરે છે, અને બ્રહ્મસ્વરૂપને ઓળખાવે છે માટે તે પણ વેદવચન જેવાં સમજવાં. અને તેવાં સત્પુરુષોનાં સારાં બોધ આપનારાં વચનોને તથા તેને મોઢેથી સદ્‌બોધ આપનારાં વેદશાસ્ત્રનાં વચનો નિરંતર સાંભળવાં. બીજાં બંધનકારક સંસારીઓનાં વચનો કે વિષયાદિકનાં ગીતો સાંભળ-

વાથી કશું કલ્યાણુ થતું નથી. કલ્યાણુ કરનારાં બ્રહ્મવેત્તા ખરા જ્ઞાની સત્પુરુષોનાંજ વચન છે અને એટલામાટેજ સંસારસંબંધી વાતોનો અનાદર રાખી નિરંતર તે સાંભળવાં યોગ્ય છે.

---

के हेतवो ब्रह्मगतेस्तु संति
सत्संगतिदानविचारतोषाः ।
के संति संतोऽखिलवीतरागा
अपास्तमोहाः शिवतत्वनिष्ठाः ॥ ९ ॥

अर्थ.

**शिष्य**—हे गुरु ! ब्रह्मगतिना हेतु कोण छे ?

**गुरु**—सत्संगति, दान, विचार अने संतोष, ए चार ब्रह्मगतिना हेतु छे.

**शिष्य**—हे गुरु ! संत कोण कहेवाय ?

**गुरु**—जेओनी सर्वमांथी आसक्ति उठी गई होय जेने वैराग्य थई गयो होय, जेओए मोहने मटाडी नांख्यो होय अने जेओ शिवतत्व एटले परब्रह्म ईश्वरमां निष्ठा राखनारा होय ते संत केहेवाय.

टीका.

બ્રહ્મગતિના હેતુ ચાર કહ્યા, તેમાં પેહેલો સત્સંગ છે.

જે ઠેકાણે રૂડા પુરુષોની સંસારનું બંધન કાપનારી અધ્યાત્મ-શાસ્ત્રની કથા થતી હોય અને તે કથાના ઉપદેશ પ્રમાણે પોતે વર્ત્તતા હોય અને બીજાને વર્ત્તાવતા હોય તે ઠેકાણે જિજ્ઞાસુપણાથી જવું તે સત્સંગ કેહેવાય. એવા સત્સંગથી અપૂર્વ કલ્યાણ એટલે પોતાના શુદ્ધસ્વરૂપનું જ્ઞાન થાય છે. ઇશ્વરપાર્વતીના સંવાદમાં કહ્યું છે કેઃ—

**सत्संगश्च विवेकश्च निश्चलं नयनद्वयम् ।**
**यस्य नास्ति नरः सोऽधः कथं न स्यादमार्गगः ॥**

સત્સંગ અને વિવેકરૂપ કોઈ દિવસ ન ખસે એવાં દૃઢ નેત્ર જેને ન હોય તે આંધળો કેહેવાય છે અને જે આંધળો થયો તે અવળે માર્ગે જનારો કેમ ન થાય? અર્થાત્ સત્સંગ ને વિવેકવગરના આંધળા પુરૂષો અવળે [ દુઃખદાયક ] માર્ગે ચડી જાય છે.

કોઈ એક આંધળો હોય તે ઘણું ધન ખરચી કારીગર પાસે સુંદર ઘર બંધાવે ને તેમાં ખીલીઓ મૂકે. તે ખીલી તેમાં રેહેનાર આંધળાને વાગે તેથી બીજો જે દેખતો હોય તે ખીલી ન વાગવાની સંભાળ રાખવાનું આંધળાને કહે અને પોતે તો દેખતો હોય એટલે વાગેજ શાની? આહીં વિવેક વગરનો તે આંધળો, બુદ્ધિ તે દ્રવ્ય, શાસ્ત્ર જાણુ-નાર તે કારીગર, શાસ્ત્ર જાણનાર પાસે અભ્યાસ કરવો તે ઘર, અભ્યાસમાં અનેક પ્રકારનાં સ્થલ તે ભીંતમાંની ખીલીઓ અને એક સ્થલની વાત બીજે સ્થલે થાય તે વાગવું છે. સારાંશ એ કે ગમે તેટલું ભણેલો હોય ને ભેદ

જાણતો હોય તો પણ વિવેક વગરનો હોય તો, આંધળાને જેમ પોતાના ઘરમાં પોતે નખાવેલી ખીલીઓ પોતાને વાગે છે તેમ પોતાની વિદ્યા પોતાને દુઃખ દે છે; અને જે સત્સંગવાળો ને વિવેકી છે તે તેને બોધ કરે છે ને પોતે વિવેકી છે તેથી તેમાં ભૂલ ખાતો નથી. માટે સત્સંગનો મહિમા મોટો છે. કહ્યું છે કેઃ—

**जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं**
**मानोन्नतिं दिशति पापमपाकरोति ।**
**चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं**
**सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥**

'આ હું ને આ મારૂં' એવા પ્રકારના બુદ્ધિના જડપણાને મટાડે છે, વાણીમાં સત્ય બોલવાપણું મેલે છે અર્થાત્ વાણીની કઠોરતા મટાડી દઇ પોતાના જેવા બીજાને જણાવી પરને પીડા થવાથી દોષ લાગવાની સમજણ આપી સારૂં અને પ્રિય બોલવાનું શીખવે છે, દેહબુદ્ધિ મટી આત્મબુદ્ધિ થવારૂપ મોટાઈના ઉદયને દેખાડે છે, આમ થવા કાયિક-વાચિક વગેરે પાપને દૂર કરાવે છે, ચિત્તમાંથી કામક્રોધાદિક મેલને દૂર કરાવી તેને નિર્મલ કરાવે છે, અને એવા શુભ માર્ગમાં પ્રવૃત્ત થવાથી દિશાઓમાં કીર્તિ કરાવે માટે સત્સંગતિ શું શું નથી કરતી?

સારાંશ એ કે સત્સંગતિથી સઘળું થાય છે માટેજ સત્પુરુષો સત્સંગ કરવાનો ઉપદેશ કરે છે. ભગવાન્ વ્યાસજી કહે છે કેઃ—

**प्रसंगमजरं पाशमात्मनः कवयो विदुः ।**
**स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम् ॥**

જગત્માં પ્રસંગ રેહેવો એજ કોઇ દિવસ ન તૂટે એવો પાશ છે એમ વિદ્વાનો કહે છે. તેજ પ્રસંગ જો સત્પુરુષોનેવિષે થાય તો મોક્ષનું દ્વાર ખુલું છે.

એટલામાટે સંસારના વિષયોનો અને તેને ભોગવનારા વિષયી લોકોનો આદિથી અનુભવાતો આવતો પ્રસંગ છોડી દઇને સત્પુરુષનો પ્રસંગ રાખવો. એકાદવાર પરિચયમાં આવવું તે સંગ કેહેવાય અને નિરંતર પરિચયમાં આવવું તે પ્રસંગ કેહેવાય માટે નિરંતર સુજનસમાગમ રાખવો. ક્ષણુવાર પણ સત્સંગ થાય તો ઉત્તમ ફલ આપે છે તો નિરંતર સત્સંગ થાય તેની તો વાતજ શી કરવી? શ્રીશંકર ભગવાન્ પણ કહે છે કેઃ—

**क्षणमपि सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका ।**

ક્ષણુવાર પણ જો સત્સંગતિ રહે તો ભવસાગર તરવામાં વહાણરૂપ થાય છે.

આટલામાટે ઉત્તમ બોધવાનનો પરિચય રાખી તેની પાસેથી સારો બોધ લેવો. સદ્બોધ આપનારા ગુરુનાં વચનો સાંભળવાનો અભ્યાસ એ પ્રસંગરૂપ સત્સંગતિ છે. તેનું પાત્ર થવા વિવેક એ મુખ્ય સાધન છે. વિવેક ન હોય તો આ સાચું અને આ ખોટું તથા આ યોગ્ય અને આ અયોગ્ય એમ જાણુવાનુંજ પેહેલાં સૂજે નહિ. એટલામાટે સત્સંગની પેઠે વિવેક પણ ઉત્તમ પદની પ્રાપ્તિનું શ્રેષ્ઠ સાધન છે. કેમ કેઃ—

**सत्संगाच्च विवेकाच्च लभते ज्ञानमुत्तमम् ।**

સત્સંગ અને વિવેકથી ઉત્તમ જ્ઞાન મળે છે.

માટે વિવેક સહિત સત્સંગતિ થાય તેજ બ્રહ્મગતિના હેતુરૂપ પ્રથમ સાધન છે.

દાન એ બ્રહ્મગતિનો બીજો હેતુ છે. દાન એટલે પાત્ર પ્રમાણે ધનાદિક આપવું તે. તે પોતાપાસે હોય તેવી ધનાદિકની વસ્તુ બીજાના ઉપયોગમાટે આપવી તે ઉપરથી પોતાનું સ્વામિત્વ નિવારણ કરી જેને આપવું હોય તેનું સ્વામિત્વ કલ્પાય છે. મુખ્યત્વે કરી ધન વસ્તુ દાન-વિષયમાં ઉપયોગી છે. એ ધન શબ્દમાં પશુ, ધાન્ય, પૈસો, પૃથ્વી, ઘર અને વિદ્યા, એ શબ્દોનો સમાવેશ થાય છે. જેને જેનો ઉપયોગ હોય તેને તે ઇશ્વરપ્રીત્યર્થ આપવું તે દાન કેહેવાય. જેઓ સંપત્તિવાળા થઇને આપતા નથી અને ભોગવતા નથી તેની ત્રીજી ગતિ એટલે નાશજ થાય છે. માટે દૈવયોગથી પોતાની પાસે હોય તે પાત્રને આપવું અને આપીને અર્થીનો આશીર્વાદ લેવો. દાન આપવું એ અતિ કઠણ કામ છે. કેમ કે ઉદારતાવગર અપાતું નથી. ઉદારતાને અંગે દયા પણ સાથેજ આવી જવાનો સંભવ છે. માટે દયાથી ધન–વિદ્યા વિગેરેનું સારી પેઠે દાન કરવું. જેમ જેમ દયાથી દાન વધતું જાય તેમ તેમ અંતઃકરણ નિર્મલ થતું જાય છે અને બ્રહ્મગતિમાં પ્રેમ વધતો જાય છે. રજોગુણી, તમોગુણી અને સત્વગુણી પ્રકૃતિ પ્રમાણે દાન પણ ત્રણ પ્રકારનાં છે. કોઇએ આપણું કામ કર્યું હોય તેનો બદલો વાળી દેવામાટે આપવામાં આવે, અથવા

સ્વર્ગાદિકનું ફલ પામવામાટે દેવામાં આવે, અથવા મનમાં કાંઈ ક્લેશપૂર્વક આપવામાં આવે તે દાન રાજસ કેહેવાય છે. સારો દેશ કાલ વિગેરે ન હોય તેમાં આપવામાં આવે, અથવા ભાટચારણોને કે નટ લોકોને આપવામાં આવે, અથવા પાત્ર મળ્યા છતાં પણ અશ્રદ્ધા વિગેરેથી સત્કારવિના અવિવેકથી આપવામાં આવે તે તમોગુણી દાન કેહેવાય છે. દેવાનો નિશ્ચય થયા પછી જે દાન, સારો દેશ કાલ અને પાત્ર જોઇને પરાર્થમાટેજ પ્રેમથી, આપવું તે સાત્વિક દાન કેહેવાય છે. ત્રણ દાનમાં સાત્વિક દાન શ્રેષ્ઠ છે, રાજસ મધ્યમ છે અને તામસ દાન હીન છે. અર્થાત્ સર્વ પ્રકારથી સાત્વિક દાન શ્રેષ્ઠ છે, માટે સત્વગુણી દાન કરવું. ઉપનિષદ્ તો શ્રદ્ધાથી દેવું અને અશ્રદ્ધાથી પણ દેવું એમ આજ્ઞા કરે છે તે ઉપરથી એમ મનાય છે કે આપવું એ શ્રદ્ધાથી અપાય તો બહુ સારૂં, પણ સાવ નજ અપાય એના કરતાં અશ્રદ્ધાથી પણ અપાય એ કાંઈ ખોટું નહિ. વ્યવહારમાં પણ દૃષ્ટાંત છે કે 'નહિ મામા કરતાં કેહેણો મામો સારો' તો આ ઉપરથી સમજવાનું એ છે કે શ્રદ્ધાથી ધનવિદ્યા વિગેરેનું અર્થીને દાન આપવું એ બ્રહ્મગતિનો હેતુ છે, માટે તે ગતિ પામવાને ઇચ્છનારાએ દાનપર પ્રીતિ રાખવી.

મૂલમાં દાનને ઠેકાણે દાંતિ શબ્દ પાઠફેરે દેખાય છે તેનો અર્થ વિચારતાં તે પણ બ્રહ્મગતિનું સાધન યોગ્ય છે. મોક્ષદ્વારના ચાર દ્વારપાલ જ્યાં કહ્યા છે ત્યાં શમ, સંતોષ, સત્સંગ અને વિચાર, એ ચાર કહ્યા છે. તો તેપ્રમાણે દાંતિ શબ્દ પણ બંધ બેસતો છે. દાંતિનો અર્થ તપ અથવા દમ

એટલે ઇન્દ્રિયોનો નિગ્રહ એમ થાય છે. બ્રહ્મગતિ એજ મુક્તિ અને મુક્તિ એજ બ્રહ્મગતિ છે. તેની પ્રાપ્તિમાટે તપની અને તપરૂપ ઇંદ્રિયનિગ્રહની ઘણીજ જરૂર છે. કાણા ઘડામાં જેમ પાણી રહે નહિ તેમ અજિતેંદ્રિય માણુસમાં બોધની વાત રેહેતીજ નથી. ઇંદ્રિયોનો નિગ્રહજ સર્વ પ્રકારની શક્તિ આપનાર છે અને તે ઇન્દ્રિયનિગ્રહ મનના નિગ્રહથી થાય છે. શ્રોત્ર આદિ ઇન્દ્રિયો બહારના શબ્દાદિક વિષયોમાં અતિ આસક્ત ન થઈ જતાં તે ઈન્દ્રિયો સદ્વિચારમાં અથવા સ્વસ્વરૂપ જાણવાના પ્રયત્નમાં લાગે અને મનને મથી ન નાંખે તેનું નામ નિગ્રહ કેહેવાય. એ મોટામાં મોટું તપ છે અને તે બ્રહ્મગતિના બીજા હેતુરૂપ છે. માટે કલ્યાણ ઇચ્છનારાએ દાંતિ એટલે ઇન્દ્રિયોનું દમન કરવું જોઇએ. જેઓ ઇન્દ્રિયોનું દમન કરી નથી જાણતા તેઓ બ્રહ્મગતિને કોઈ દિવસ પણ પામતા નથી.

વિચાર એ ત્રીજો હેતુ છે. એવિષે આગળ પણ લખાઈ ગયેલ છે. વિચાર અને વિવેક તેમાં બહુ ફેર નથી. પરિણામે બેય એકરૂપ થઈ જાય છે. માટે વિચાર એ પણ વિવેકજ કેહેવાય. અને તેનો અર્થ એ કે નિત્ય અને અનિત્ય વસ્તુનો સમજીને નિશ્ચય કરી અનિત્યનો ત્યાગ કરવો ને નિત્યનું ગ્રહણ કરવું. અપરોક્ષાનુભૂતિમાં કહ્યું છે કેઃ

नित्यमात्मस्वरूपं हि दृश्यं तद्विपरीतगम् ।
एवं यो निश्चयः सम्यग्विवेको वस्तुनः स वै ॥

આત્મસ્વરૂપ છે તે નિત્ય છે. બાકી જે નજરે દેખાય

છે તે અનિત્ય છે. એવી રીતે જે નિશ્ચય થાય તેજ વસ્તુ-વિવેક કેહેવાય.

આમ નિત્ય આત્મસ્વરૂપ અને અનિત્ય દૃશ્ય સવ નાશવંત જે કાંઈ છે તેનો સારી રીતે નિશ્ચય કરવો. બે બે વસ્તુ ભેળી થઈ હોય તેમાં એકને જુદી કરીએ એટલે બીજી એનીમેળે જુદી થઇ જાય છે. દાળ-ચોખા એકઠાં થઈ ગયાં હોય તેમાંથી દાળ કાઢી લઇએ એટલે ચોખા એનીમેળે જુદા થઇ જાય છે. ઘરમાં અંધારું હોય ને કાંઈ પ્રકાશ થાય તો અંધારું એની મેળે શમી જાય છે. આબાંનો રસ અને ગોઠલું સાથે હોય તેમાંથી રસ જૂદો પાડિએ એટલે ગોઠલું એની મેળે જૂદું પડી જાય છે. એમ એકના નિશ્ચયથી બીજાનો નિશ્ચય થાય છે. સિદ્ધાંત એ સમજવો કે આત્મા અરૂપ છે એટલે તે ઓળખાતો નથી પણ વ્યાપક છે તેથી કઢાતો પણ નથી માટે જેટલું નામ–રૂપ જોવામાં આવે છે તેટલું બધું જાણીને અળગું કરી નાખ્યું એટલે આત્મા પછી સહેજે જડ્યો, કેમ કે પછી જે અવશેષ રહે તે આત્મા છે. જેમ ફોતરાં ને સાળ એક હોય તે વખતે જો ચોખાને જાણવાની ઈચ્છા કરિયે તો જણાય નહિ. પણ સાળ ઉપરનાં ફોતરાંને સમજીને પછી તેને દૂર કરિયે તો ચોખો એની મેળે જડે, તેમજ જો અનિત્ય નામ–રૂપ એમ ને એમ રાખી આત્માને ગોતિયે તો તે જડે નહિ, પણ અનિત્ય નામ–રૂપ તજી દઇએ તો પછી આત્મા ગોતવોજ પડતો નથી, કેમ કે અનિત્ય નામ-રૂપ તજતાં જે કાંઈ છે તે આત્માજ છે. એટલા માટે નિરંતર નિત્યાનિત્યનો વિચાર કરવો. સાળ ઉપરથી ફોતરાં ઉતારવાને ખાંડણીચો,

સાંબેલું, સૂપડું અને હાથ, એ ચાર સાધનો જોઈએ છિયે, તેમ આત્મસ્વરૂપ જાણવા અને નામરૂપ દૂર કરવાને સત્સંગ, સુવિચાર, સત્શાસ્ત્ર અને સદ્ગુરુ, એ ચાર સાધનો જોઈએ છિયે. સાળની ઉપર ત્રણ છાલ હોય છે તે ત્રણેય છાલ ઉતરે ત્યારે તે શુદ્ધ ચોખા થાય છે. જો કદી ત્રણ છાલ ન ઉતરે ને એક બે રહે તો તે ઉગે નહિ. તેમાં સ્વાદ થાય નહિ. તેમ અહીં ત્રણ દેહનું અભિમાન તજે તો જીવન્મુક્ત થાય છે, અને એક બે રહે છે તો જન્મ તો ન આવે પણ અહીં સુખ થાય નહિ. અર્થાત્ છતે દેહે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ દેહ તથા જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા તજે તો સુખ પામે છે, અને જીવન્મુક્ત થાય છે. તે તજવાની રીત એવી છે કેઃ—

'આ સ્થલ દેહની સ્થૂલ દેહ, જાગ્રત અવસ્થા અને વિશ્વ અભિમાની, એ ત્રિપુટી છે. સૂક્ષ્મ દેહની સૂક્ષ્મદેહ, સ્વપ્નાવસ્થા અને તૈજસ અભિમાની, એ ત્રિપુટી છે; તથા કારણની કારણ શરીર, સુષુપ્તિ અવસ્થા અને પ્રાજ્ઞ અભિમાની, એ ત્રિપુટી છે, એ ત્રણે દેહની ત્રિપુટી મારાથી અળગી છે અને હું તેનાથી અળગો છું તથા તેનો સાક્ષી તુર્ય છું. તથા તુર્ય આવ્યો એટલે તુર્યનો પણ સાક્ષી હું છું. કેમ કે જેમ ત્રણ દેહ ને તેની ત્રિપુટી જાણી તેમ તુર્યપદ પણ જાણ્યું.' આમ ખરો અનુભવ થવો જોઈએ.

ઉપરની ત્રણ ત્રિપુટી ત્રણ દેહની છે, પોતાના સ્વરૂપની નથી. જાગ્રત અવસ્થામાં 'હું જાગું છું અને આ કામ બધાં હું કરૂં છું' એમ જાણી સર્વ દૃશ્ય પદાર્થ પોતાના

કરી માનવામાં આવે છે, પણ જ્યારે નિદ્રા આવે છે ત્યારે સર્વ ટળી જાય છે; માટે એ કૃત્યો સર્વ સ્થૂલ ત્રિપુટીનાં આપણે અજ્ઞાનથી આપણામાં માની લીધાં છે. જે કાંઇ વસ્તુપદાર્થ આદિ છે તે સર્વે સ્થૂલ ત્રિપુટીનાંજ છે. આપણે જાગતા હોઈએ ત્યારે પેટીમાં દ્રવ્ય, વસ્ત્ર, અલંકાર મેલી તાળું દઇ કુંચી પાસે રાખી ‘ આ સઘળું મારૂં છે ’ એમ માની સુઈ જઇએ. પાછળથી કોય ચોર આવે તો જે કાંઈ માંહી મેલ્યું હોય તે સર્વ કાઢી જાય તેની ખબર કેમ નથી પડતી? નથી પડતી તેનું કારણ એજ કે એ સમયે સ્વપ્નત્રિપુટીનો વ્યવહાર શરૂ થયો હોય છે અને સ્થૂલ ત્રિપુટીનો બંધ થયો હોય છે. જે સમયે સ્વપ્નત્રિપુટીનો વ્યાપાર ચાલતો હોય ત્યારે સ્થૂલસંબંધી કશું જાણવામાં આવતું નથી. આપણે ઉંઘમાં સૂતા હોઈએ તે વખતે કોઈ વખાણ કરે; કોઇ મશકરી કરે કે કોઈ ગાળ દઈ જાય, તોપણ ખબર પડતી નથી. શું આ સમયે આપણી ઇન્દ્રિયોનો નાશ થઇ ગયો છે? ઇન્દ્રિયો તો એની એ છે પણ સ્થૂલત્રિપુટીનો એ સમયે અભાવ હોવાથી જાણવામાં નથી આવતું. જે કાલે સ્વપ્ન થયું હોય તે કાલે તે સ્વપ્નમાં જે દેખિયે ને જે વ્યવહાર કરિયે તે સત્ય માનિયે છિયે, પરંતુ વ્યવહાર કરિયે છિયે તે સર્વ જુઠો છે એમ જાણી શકાતું નથી; કેમ કે સ્વપ્નની ત્રિપુટીનો જેટલો વ્યવહાર દેખવા કરવામાં આવે છે તે જોકે સ્વપ્નત્રિપુટીનો છે તો પણ અજ્ઞાનથી પોતામાં માની લેવામાં આવે છે. જે વખતે સુષુપ્તિ વ્યાપે છે તે વખતે સ્વપ્નત્રિપુટીનો પણ અભાવ થાય છે. એ સુષુપ્તિમાં न किंचिदवेदिषम् । અર્થાત્ ‘ હું કાંઈ જાણતો

નથી ' એમ જાગિયે ત્યારે જાણિયે છિયે, પણ ' હું કાંઇ નથી જાણતો ' એમ જે સ્વપ્નના અભાવથી જાણવામાં આવ્યું તે સુષુપ્તિ અવસ્થાનો અનુભવ જાગ્યા પછી જણાયો. અહીં પણ ' મેં કાંઇ પણ જાણ્યું નહિ ' એ સુષુપ્તિની ત્રિપુટી પણ અજ્ઞાનથી પોતાનામાં માની બેસે છે. માટે અજ્ઞાનને મેલી સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ, તથા એ ત્રણ શરીરના ભોગને અળગા કરીને જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ અવસ્થાને અળગી કરીને તુર્યાવસ્થામાં આવવું અને પછી એ અવસ્થાને પણ મેલી તેનો દ્રષ્ટા હું શુદ્ધરૂપ, બાકી નામરૂપ દૃશ્ય જે કાંઇ છે તે મારાં નથી એમ જાણવું એ વિવેક કહેવાય. એ વિવેક થવામાટે બ્રહ્મવિદ્ સદ્‌ગણસંપન્ન ગુરુને શરણે જવું જોઇએ. જેથી આ લક્ષ ચોરાશીનો ફેરો ટળી જવાનો ઉપાય હાથ લાગે.

ચોથું સાધન સંતોષ છે. જે કોઈ વ્યવહાર કરવામાં આવતો હોય તે શાંતપણે કરવો અને અનેક અન્ન-વસ્ત્ર ઇચ્છા-પ્રમાણે ખાવા-પેહેરવામાં આવતાં હોય તેથી તૃપ્ત રહેવું. પરેચ્છાથી કાંઈ મળે તે ભલે. પોતાને કાંઇ લોલુપતા રાખવી નહિ. ગુરુગીતામાં કહ્યું છે કેઃ—

लब्धं वापि न वा लब्धं स्वल्पं वा बहुलं तथा ।
निष्कामेनैव भोक्तव्यं सदा संतुष्टमानसः ॥

કોઈ વાર મળે, કોઈ વાર ન મળે, થોડું મળે, કે ઘણું મળે, તે કામનાવગરના માણસે નિરંતર સંતોષ થાય તે રીતે ભોગવવું. સારાંશ કે કામનામાત્ર તજી જે મળે તેમાં સંતોષ માનવો.

કોઇ સારો પદાર્થ મળ્યો હોય તે પોતે તરત ખાઈ જાય ને બાકી વધે તે વેચી નાંખે, અથવા કોઈ સારો પદાર્થ હોય તે મારે કામ લાગશે એમ જાણી રાખી મેલે ને કોઈને આપે પણ નહિ, અથવા તે મળવા-મેળવવાની ઈચ્છા રાખ્યા કરે, એમ બધા વિષયોમાટે ઇચ્છા રહે તે કામના કેહેવાય અને તેવી કામના ન હોય તો નિષ્કામ કેહેવાય. એમ નિષ્કામ થઈ મળે તોપણ ઠીક ને ન મળે તોપણ ઠીક એમ ચિત્તમાં થાય તે સંતોષ કેહેવાય. શ્રી ભગવાને પણ કહ્યું છે કેઃ—

**यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।**
**समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥**

એની મળે મળેલા લાભથી સંતોષી, ટાઢ-તડકા આદિને સહન કરનાર, વેરવગરનો અનેમાગ્યાવિના મળેલા લાભની સિદ્ધિ અને અસિદ્ધિ માટે હર્ષ-શોક નહિ રાખનારો વિહિત કે સ્વાભાવિક કર્મ કરતાં છતાં બંધાતો નથી.

આ ઉપરથી જણાશે કે સંતોષીને સુખદુઃખ થતાં નથી, મત્સર થતો નથી અને જે મળે તેમાં તૃપ્ત રહી લોલુપતા રાખતા નથી, આવા સાક્ષીઓ અનેક છે; માટે સમજવાનું એ છે કે ન મળે તો ખેદ ન કરવો ને મળે તો જે મળે તેથી સંતોષ રાખવો. એવી શ્રેષ્ઠ વૃત્તિથીજ બ્રહ્મપ્રાપ્તિ થાય છે કે જેનાથી મહાન મુમુક્ષુઓ અક્ષય પદ પામ્યા છે. એટલા માટે આ ચોથા સાધનની ઘણી જરૂર છે.

આગળ કહ્યું કે જેઓની સર્વમાંથી આસક્તિ ઉઠી

ગઇ હોય ને વૈરાગ્ય થઇ ગયો હોય, જેઓએ મોહને મટાડયો હોય અને જેઓ શિવતત્ત્વ એટલે પરબ્રહ્મ ઈશ્વરમાં નિષ્ઠા રાખનાર હોય તે સંત કેહેવાય. તેમાં પ્રથમ વૈરાગ્યવિષે વિવેચન આ પ્રમાણેઃ—

મંદ વૈરાગ્ય, સાધારણ વૈરાગ્ય, [1]ઉન્મની વૈરાગ્ય, તીવ્ર વૈરાગ્ય અને નિર્મળ વૈરાગ્ય. એમ પાંચ પ્રકારનો વૈરાગ્ય કેહેવાય છે. એ વૈરાગ્ય સાધુ, મુમુક્ષુ, જીજ્ઞાસુ, અધિકારી અને વિવેકી પુરુષોને થાય છે. આપણને કમાણી થોડી હોય અને ખરચ ઝાઝું હોય તેથી વ્યવહારમાં આવી પડતી અનેક પીડાથી 'બળ્યો આ સંસાર, આ કરતાં વૈરાગી થઈ ચાલી નીકળિયે તો સારૂં' એમ મનમાં કંટાળો આવી જાય છે. એ વૈરાગ્ય જ્યાંસુધી દ્રવ્ય ન મળ્યું હોય ત્યાંસુધી રહે પણ જ્યારે દ્રવ્ય મળે અને ખાવાપીવાનો વ્યવહાર બરાબર ચાલે એટલે ટળી જાય છે. કોઇ સમયે સ્ત્રી-પુરુષને કલેશ થયો હોય તો તેની પીડાથી મનમાં વૈરાગ્ય આવી જાય, તે જ્યાંસુધી એ કલેશ ન મટયો હોય અથવા તેને મટવાનું બીજું કારણ ન બન્યું હોય ત્યાંસુધી રહે છે; અને કલેશ મટયો કે તે ટળી જાય છે. કોઇ વખતે અનેક ઉપાયો કરી કરીને થાકી જઇએ પણ પ્રજા ઉત્પન્ન થાય નહિ તેથી સંસાર ઉપર અભાવ આવી વૈરાગ્ય આવી જાય છે, તે જ્યાંસુધી પ્રજા ન થઈ હોય ત્યાંસુધી રહે છે, પણ પ્રજા થઈ કે તરત તે ટળી જાય છે. એવા અનેક પ્રકારથી જે, મનમાં કલેશ આવી વૈરાગ્ય

---

૧ આ નામની દશા છે તેને વૈરાગ્યમાં ગણી છે.

૮

થાય છે તે મંદ વૈરાગ્ય કેહેવાય. એ વૈરાગ્ય જ્યાંસુધી કાંઈ દુઃખ હોય તે ન મટયું હોય ને સાંભર્યાં કરતું હોય ત્યાં-સુધીજ રહી શકે છે. સ્વર્ગાદિકનાં અનેક સુખ આપનારા વૈભવોની વાત સાંભળીને અહીંના સુખમાં અભાવો આવીને વૈરાગ્ય થાય છે તથા પૃથ્વીઉપર કોઈ મહાલક્ષ્મીવાનનાં સુખ ને વૈભવ જોઇ આપણને આપણા થોડાં સુખ અને થોડા વૈભવ ઉપર અભાવો થઈ વૈરાગ્ય થાય છે એ સાધા-રણ વૈરાગ્ય કેહેવાય. જ્યાંસુધી સાંભળેલાં અને જોયેલાં સુખની અને વૈભવની પ્રાપ્તિ નથી થતી ત્યાંસુધી તે વૈરાગ્ય રહ્યાજ કરે છે. કાલાંતરે તેવો યોગ બને તો તે વૈરાગ્ય ટળે. આ સાધારણ વૈરાગ્ય મંદવૈરાગ્ય કરતાં વધારે વખત સુધી રહી શકે છે પણ તે ઉલટો બંધન કરે છે. 'આ વાણીથી લવલવ કર્યે કાંઇ વળવાનું નથી. કાંઇ પણ સ્વરૂ-પનો સાક્ષાત્કાર થાય તો આપણો અર્થ સરે. જે કાંઈ નજરે જોવામાં આવે છે તે તો જોતાં જોતામાં ટળી જવાનું છે.' ઈત્યાદિ આપણા મનમાં ઉત્કંઠા રહી બીજી વાતોપર અભાવ આવે તે ઉન્મની વૈરાગ્ય કેહેવાય. મન હારી જાય ત્યારે આ ઉન્મની વૈરાગ્ય થાય છે. કહ્યું છે કેઃ—

वाग्वादेन विनिर्मुक्तः संतुष्टो येन केनचित् ।
अस्थिरं मनुते सर्वं विरक्तो निर्मनस्कभाक् ॥

પોતે ભણ્યો હોય તેનું અભિમાન કરીને કોઈની સાથે વાદ ન કરે, સંતોષથી વરતે અને જગત્ સર્વ નાશ-વાળું છે એમ દેખે તેને ઉન્મની વૈરાગ્યવાળો સમજવો.

આ વૈરાગ્યથી મોક્ષનું સાધન મળે છે ને તે સાધનથી

પરમપદ પમાય છે. કદી વૈરાગ્યથી સાધન સંપાદન કર્યાં છતાં પરમગતિ આ અવતારે ન થઇ તો બીજા અવતારે મેળવવી અને પેહેલાંની પેઠે બંધાઇ જવું નહિ. પરમગતિની પ્રાપ્તિમાટે જે સાધન કરતો હોય તેને અવતાર પણ ફરીને મનુષ્ય જાતિમાં અને તે પણ સારે ઘેર આવે છે. શ્રીભગવાને કહ્યું છે કેઃ—

शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोभिजायते ।
अथवा योगिनामेव कुले भवसि धीमताम् ॥

યોગસાધન કરતાં છતાં પણ કદી તેથી ભ્રષ્ટ થયો તોપણ તે દેહ પડે ત્યારે ફરીને પવિત્ર શ્રીમંત લોકોને ઘેર જન્મ લે છે, અથવા બુદ્ધિમાન યોગીઓના કુલમાં જન્મ લે છે.

નાનાપ્રકારના ભોગો અને સ્ત્રી પુત્ર ઘર બાર સર્વ અત્યંત અપ્રિય અને બંધનકારક લાગતાં આ સંસાર ભયંકર સર્પ જેવો જણાય, દશે દિશાએ દાવાનલ બળતો હોય તેવો તાપ થાય, આ સંસારના બંધનથી ‘ અરેરે ’ એવા નિસાસા નીકળે, વૈકુંઠલોકના અને કૈલાસલોકના લોકોને સુખી મનાય અને દ્વૈતમાર્ગથી પરમેશ્વરનો પુકાર કરાય એનું નામ તીવ્ર વૈરાગ્ય કેહેવાય. તીવ્ર વૈરાગ્યવાનને સંસાર ત્યાગ કરવાનો અથવા સંન્યાસ લેવાનો અધિકાર છે. શ્રુતિમાં કહ્યું છે કેઃ—

यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत् ।

જે સમયે વૈરાગ્ય થાય તેજ સમયે ચાલી નીકળવું. આ પ્રમાણે છે પરંતુ તીવ્ર વૈરાગ્ય બરાબર થવો

જોઈએ, નહિ તો વેશ બગડે છે. તીવ્ર વૈરાગ્ય થયો હોય તો જે દેવમાં આસ્થા એટલી હોય તે દેવના લોકની પ્રાપ્તિ થાય છે.

ઈંદ્રલોકની શું ઈચ્છા કરવી કેમ કે તે રાગદ્વેષથી ભરેલો છે, સ્વર્ગના રાજા ઇંદ્રને પણ અજગરનો અવતાર આવ્યો હતો એવો તે અસ્થિર છે. એ ઈંદ્રનો લોક એવો છે કે ત્યાં આ ભૂલોકની અને તેના ક્ષણભંગુર રોગરૂપ ભોગોની વાત-જ શી કરવી? બ્રહ્માના લોકની પણ શું ઇચ્છા કરવી, કેમ કે બ્રહ્માને પણ મંકોડો થવું પડયું હતું. વૈકુંઠના લોકની પણ શું ઈચ્છા કરવી, કેમ કે વૈકુંઠમાંથી પણ જય વિજય નીચે પડયા હતા અને વૈકુંઠના પતિને પણ સાથે ફરવું પડયું હતું. કૈલાસના લોકની શું ઈચ્છા કરવી, કેમ કે કૈલાસના પતિ સદાશિવને પણ બ્રહ્મકપાલ એટલે બ્રહ્માનું માથું કાપી નાંખ્યું તેની બ્રહ્મહત્યા લાગેલ છે. માટે એ સર્વે લોકમાં કંઈ નથી. એ સઘળા અસ્થિર દુઃખમય અને સુખ ભોગવી રહ્યા પછી તરત તેમાંથી પાછું પડવું પડે તેવા છે માટે એવા લોકમાં રહીને શું કરવું? આવી રીતે જે વૈરાગ્ય થાય તેને નિર્મલ કહે છે. આ વૈરાગ્યમાં કોઈ પણ લોકના ભોગની ઇચ્છાજ થતી નથી. અપરોક્ષાનુ-ભૂતિમાં કહ્યું છે કે:—

ब्रह्मादिस्थावरांतेषु वैराग्यं विषयेष्वनु ।
यथैव काकविष्ठायां वैराग्यं तद्धि निर्मलम् ॥

બ્રહ્મલોકથી માંડીને ખડના થુંબડાસુધી જે વિષયો

હોય તેનેવિષે જેવો કાગડાની વિષ્ઠામાં વૈરાગ્ય થાય તેવો થાય તેનું નામ નિર્મલ વૈરાગ્ય કેહેવાય.

જેને આવો નિર્મલ વૈરાગ્ય થાય તેને કોઇ પણ વિષયમાં આસક્તિ થતી નથી અને જગતમાં દેખાતા અનેક વિષયો તેને બાધ પણ કરતા નથી; કેમ કે સઘળા પદાર્થો ઉપર તેને સમાન રીતે નિસ્પૃહપણું થયું હોય છે. નિરંતર તત્ત્વ શોધવામાંજ તેની વૃત્તિ રહે છે. બ્રહ્મલોકસુધીના વૈભવોને તે તુચ્છ ગણે છે તો પછી સંસારના વિષયોની તો વાત જ શી કરવી ? શિવગીતા અધ્યાય તેરમામાં લખ્યું છે કેઃ-

**विरज्य सर्वभूतेभ्य आविरंचिपदादपि ।**
**घृणां वितत्य सर्वत्र पुत्रमित्रादिकेष्वपि ॥**

બ્રહ્માના લોકથી માંડીને સર્વ ભૂતપ્રાણીમાત્રથી વિરાગ પામી અને પુત્રમિત્રાદિકમાં વિરાગ પામીને સર્વત્ર દયાનો વિસ્તાર કરી [ રેહેવું ].

આમ સર્વ લોક, પદાર્થ અને સંબંધમાં પણ આસક્તિ વગરના થઇને માત્ર સર્વ પ્રાણી ઉપર દયાભાવ રાખી નિર્મલ વૈરાગ્યવાળો ઉદાસીન થઇ ફરે છે. સંસારસંબંધી કોઇ પણ આધિ ઉપાધિ નહિ પડતાં, સંસાર ઉપર અને તેમાંના ભોગ્ય વિષયો ઉપર એનીમેળે રાગ ઉડી જઇ તેને ગ્રહણ કરવાની ઈચ્છાજ રેહેતી નથી અને સર્વ અનુપયોગીજ અથવા દુઃખરૂપ કે ઉપાધિરૂપજ લાગે છે. આવા નિર્મલ વૈરાગ્યવિના પરમપદની પ્રાપ્તિ થતી નથી. જેને પાંચેય વૈરાગ્યની પ્રાપ્તિ થઇ હોય તે પરમ વૈરાગી કેહેવાય.

જેને પાંચેય વૈરાગ્યની પ્રાપ્તિ ન થઈ હોય તે ભલે સંન્યાસી થયો હોય તો પણ ચારે કોરે ટપલાં ખાય છે અને શાંતિ પામતો નથી; કેમ કે નિર્મલ વૈરાગ્ય છે તે પરમ સુખની સીમા છે. કોઇ માણસ અમદાવાદથી સુરત જવા સારૂ નીકળે, તેને સુરતની વાત કોઈ કરે તો તેથી સુરત ન આવે ને માર્ગમાં ગામ આવે તેમાં રહે તો પણ સુરત ન આવે. જે જે ગામ માર્ગમાં આવે તેને મૂકી દઇ ચાલ્યો જાય તો તે સુરત આવે. તેમજ આ વૈરાગ્યમાં પણ વચમાં અટકી જાય તો પરમપદની પ્રાપ્તિ ન થાય, પણ નિર્મલ વૈરાગ્ય સુધી પહોંચે તો પરમપદની પ્રાપ્તિ થાય. સ્ત્રી આદિના કે બીજા કલેશથી જેને મંદ વૈરાગ્ય થયો હોય તેને કઇંક સુખ મળે છે એટલે તેનો વૈરાગ્ય ટળી જઇ જેમ કોઈ કાશીએ જવા નીકળે ને બે કોસ જઈ અટકી જાય તેમ અટકી જાય છે; સાધારણ વૈરાગી પણ ઇંદ્રાદિકનાં સુખ સાંભળવાથી આ સંસાર ઉપર અભાવ આવતાં વૈરાગ્ય પામ્યો હોય તે પણ જેમ કોઇ કાશીએ જવા નીકળીને પાંચ કોસ જઈ અટકે તેમ તેટલેજ અટકી જાય છે; ઉન્મની વૈરાગ્યવાળો મંદ અને સાધારણ વૈરાગી કરતાં આગળ જાય છે, અને તેને વિનાકારણે સંસારમાંથી મન પાછું વળી વૈરાગ્ય થયો હોય છે તેથી તે આ લોકમાં આવતો નથી. તીવ્ર વૈરાગી મંદ સાધારણ અને ઉન્મની કરતાં આગળ વધીને વૈકુંઠલોક, સત્યલોક અને કૈલાસ સુધીમાં અટકે છે; કેમ કે તેને દ્વૈતભાવ સહિત વૈરાગ્ય થયો હોય છે એટલે જે દેવ ઉપર નિષ્ઠા હોય તે દેવના લોકમાં જાય છે; નિર્મલ વૈરાગી મંદ, સાધારણ, ઉન્મની અને તીવ્ર વૈરાગીથી આગળ

બધીને સત્યલોક, વૈકુંઠલોક, કૈલાસને મેલીને જાય છે. તે એવે ઠેકાણે જાય છે કે જયાંથી તે કોઇ દિવસ પાછો આવતો નથી. માટે એવી રીતે જે પાંચેય વૈરાગ્ય સાધીને પરમપદને પહોચવાનું પાત્ર થયો હોય તે વૈરાગી કેહેવાય. એ પદ એવું છે કે જેમાં ગયા પછી જગતમાં જન્મ લેવો પડતો નથી. શ્રીભગવાન્ પણ કહે છે કેઃ—

**न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।**
**यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥**

જે ધામને સૂર્ય, ચંદ્ર કે અગ્નિ દેખાડી શકતો નથી અને જ્યાં જઈને પાછું પડાતું નથી તે મારૂ પરમ ધામ છે.

પાંચેય વૈરાગ્યને પ્રાપ્ત થઇ આવા ધામને પામવાને જે પાત્ર હોય તે વીતરાગી ( સર્વવૈરાગી ) કેહેવાય.

જે નામરૂપવાળું છે તેનો નાશ છે અને જેને નામ-રૂપ નથી તેનો નાશ તો શાનેજ હોય? આમ જેને સ્વરૂપનો નિશ્ચય થઈ ગયો હોય તે અપાસ્તમોહ ( મોહ મટાડેલો ) કેહેવાય. ખરૂ હોય તેને ખોટું જાણવું તે મોહ અને ખરાને ખરૂ જાણવું તે મોહની નિવૃત્તિ.

જેને વાણી પહોંચતી નથી, જે શ્વેતાદિ વર્ણ રહિત છે, જે શબ્દાદિક વિષય રહિત છે, જે સત્ત્વાદિક ગુણ રહિત છે, જે કામાદિક ષડ્વર્ગ રહિત છે, જે આકાશ આદિ પંચમહાભૂત રહિત છે, જે મન આદિ અગિયાર ઇન્દ્રિયો રહિત છે, જે સ્થૂલસૂક્ષ્માદિ લિંગ રહિત છે, જે [1]ક્ષર-

[1] ક્ષર એટલે મનના કલ્પેલા પંચાસ અક્ષરો અને અક્ષર એટલે પ્રણવ. ( ઓંકાર ) વ્યવહારમાં બધાને અક્ષર કહે છે.

અક્ષરથી અળગો છે, જે [2]અવ્યક્ત થકી ઉત્તર છે, અને જે [3]છત્રીશ તત્ત્વથી અળગો છે છતાં જે જુદો જણાતો નથી તે પરમાત્મા શિવતત્ત્વ કેહેવાય.

શિવ, બ્રહ્મા, પરમાત્મા, એ સર્વ એજ તત્ત્વને સૂચવનારાં નામ છે. એ તત્ત્વ કોઈથી પ્રકાશિત નથી, પણ સર્વને તે પ્રકાશ કરનારૂં છે. ચંદ્રસૂર્યાદિને પ્રકાશ અને ગતિ આપનારા એજ છે. એનીજ સત્તાથી જગત્ દેખાય છે અને એમાંજ લય થાય છે. એ સર્વમાં રહેલું છતાં તેને કોઈ અડી શકતું નથી. તે નિર્વિકાર, નિર્લેપ, અખંડ અને પરિપૂર્ણ છે. એને કોઈ પણ પરાભવ કરી શકતું નથી. પરમાત્માનું સ્વરૂપ વર્ણવતાં શ્રીભગવાને અર્જુનને કહ્યું છે કેઃ—

अच्छेद्योयमदाह्योयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोयं सनातनः ॥

શસ્ત્રોથી છેદી ન શકાય, અગ્નિથી બાળી ન શકાય, પાણીથી સોડવી ન શકાય, વાયુથી સુકવી ન શકાય એવો આ પરમાત્મા નિત્ય છે. સર્વવ્યાપક છે, સ્થાણુ છે, અચલ છે, અને અનાદિ છે.

આવું સર્વવ્યાપક સનાતન પરમ કલ્યાણરૂપ

---

૨ વ્યક્ત એટલે ચૌદ લોક અને અવ્યક્ત એટલે ઈશ્વર. ૩ પાંચ ભૂત, પાંચ તન્માત્રા, દશ ઈંદ્રિય, દશ વાયુ, ચાર અંતઃકરણ, એક પ્રકૃતિ અને એક પુરુષ એમ છત્રીસ થયાં અને સાડત્રીશમો શિવ એમ પણ કોઈ લેખે છે. મતભેદે નવ. સત્તર, પચીશ, સત્તાવીશ, એમ વધુ-ઓછાં તત્ત્વ પણ ગણાય છે.

આત્મસ્વરૂપ તેજ શિવતત્ત્વ છે. તે શિવતત્ત્વમાં પ્રીતિ રાખવી તથા તે સત્યસ્વરૂપ જાણી તેની સાથે લક્ષ્યાર્થથી આત્માની એકતા કરી તેમાજ વૃત્તિ જોડી દેવી તેનું નામ નિષ્ઠા કેહેવાય. જેને પરમાત્મતત્ત્વ સાથે એકતા થઈ હોય તેને ભેદ સર્વ ટળી જાય છે. એવાઓને આવાહન-પૂજન વિગેરે લોકસંગ્રહમાટેજ હોય છે. જેને પરબ્રહ્મમાં એકનિષ્ઠા થઈ સત્ય સ્વરૂપ સમજાયું હોય અને સર્વ પ્રકારનો મોહ જેનો ટળી ગયો હોય તેજ સંત કહેવાય. મોહ મટી જવાથી સુખ-દુઃખ રાગ-દ્વેષ, હર્ષ-શોક જેને નથી આવતાં એવો આત્મવેત્તા સત્પુરૂષ પોતે કલ્યાણરૂપ થઈને અન્યના સંસારસંબંધી આધિ-વ્યાધિ ઉપાધિરૂપ રોગોને મટાડી તેને પણ કલ્યાણરૂપ કરે છે. શાસ્ત્રો આવા પુરુષનોજ સંગ કરવાનું કહે છે. કહ્યું છે કે:—

न ह्यम्मयानि तीर्थानि न देवा मृच्छिलामयाः ।
ते पुनंत्युरुकालेन दर्शनादेव साधवः ॥

પાણીવાળાં તીર્થો પવિત્ર નથી કરતાં તેમ નથી, માટી અને શિલામય દેવતાઓ પવિત્ર નથી કરતા એમ નથી, પણ તેઓ ઘણે કાલે પવિત્ર કરે છે અને સાધુ પુરુષો તો દર્શનમાત્રમાંજ પવિત્ર કરે છે.

આવી રીતે સત્પુરુષનું મહાત્મ્ય છે. કાંઈ વેશ બદલો કરવાથી, રાખ ચોળવાથી, કે ટીલાં ટબકાં કરવાથી સંત થવાતું નથી. સંત થવું એ તો તરવારની ધારપર ચાલવા કરતાં પણ કઠણ છે અને તે ઉપર કહ્યું તે પ્રમાણે સર્વમાં વિરાગ, મોહરહિતપણું અને આત્મસ્વરૂપમાં નિષ્ઠા વિગેરે

માહાન પ્રબલ સાધનોથી થવાય છે. એવી રીતે જે સંત થયા હોય તેજ સંત કેહેવાય.

---

को वा ज्वरः प्राणभृतां हि चिंता
मूर्खोंस्ति को यस्तु विवेकहीनः ।
कार्या मया का शिवविष्णुभक्तिः
किं जीवनं दोषविवर्जितं यत् ॥१०॥

**अर्थ.**

**शिष्य**—प्राणीमात्रने ज्वर शुं केहेवाय ?

**गुरु**—चिंता एज प्राणीमात्रनो ज्वर छे.

**शिष्य**—मूर्ख कोण केहेवाय ?

**गुरु**—जे विवेकहीन होय ते मूर्ख केहेवाय.

**शिष्य**—म्हारे शुं करवुं ?

**गुरु**—शिवनी अने विष्णुनी भक्ति करवी,

**शिष्य**—जीववुं कयुं केहेवाय ?

**गुरु**—जे दोष वगरनुं जीवाय ते.

**टीका.**

ચિંતા છે તે સર્વ પ્રાણીમાત્રને એટલે મનુષ્યોને જ્વરરૂપ છે, સુખનો નાશ અને દુઃખની પ્રાપ્તિ તે જ્વર કેહેવાય. અજ્ઞાન એટલે દુઃખ અને જ્ઞાન એટલે સુખ એમ સમજવું. જે કાંઈ ચિંતા અથવા દુઃખ થાય છે તે અજ્ઞાન-

બીજ થાય છે. જ્ઞાનને આવરણ થવાથી અજ્ઞાન થાય છે અને અજ્ઞાન થયું એટલે સુખ જાય, રૂપ જાય, વિદ્યા પણ જાય અને ચિંતા થાય છે. કહ્યું છે કેઃ—

चिंता चितासमाप्युक्ता चिंता च बिंदुनाधिका ।
चिता दहति निर्जीवं चिंता सा तु सजीवकम् ॥

ચિતા અને ચિંતા બેય સરખાં છે, પણ માત્ર ચિંતામાં એક મીંડું વધારે છે. ( એ મીંડાના અધિકપણાથી એટલો બધો એમાં ફેર થઈ જાય છે કે ) ચિતા તો માત્ર જીવ વગરનાંનેજ બાળે છે પણ ચિંતા તો જીવતાં માણસને પણ બાળી નાંખે છે.

અષ્ટાવક્રમાં પણ ચિંતા વિષે લખ્યું છે કેઃ—

चिंतया जायते दुःखं नान्यथेहेति निश्चयी ।
तया हीनः सुखी शांतः सर्वत्र गलितस्पृहः ॥

ચિંતાવડેજ દુઃખ પેદા થાય છે, બીજા કશાથી અહીં દુઃખ નથી થતું. એવા નિશ્ચયવાળો ચિંતા કરતો નથી તેથી સુખી છે. શાંત છે અને તેને કોઇ વાતમાં તૃષ્ણા અથવા ઈચ્છા રેહેતી નથી.

ચિંતા ઉપજે છે તેની સાથે અનેક દુઃખ થાય છે. [1]ચિંતા મટયા પછી પણ એ દુઃખ તરત મટી જતાં નથી. જેમ કોઇએ ઉંબાડિયું [ સળગતું લાકડું ] શરીર ઉપર નાંખ્યું હોય તો તરત બળતરા થાય છે તે ઉબાડીયું ઉપાડી લીધા

---

૧ ચિંતાએ બલ ચાતુરી, ઘટે રૂપ ગુણ જ્ઞાન;
લાજ કાજ વિદ્યા ઘટે, ચિંતા ચિતાસમાન.

પછી પણ તરત શમી જતી નથી પણ કેટલેક દિવસે ઓસડ વેસડ કરવાથી ટળે છે; તેમ ચિંતા છે તે લાગે છે કે તરત બળતરા થાય છે ને મેલી દીધા પછી પણ પાછું ચિત્ત વારંવાર ત્યાં જાય છે એટલે પીડા થયા કરે છે, પણ જ્યારે શાસ્ત્રના બોધરૂપ ઓસડનું સેવન થાય અને ગુરુરૂપ જ્યારે વૈદ મળે ત્યારે તે પીડા ટળે છે. આવી રીતે ચિંતા મહાદુઃખદાયક છે. 'મારે કેમ દ્રવ્ય નથી, મારે કેમ દારા નથી, મારે કેમ ઘર નથી, મારે કેમ ગરાસ નથી, મારે કેમ પુત્ર નથી, મારે કેમ મિત્ર નથી, મારે કેમ મોટાઇ નથી અને મારે કેમ કામ નથી ?' ઇત્યાદિ અનેક વિચારથી બળતરા કરવી ને ઇચ્છા કરવી તેજ ચિંતા કેહેવાય. માટે તેવી દુઃખદ ચિંતાને તજી દેવી જોઈએ. હાયવોય કરી અનેક પ્રકારે ઇચ્છા કરવી એ મૂર્ખાઇનું કામ છે, કેમ કે તેમ કરવાથી કંઈ પણ મળતું નથી. મળવું ન મળવું તે કોઈના હાથમાં નથી. માત્ર તે દૈવાધીન છે એમ વિચારીને સદૈવ નિશ્ચિંત રહેવું.

જેનામાં વિવેક ન હોય તે મૂર્ખ કેહેવાય. એ વિવેક-વિષે આગળ વિસ્તારથી લખાઇ ગયું છે તે અહીં સ્મરણમાં લાવવાથી સત્ય સમજાશે. સારાંશ એજ કે સાચું—ખોટું ઓળખવું એજ વિવેક છે ને તે ન ઓળખે તે મૂર્ખજ છે.

શિવની અને વિષ્ણુની ભક્તિ કરવી એ કર્તવ્ય છે. ગમે તો શિવની ભક્તિ કરવી, ગમે તો વિષ્ણુની કરવી અને ગમે તો બેયની કરવી. કોઇને એમ શંકા થાય કે શિવની ને વિષ્ણુની ભક્તિ કરવી તે તો ઠીક પણ પરમેશ્વર

શું બેય હોય ? તો તેનું સમાધાન એજ છે કે પરમેશ્વર કાંઇ બે નથી. તે તો સ્વરૂપે સદૈવ એકજ છે. ગુણના ભેદથી તેનું શિવ વિષ્ણુ એવું નામ પડે છે પરંતુ વસ્તુતાએ એકજ છે, પછી ઈચ્છામાં આવે તો શિવ કહો કે ઇચ્છામાં આવે વિષ્ણુ કહો. શ્રુતિમાં, પુરાણમાં અને સર્વેના અનુભવમાં ઇશ્વર એકજ છે. જેઓ ઇશ્વર એક નથી માનતા ને નોખાં નોખાં નામ ઉપર મતભેદ તાણીને મરે છે તે નિંદા પામે છે ને છેવટ તેનું કલ્યાણ થતું નથી. શિવની ભક્તિ કરતો હોય ને વિષ્ણુને નિંદે તો શિવનીજ નિંદા થાય છે, કેમ કે ઇશ્વર એક છે અને વિષ્ણુની ભક્તિ કરે ને શિવને નિંદે તો વિષ્ણુની નિંદા થાય છે, કેમ કે ઈશ્વર એક છે. જે મૂર્ખ હોય તે એવા ખોટા વાદમાં મમત્વ બાંધીને ગુંચવાઇ મરે છે. સમજુ માણસે તેવો ઈશ્વરમાં ભેદભાવ રાખવો જોઇએ નહિ.

કોઈ એમ શંકા કરે કે તમે બેયને એક કહો છો પરંતુ રહસ્યમાં એમ લખ્યું છે કેઃ—

**विभूतिर्यस्य नो भाले नांगे रुद्राक्षधारणम् ।**
**नहि शंभुमयी वाणी तं त्यजेदंत्यजं यथा ॥**

જેના કપાળમાં વિભૂતિ ન હોય, જેણે અંગે રુદ્રાક્ષ ધારણ ન કરી હોય અને જેની વાણીમાં શંકરનું નામ ન હોય તે માણસને (બ્રાહ્મણને) નીચની પેઠે એટલે ચાંડાલની પેઠે ત્યાગ કરવો.

એટલુજ નહિ પણ વળી એમ પણ લખ્યું છે કે 'પોતે તો વિષ્ણુનું નામ લેજ નહિ ને સાંભળે પણ નહિ

પણ બીજો કોઇ જો લે તો તેની જીભ કાપી નાંખે તેજ ખરો શિવભક્ત કેહેવાય' અને તે વચન શંકરે પાર્વતી-પ્રત્યે કહેલાં છે. વળી વિષ્ણુપુરાણુમાં એમ લખ્યું છે કે 'જે બ્રાહ્મણ ઉર્ધ્વપુંડ્ર (ઉભું ટીલું) ન કરે તે અધમ છે.' આવી રીતે બન્ને મતમાં એક બીજાને વિરુદ્ધ વચનો સાંભળવામાં આવે છે તેનું શું કરવું?

આનું સમાધાન એ છે કે ઇશ્વરના એક સ્વરૂપમાં એ વાત સંભવતીજ નથી. વિધિવચનો જેટલાં હોય તે ભક્તિ વધારવાનાં છે એમ સમજવું અને પરસ્પર વિરોધનાં વચનો તે સારાસાર સમજી કોઈનો વિરોધ નહિ કરતાં અને જેની ભક્તિ કરતાં હોઈએ તેમાં દૃઢતા રાખતાં છેવટ એ ઇશ્વરમાંજ બીજા સર્વનો સમાવેશ થાય છે એમ સમજવું. અને અંતે શિવ-વિષ્ણુ એકજ છે એમ તત્ત્વવિચારથી જાણી લેવું એટલે શંકાનો અવસરજ આવશે નહિ. જેના મનના ભેદ જાણતો હોય તેવાને માટે નીચેનું દૃષ્ટાંત છે.

કોઈ એક રાજા હતો, તેણે પોતાના દ્રોહી ભાઇ સાથે લડાઇ માંડી. સભા બેઠી હોય તેમાં સારી પેઠે વખાણ કરે અને મનગમતાં વચન બોલે પણ મનમાં એમ જાણે કે 'મારે તેને ગમે તો છેતરીને મારવો કે ઝેર દઇને મારવો.' પછી રાજા રોજ મોઢેથી તેનાં વખાણ કરતો હતો, તે કોઇએ સાંભળીને રાજાના ભાઈને કહી દીધાં, તેથી તે પોતાના મનમાં બહુજ હરખાયો અને પોતે તે દ્રોહી છતાં રાજાએ પોતાનાં વખાણ કર્યાં તેનો વિચાર કર્યા વિના

હરખભર્યો રાજા પાસે ગયો ને રાજાને ભેટ આપી. રાજાએ તો મહાશૂરવીર છે, ઘણો બહાદૂર છે, મને બહુ વહાલો છે, માટે તેને શિરપાવ આપવો. મારે પેહેરવાનો અમૂલ્ય વાઘો છે તે કોઈને ન અપાય પણ આ મારા વહાલા ભાઇને આપો. એમ કહી પ્રધાનને શિરપાવ આપવા કહ્યું. રાજાનો પિત્રાઈ ભાઇ તો શિરપાવ જાણ્યો તેથી તે પેહેરીને પ્રસન્ન તો થયો પણ માહેલા દગાની ખબર નહિ હતી તેથી ઘેર આવતાં વેંત મરણ થશે તે વાત તે જાણતો ન હતો.

અહીં શિવને અને વિષ્ણુને રાજા ઠેકાણે સમજવા, દ્રોહી ભકત હોય તે રાજાના દ્રોહી ભાઈને ઠેકાણે સમજવા અને પ્રધાનને ઠેકાણે પાર્વતી સમજવાં. શિવ એ દ્રોહી ભક્ત છે એમ જાણી તેને ભમાવવામાટે પાર્વતીની સાથે છાની વાત કરી તે કોઈના જાણુવામાં ન આવી ને ઉપરથી ખોટાં ખોટાં વખાણ કરીને અને 'આમ કરે તે મારો ભક્ત' એવી દગાબાજી રાખીને 'વિષ્ણુનો દ્રોહી છે માટે ભકિત તાણી લેવી' એમ વિચાર કર્યો. પણ પ્રાકૃત જીવ સમજ્યાવિના આડે અવળેથી માત્ર ભેદનાં વચનો સાંભળી લઇને એમને એમ ભાગ્યા, પરંતુ આપણે શામાટે દ્રોહ કરિયે છિયે તેનો વિવેકથી વિચાર કાંઇ કર્યો નહિ. એથી જેમ રાજાના ભાઈનો ઝેરી વાઘાથી નાશ થવાનો સંભવ છે તેમ આવી ભક્તિથી પણ નાશ થવાનો [નરકમાં પડવાનો] સંભવ છે. દ્રોહી ભકતોનું કલ્યાણ થતું નથી. દેહ છૂટતાં વેંત તે પાપનું ફલ તેને ભોગવવું પડે છે. શિવરહસ્યમાં કહ્યું છે તે દેખીતું વિરુદ્ધ લાગતું હોય તો એમ સમજવું કે તે આગળ દ્રોહી ભક્ત થશે એમ ધારીને તેને શિક્ષા થવા

માટે આ વચન શંકરે કહ્યાં છે. જેઓ મૂર્ખ છે તે એવી દ્રોહી ભક્તિ કરે છે ને તેવાં વાક્યોથી પ્રસન્ન થાય છે. તે પોતાના મૂઢ હૃદયમાં કશો વિચાર કરતા નથી. પહેલા રાજાના ભાઈએ એટલું ન વિચાર્યું કે મારે ને તેને કજીયો છે તેમ છતાં મારા વખાણ કેમ કરે છે ને મને શિરપાવ શામાટે આપે છે? તેમ દ્રોહી ભક્તો પણ એટલું નથી વિચારતા કે શિવને અને વિષ્ણુને એવડો શો વાંધો છે ને એક બીજાને પરસ્પર શું ભુંડું કર્યું છે, કે તે શિવ વિષ્ણુની નિંદા કરે. માત્ર વગર વિચારેજ આંખ્યો વીંચી દીધે જાય છે. શિવ-વિષ્ણુની ભક્તિ કરનારાઓએ સદાય સમજવું જોઇએ કે, ત્રિગુણાત્મક સ્વરૂપ તો એકજ છે. તેમ છતાં વિવેક વગર જે એકને ભજે છે ને બીજાને નિંદે છે તે નરકમાં પડે છે. શિવસંબંધી શાસ્ત્રમાં એમ લખ્યું છે કે ‘ વિષ્ણુ શિવના ભકત છે ’ અને વિષ્ણુસંબંધી શાસ્ત્રમાં એમ લખ્યું છે કે શિવ વિષ્ણુના ભકત છે, પણ એક વાત સાંભળીને એક વાતને પડી મેલે છે તે એટલું પણ નથી વિચારતા કે પોતાના ગુરુનો જે ભકત હોય તે ગુરુભાઇ થાય માટે પણ તેનો દ્વેષ ન કરવો જોઇએ. જે સંપ્રદાયમાં પોતે હોય તેમાં બીજો કોઈ હોય તો તે સંપ્રદાયી ભાઈ ગણાય, તો તેમ પણ શિવની કે વિષ્ણુની નિંદા કરવી ઘટતીજ નથી. એક સંપ્રદાયમાં રહીને બીજાની નિંદા કરનારા દ્રોહી પ્રાકૃત જીવને એવી ભક્તિ તેના કર્મનું ફલ આપવાને માટેજ પરમેશ્વરે તેને આપી છે એમ સમજવું. જેમ એક ગુરુનો કોઇ શિષ્ય હોય તે ઘણાં વરસથી સેવા કરતો હોય તેમાં કોઇ બીજો નવો શિષ્ય

થાય ને તે જો પ્રથમના સાથે વેર બાંધે તો ગુરુને ગમતું નથી ત્યારે ઇશ્વરને એવો દ્રોહ કેમ ગમે ? કેમ કે તે તો બેય એકજરૂપ છે. નિરાકાર શિવ–વિષ્ણુ એકજ અને સર્વ-વ્યાપક છે. વિષ્ણુપંજરમાં લખ્યું છે કેઃ—

**जले विष्णुः स्थले विष्णुर्विष्णुः पर्वतमस्तके ।**
**ज्वालमालाकुले विष्णुः सर्वं विष्णुमयं जगत् ॥**

જલમાં વિષ્ણુ છે, સ્થલમાં વિષ્ણુ છે, પર્વતની ટોચ-ઉપર વિષ્ણુ છે, અગ્નિની જ્વાલામાં વિષ્ણુ છે, એમ સર્વ જગત્ વિષ્ણુમય છે.

પૃથ્વીનો ભાર ઉતારવા અને ખલ લોકોનો નિગ્રહ કરવા લીલાથી જ્યારે વિષ્ણુએ કૃષ્ણાવતાર ધારણ કર્યો ત્યારે મનુષ્યનું અનુકરણ કરતાં છતાં પણ પોતાનું સર્વ-વ્યાપકપણું પોતે પ્રત્યક્ષજ દેખાડી આપ્યું છે. પ્રભુની અદ્-ભુત શક્તિને લીધે બ્રહ્માને મોહ થતાં તેણે વાછડાં અને ગોપાલોનું હરણ કરી લીધું, તે સમયે બ્રહ્માનો મદ ઉતા-રવા જેટલાં વાછડાં–ગોવાળીયા અને જેટલા તેના પદાર્થો તેરૂપ પ્રભુ પોતે થઇને વિહાર કરવા લાગ્યા કે જેથી બ્રહ્માને બહુ આશ્ચર્ય થયું અને ક્ષમા માગીને સ્તુતિ કરી. આ વાત આપણાથી અજાણી નથી. આ ઉપરથી વિષ્ણુમય સર્વ જગત્ છે એમ સમજવાનું છે. એના નિર્ગુણસ્વરૂપનું ધ્યાન કરનારા મહાત્માઓ તેનું કેવું વર્ણન કરે છે તે જોવા જઇએ તો નીચેના ભાગવતના શ્લોકથી જાણવામાં આવે છે. જેમ કેઃ—

यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवै-
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ।
ध्यानावास्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो
यस्यांतं न विदुःसुरासुरगणा देवाय तस्मै नमः ॥

બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર અને વાયુ, ઉત્તમ સ્તોત્રોથી તથા અંગ, પદ, ક્રમ અને ઉપનિષદો સહિત વેદોવડે જેની સ્તુતિ કરે છે; સામવેદના ગાનારા જેને ગાય છે; ધ્યાનમાં લાગેલા અને તલ્લીન થયેલા મનવડે યોગીઓ જેને દેખે છે [ અનુભવે છે ] અને જેના અંતને દેવ અને અસુરોના ગણો નથી પામતા, તે દેવને નમસ્કાર છે.

આ ઉપરનાં ઉદાહરણોથી વિષ્ણુનું સર્વવ્યાપકપણું અને તેનું નિર્ગુણપણું જેવી રીતે જણાય છે તેવીજ રીતે શિવનું સર્વવ્યાપકપણું અને નિર્ગુણપણુ તે સંબંધી ઉદાહરણોથી જણાય છે. નીચેના શ્લોકથી શિવનું સર્વવ્યાપકપણું અથવા શિવમય જગત્ વર્ણવ્યું છે. જેમ કેઃ—

पाताले चांतरिक्षे दिशि दिशि गगने सर्वशैले समुद्रे
भस्मे काष्ठे च लोष्ठे क्षितिजलपवने स्थावरे जंगमे वा ।
बीजे सर्वौषधीनामसुरसुरपतौ पुष्पपत्रे तृणाग्रे
एको व्यापी शिवोऽयं इति वदति हरिर्नास्ति देवो द्वितीयः

પાતાલમાં, અંતરીક્ષમાં, દશે દિશામાં, આકાશમાં, સર્વે પર્વતોમાં, સમુદ્રોમાં, રાખમાં, લાકડામાં, માટીના ઢેફામાં, પૃથ્વીમાં, પાણીમાં, પવનમાં, અસુર અને દેવતાઓના પતિઓમાં, ઓષધિઓના બીજમાં, પુષ્પની પાંખ-

ડીમાં, ખડમાં અને સર્વ સ્થાવરજંગમમાં આ એક શિવ વ્યાપક છે; બીજો કોઇ દેવ નથી એમ હરિ કહે છે.

આ ઉપરથી જાણવામાં આવ્યું કે આખું જગત્ શિવમય છે. એનાથી નોખું કાંઈ નથી. અને એમ થયું ત્યારે જે વ્યાપક તત્ત્વને વિષ્ણુ કહિએ છિએ તેજ શિવ છે અને જેને શિવ કહિએ છિએ તેજ વિષ્ણુ છે. એટલામાટે તે એક સ્વરૂપમાં ભેદકલ્પના કરવી એ તો કેવલ મૂર્ખાઇનુંજ પરિણામ છે. વિષ્ણુ એવું નામ લીધું તોપણ તેજ છે. અને શિવ એવું નામ લીધું તોપણ તેજ છે. સાકારને માનનારાને પણ સર્વવ્યાપકપણું તો માન્યાવગર નથી ચાલતું, તો જુદા માનેલા હલકા ભારે પદાર્થો પોતાના ઈષ્ટદેવરૂપ થઈ જતાં પણ શિવ-વિષ્ણુની એકતા એનીમેળે થઇ જાય છે તે ઝીણી નજર કરવાથીજ સમજાય તેમ છે. જેઓ વિચાર કર્યાવગર નામના ભેદપર ભુલાવો ખાઇને કલેશ કરે છે તેને છેવટ કલેશજ રહે છે; માટે બુદ્ધિથી વિચાર કરી ભેદકલ્પના છોડી દઇને ભક્તિ કરવી જોઈએ. જેમ જગતમયપણું અને વ્યાપકપણું શિવ-વિષ્ણુનું સરખું છે તેમ તેનું નિર્ગુણ સ્વરૂપ પણ સરખુંજ છે. તે નીચેના શ્લોક જેવાં ઉદાહરણોથી જાણી શકાય છે. જેમ કેઃ—

व्यक्ताव्यक्तगुणोत्तरं सुसुखदं षट्त्रिंशतत्त्वाधिकम्
तस्मादुत्तरतस्तदक्षरमिति ध्येयं सदा योगिभिः ।
वंदे तामसवर्जितेन मनसा सूक्ष्मातिसूक्ष्मं परम्
शांतं पंचममीश्वरं प्रतिदिनं खव्यापि तेजोमयम् ॥

દેખાતા અને નહિ દેખાતા ગુણોથી ઉત્તર [ તેથી

પણ પર ], સુખને આપનાર, છત્રીશ તત્ત્વથી વધારે એટલે જેને ૩૭ મું તત્ત્વ ગણે છે તે, તે તત્ત્વોથી પર અક્ષર એ નામથી યોગીઓએ ધ્યાન કરવા યોગ્ય, સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ, પર, શાંત, ચાર અવસ્થાને લઇને પાંચમા ઈશ્વિરરૂપ, આકાશની પેઠે વ્યાપક અને તેજોમય તે તત્ત્વને નિર્મલ મનથી પ્રતિ દિવસ પ્રણામ કરુંછું.

આવી રીતે શિવ અને વિષ્ણુના નિર્ગુણ સ્વરૂપમાં જ્યાં જ્યાં જોઇએ ત્યાં ત્યાં એકરૂપપણુંજ જોવા-અનુભવ-વામાં આવે છે. તે ઉપરથી, સિદ્ધ થાય છે કે નામમાત્ર શિવાય તેના શુદ્ધ સ્વરૂપમાં કશો ભેદ છેજ નહિ. ભેદ નહિ છતાં પણ ભેદકલ્પના જે કરી રાગ-દ્વેષ બાંધે છે તેને સુખને બદલે દુઃખજ પેદા થાય છે. જ્યાં જોઇએ ત્યાં તે એકજ સ્વરૂપ છે તેમ છતાં બેની કલ્પના કરનારા પોતાની મેળેજ ભ્રમમાં પડે છે તેને સુખ શી રીતે થાય ? આપણને સમજવાની શક્તિ છે અને પ્રસંગ પણ યોગ્ય આવ્યો છે માટે અનુભવથી જાણવું જોઇએ કે નામ-રૂપ રહિત અને મન-વાણીને અગોચર શિવનું રૂપ છે અને તેવુંજ વિષ્ણુનું છે. અર્થાત્ એ બેમાં કશો ભેદ છે નહિ, માટે ખોટો ભેદ માનવો નહિ. ભેદભાવ દેખાડનારાં વચનો ઉપર નજર પણ રાખવી નહિ. કોઇને શંકા થાય કે ત્યારે જગત્ સર્વ કેમ શિવ અને વિષ્ણુ એવો ભેદ રાખે છે. તો તેનું સમાધાન એ છે કે જગતની રીતિ જુદી છે. જગત્‌ની અને જ્ઞાનીની અથવા મુમુક્ષુની રીતિ એક હોય નહિ. જગત્‌ના બોલ્યા ઉપર આવી સિદ્ધાંતની વાતનો આધાર રખાય નહિ. આ કાંઇ વ્યવહારની વાત

નથી, માટે આવિષે જગતનું જોવાથી પરવડે નહિ. જગતની રીતિ તો સાવ ઉલટી, બુદ્ધિને ભ્રમ ઉપજાવે તેવી હોય છે. યોગવાસિષ્ટમાં શ્રીવસિષ્ઠજીએ રામને સારી રીતે સિદ્ધાંત સમજાવેલ છે, ત્યાં પણ એમ કહ્યું છે કે 'હે રામ! હવે તમારે બાકી કાંઇ પૂછવાનું રહ્યું હશે નહિ. જો કદી કાંઈ પૂછવાનું રહ્યું હોય તો જગતની રીતિ કે અનુભવવિષે પૂછશો મા. એવિના જે પૂછવું હોય તે પૂછજો. જો જગત્ આમ કેમ કરે છે એમ પૂછશો તો તેનો ઉત્તર આપી શકાય એમ નથી.' જગત્ હારેલું છે [છેતરાયેલું છે] માટે જગત્ના કૃત્ય સામું જોવું નહિ અને શુદ્ધ ચિત્તે તલ્લીન થઇને હરિ-હરની ભક્તિ કરવી. ઇશ્વરની યથાર્થ ભક્તિ કરવી એજ કરવાનું છે. હરિ અને હર એકજ છે માટે નિર્મલ ભક્તિથી ભેદ ટાળી નાંખી ભજન કરવું. શિવ-વિષ્ણુ નામ માત્ર છે. જેમ કોઇ વિકલ્પભર્યો સૂતો હોય, તેને સ્વપ્નમાં જેવી વિકલ્પ જાગૃતના થાય છે તેમ જેવો ભાવ ને જેવો વિકલ્પ હોય તેવાં દર્શન ઇશ્વર આપેછે. છેવટ તો એક શુદ્ધરૂપજ છે માટે એક ભાવથીજ ભક્તિ કરવી. જો એ બેય સ્વરૂપમાં ભેદદૃષ્ટિ થાય તો જેની સેવા કરતા હોઇએ તેજ દેવ આપણી ઉપર કોપ કરે છે. તે ઉપર હરિહરનું એવું વચન છે કે:—

परात्परतरं यांति नारायणपरायणाः ।
न ते तत्र गमिष्यंति ये द्विषंति महेश्वरम् ॥

જે નારાયણને પરાયણ છે અર્થાત્ જેનાં ઇંદ્રિયો એક ઇશ્વરનેજ પરાયણ થયેલ છે તે આદિમાયા થકી પર એવા

ચૈતન્યસ્વરૂપ બ્રહ્મને પામે છે. પણ જે શિવનો દ્વેષ કરે છે તે, તે ઉત્તમ પદને પામતા નથી.

ગમે તો વિષ્ણુ કહો કે ગમે તો શિવ કહો, પરંતુ પ્રકૃતિથી પર જે પરબ્રહ્મ પરમાત્મા કેહેવાય છે તે એકજ છે. નામના ઉચ્ચારમાત્રથી તેમાં કશો ભેદ થતો નથી. માયા ઉપાધિ ગ્રહણ કરીને સાકાર સ્વરૂપપર વિચાર કરતાં પણ એકજ સ્વરૂપના બે વિભાગ તે એકજ કેહેવાય. આપણું ડાબું અને જમણું અંગ એમ બોલવામાં બે દેખાય છે તોપણ વસ્તુતાએ એ બેય અંગ તે એકજ શરીરરૂપ છે; તેમજ શિવ અને વિષ્ણુ અથવા હરિ અને હર તે બેય એકજ સ્વરૂપ છે. માયાવડે ગુણનો આશ્રય કરીને ઉત્પત્તિ સ્થિતિ અને લયના નિમિત્તરૂપ પરમેશ્વર બ્રહ્મા, વિષ્ણુ અને શિવ, એવા નામથી કેહેવાય છે. એનો વિચાર કરતાં જણાય છે કે, ગુણના આશ્રયથી થયેલાં એકજ પરમેશ્વરનાં કાર્યાંતરનેલીધે એ નામ કલ્પાયેલાં છે. મૂલ વસ્તુતાએ પ્રભુ એકજ છે. અવતારોના પ્રકરણમાં પુરાણાંતરોનેવિષે ઉમા-ગૌરી વિગેરે દેવીઓ, વિષ્ણુ-કૃષ્ણ વિગેરે રૂપે થાય છે એમ લખેલું છે. એવા પ્રસંગોમાં પણ સમજવાનું છે કે કાયનેલીધે કલ્પાયેલી ઉપાધિના નામ માત્રમાં ભેદ છે, બાકી પરમેશ્વરમાં કશો ભેદ નથી. સાકાર સ્વરૂપમાં પણ ભેદ નથી. એ ભેદ ભજન કરનારાએ પોતાની મૂર્ખાઇથી કલ્પી લીધો છે. સાકાર સ્વરૂપમાં જ્યારે ભેદ નથી ત્યારે નિરાકારમાં તો તે કલ્પના સંભવેજ કેમ? જાડી નજરે જોતાં જ્યાં જ્યાં શિવ વિષ્ણુ એમ બે કલ્પનાથી વાતો લખાયેલી છે ત્યાં

પણ શિવે વિષ્ણુની સહાયતા કરી છે અને વિષ્ણુએ શિવની સહાયતા કરી છે એમ પ્રત્યક્ષ જણાય છે. આવી રીતે એક બીજાને સહાયતા કરતાં બેય દેવ મિત્રભાવે વરતતા છતાં ભજન કરનારાઓ દ્વેષભાવ રાખે તો તે પણ અણુસમજણ કેહેવાય. ગમે તે નામથી ભક્તિ કરવી પરંતુ એક નામની ભક્તિ કરતાં બીજા નામનો દ્વેષ કરવો નહિ, કેમકે એમ કરવાથી એકની કરેલી ભક્તિ પણ નાશ પામે છે. સાકારનિરાકારની સર્વ વાતો વિચારી જોતાં એમજ નિશ્ચય થાય છે કે માયા જેને આધીન છે અને ચિચ્છક્તિ-લક્ષ્મીના પતિ છે તે વિષ્ણુ અને શિવ એકજ છે; માટે એકભાવે તેની ભક્તિ કરવી. પરમેશ્વરનો કાંઈ આકાર નથી. જેવો ભક્તનાં મનનો ભાવ તેવું રૂપ પરમેશ્વરનું ભાસે છે. જેમ પાણીનો આકાર પાત્રના આકાર પ્રમાણે ભાસે છે અને અગ્નિનો આકાર લાકડાંની આકૃતિ પ્રમાણે ભાસે છે, તેમ નિરાકાર ઇશ્વરભક્તના મનપ્રમાણે ભાસે છે. જેમ સમુદ્રમાં પરપોટા થાય તે પરપોટા પાણીરૂપ થઈ ગયા પછી તે જુદા દેખાતા નથી તેમ કદી ઇશ્વરનું સ્વરૂપ ભાસે, પણ પોતે અરૂપ છે એટલે ભાસેલું રૂપ પણ અરૂપમાં લીન થઇ જાય છે માટે મુખ્ય અરૂપ ઇશ્વર ઉપર એકાગ્રતા રાખવી. કોઈ સોનીને ત્યાં ડોકનો હારો હાથમાં કડાં કે પગના તોડા લઇને વેચવા જઇએ તો તે આપણે લઈ ગયા હશું તે ઘાટ ઉપર નજર નહિ રાખે પણ તે પ્રત્યેક ઘાટમાં જે રૂપુ કે સોનું હશે તે ઉપર ધ્યાન રાખીને ખરીદ કરશે; એવી રીતે આપણે ઉપરના

ઘાટ ઉપર નહિ પણ શુદ્ધ નિરાકાર ઉપર દૃષ્ટિ રાખવી. ભાગવતમાં પણ કહ્યું છે કે, "જે પોતાના ઇષ્ટદેવને સર્વવ્યાપક જાણે તે ઉત્તમ ભક્ત કેહેવાય, પરમેશ્વરના ભક્તની સેવા કરે અને તે ઉપર આસ્થા રાખે તે મધ્યમ ભકત કેહેવાય, અને જે પ્રતિમામાં એકદેશીજ ઇશ્વર માને તે અધમ ભકત કેહેવાય. આ શિવાયના જે મુદલ ભકિત નથી કરતા તે તો પામર પ્રાણી કેહેવાય." સારાંશ એ કે એકરૂપ ઇશ્વરને ઉત્તમ ભકતની રીતિએ ભજવા એજ કર્ત્તવ્ય છે. એ કર્ત્તવ્ય જેણે નથી કર્યું તેણે સંસારમાં ગમે તેટલાં મહાભારત કામ કર્યાં હોય, કીર્તિ મેળવી હોય, ધન મેળવ્યું હોય કે ધરતી મેળવી હોય તે સર્વ વૃથા છે. આ સર્વ નહિ મેળવતાં પણ જેણે એક ભાવથી પરમેશ્વરની ભકિત કરી હોય તેણે સર્વ મેળવ્યું છે.

દોષ રહિત ઉદ્યમ કરીને જે જીવવું તેજ જીવવું કેહેવાય; કેમ કે દોષવાળો ઉદ્યમ કરીને જીવ્યા તોપણ શું અને ન જીવ્યા તોપણ શું? આ સંસારમાં અનેક અસત્યનાં, કપટનાં, દગાબાજી ને લુચ્ચાઇનાં કામ કરીને ઘણા લોકો જીવે છે, પણ એઓનું જીવવું ન જીવવા સરખું છે; કેમ કે એના પાપરૂપ ઉદ્યમનું ફલ એને છેવટ ભોગવવું પડે છે અને તે વખતે એમ થાય છે કે 'આવો ઉદ્યમ કરીને જીવ્યા તે કરતાં ન જીવ્યા હોત તો સારૂં હતું.' જેઓ કંઇપણ જેમાં દોષ ન હોય એવો નિર્મલ ઉદ્યમ કરીને જીવે છે એને કશું પણ બંધન થતું નથી અને એવાઓનું જીવવું પોતે પોતાને કલ્યાણને માર્ગે ચાલે તેથી અને બીજાઓને

કલ્યાણને માર્ગે ચલાવે અને તેઓનું ભલું કરે તેથી સફલ છે. આ ક્ષણભંગુર દેહની ખબર નથી કે કયે ક્ષણે તે પડી જશે, માટે જેમ બને તેમ સારો ઉદ્યમ કરી જીવવું ને જીવાય ત્યાંસુધી સારે માર્ગે ચાલવું, અને સારે માર્ગે ચાલીને ઇશ્વરનું સ્વરૂપ ઓળખવું.

આહિં બીજું એ પણ વ્યવહારદૃષ્ટિથી સમજવાનું છે, કે જે માણસ પોતે જીવે ત્યાંસુધી નિર્દોષ રહે, કોઇપણ જાતનો આરોપ કે કલંક જેને ન લાગે, જેને કામ-ક્રોધાદિકે બાધ ન કર્યો હોય અને જેણે ચોતરફ કીર્તિ કરી હોય તેનુંજ જીવવું ખરૂં કેહેવાય. તે શિવાય જે જીવે છે તે જીવતે ન જીવતા જેવા છે. શ્વાસોચ્છ્વાસ લેવા એ જીવવું કેહેવાતું હોય તો ધમંણ પણ જીવતી કેહેવાય. સારાંશ કે ઉત્તમ કાર્યો કરી નિર્દોષ રહી જે મનુષ્યપણાને ઉજાળે છે. તેજ જીવતો છે. નાશાત્મક જગતમાં દેહસુદ્ધાંત સર્વ ચંચલ છે ત્યારે નિર્દોષ રીતે જીવવુંજ ખરૂં જીવવું છે. તે વગરનું જીવવું તે નકામું છે. આ સંસારમાં ઘણા જન્મે છે, ઘણા મરે છે અને ઘણાએ જીવે છે, પરંતુ જે વિનય-વિવેકથી, નિર્દોષ રહી પરમ કીર્તિના અને પરમ સુખના પાત્ર થયા હોય છે અને જેઓ પરોપકાર માટે પોતાનાં બલ-બુદ્ધિ વિગેરે સંપત્તિ વાપરવામાં ઉદાર રહે છે તેજ જીવતા છે, પછી તેનાં શરીરો હયાત હોય તોપણ શું અને ન હોય તોપણ શું ? કેમ કેઃ—

यज्जीव्यते क्षणमपि प्रथितैर्मनुष्ये-
विज्ञान[illegible]भि[illegible]मानम् ।

तन्नाम जीवितफलं प्रवदंति सन्तः
काकोपि जीवति चिरं च बलिं च भुंक्ते ॥

વિશેષ જ્ઞાન, પરાક્રમ અને યશવડે પ્રખ્યાતિ પામેલા મનુષ્યોએ માનભંગ ન થાય એ રીતે જે ક્ષણવાર પણ જીવાય છે તેજ જીવ્યાનું ફલ છે એમ સત્પુરુષો કહે છે. કાગડો પણ બલિ ખાય છે અને ઘણું જીવે છે [ પણ તે કાંઈ જીવવું કેહેવાય નહિ. ]

આટલામાટે સારાં કુલ–જાતિમાં જન્મ આવ્યા પછી, વિદ્યા, પરાક્રમ અને સુબોધને ગ્રહણ કરી, ફરી ફરીને આ શરીર અને આ સમજણ નથી આવતી માટે, ગયેલો સમય પાછો નથી મળતો એમ જાણી જીવવું સફલ કરી લેવું.

નિર્દોષ રીતિએ ઉદ્યમ થાય અને નિર્દોષ રેહેવાય એમ જીવાય તેજ જીવવું કેહેવાય એનું કારણ એ છે કે માણસને યૌવન, સમૃદ્ધિ, ધણીપણું અને અવિવેક, એ ચારમાંનું એક હોય તો પણ અનેક અનર્થને કરનારૂં સાધન છે ત્યારે એ ચાર વાનાં જેને હોય તેની તો પછી શી વાત કેહેવી ? આવાં સાધનવાળા પુરુષો કોઈ પણ રીતે પોતાનું જીવિત નિર્દોષ રીતે જાળવી શકતા નથી અને તે આંધળા બની અનેક અનર્થના પાત્ર થાય છે. પેહેલાના ત્રણ પદાર્થથી તે ઉત્તમમાં ઉત્તમ કલ્યાણનું સાધન કરી શકાય, પણ એ ત્રણેયનો નિશો એવો તો નઠારો છે કે કલ્યાણવિષેની વાત તો સ્વપ્નમાંથી પણ દૂર જતી રહે છે, તેથી નિર્દોષ ઉદ્યમ કરી નિર્દોષપણામાં જીવવું તે અતિ દુર્લભ છે; તોપણ વિઘ્નોનો નાશ કરી તેવી રીતે માણસે જીવવું

જોઇએ, કેમ કે સદોષ ઉદ્યમ કરી સદોષ થઈ જીવવું તે મરવા કરતાં પણ નઠારૂં છે. અર્થાત્ તે મરણ જેવુંજ છે. જેણે વ્યવહારમાં સ્ત્રી ધન પુત્રાદિકથી પૂર્ણ સંતોષ લઈ સુખ ભોગવી કીર્તિ સંપાદન કરી સુમાર્ગે ચાલી દયા ઉદારતા વિગેરે ગુણોથી લોકની પ્રીતિ મેળવી તેનું જ જીવવું સફલ છે. અને પરમાર્થમાં વર્ણાશ્રમના ધર્મપ્રમાણે ચાલી શમ-દમ પાળીને ઈશ્વરભક્તિ કરી છેવટ આત્મ-સ્વરૂપ ઓળખી જેણે જન્મ સફલ કર્યો તેનુંજ જીવવું તે જીવવું કેહેવાય. તે શિવાય કાગડાની પેઠે કોઈએ આપેલા અન્નના કોળિયા ખાઈ જીવવું એ તો નામમાત્ર જીવવું કેહેવાય.

---

विद्या हि का ब्रह्मगतिप्रदा या
बोधो हि को यस्तु विमुक्तिहेतुः ।
को लाभ आत्मावगमो हि यो वै
जितं जगत् केन मनो हि येन ॥ ११ ॥

अर्थ.

शिष्य—विद्या कयी केहेवाय ?

गुरु—जे ब्रह्मगतिने आपे तेज विद्या.

शिष्य—बोध कोने कहिये ?

गुरु—जेथी मुक्ति मळे तेनुं नाम बोध.

शिष्य—लाभ कोने कहिये ?

गुरु—आत्माने ओळखवो तेज लाभ.

शिष्य—जगत् कोणे जीत्युं ?

गुरु—जेणे मन जीत्युं तेणे जगत् जीत्युं.

## टीका.

બીજી ગમે તેટલી વિદ્યા જાણતો હોય પરંતુ જેથી બ્રહ્મગતિ પ્રાપ્ત થાય તેજ ખરી વિદ્યા કેહેવાય. ચાર વેદ જાણતો હોય, છ શાસ્ત્ર જાણતો હોય, અઢારે પુરાણુ જાણતો હોય, મહાભારત આદિ મોટા ઇતિહાસો જાણતો હોય અને વ્યાકરણુ શાસ્ત્ર કે કાવ્ય–કોશાદિ જાણતો હોય તોપણુ જો બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય નહિ તો એ એકે વિદ્યાને વિદ્યા કેહેવાય નહિ. જો બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ ન થઈ હોય તો બીજી જેટલી જેટલી વિદ્યા શીખવામાં આવે તે વેઠ કર્યાં બરોબર છે. જેમ કાગડો પોતાના માળાઉપર બેશી ઉડી જાય છે તેમ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ વગરની સઘળી વિદ્યા જરાય સ્થિર ઠરતી નથી. તે વિદ્યા તો કેહેવામાત્ર છે. કહ્યું છે કેઃ—

वेदागमपुराणज्ञः परमार्थं न वेत्ति यः ।
विडंबनं तु तस्यैव तत्सर्वं काकभाषितम् ॥

વેદ જાણતો હોય, શાસ્ત્ર જાણતો હોય અને પુરાણુ જાણતો હોય પરંતુ જો પરમાર્થ એટલે બ્રહ્મને ન જાણતો હોય તેનું જાણવું બધું જૂઠું છે અને તેનું સર્વ કાગડાના બોલવા જેવું [ નિઃસાર ] છે.

સર્વ વિદ્યાનો અભ્યાસ પરમાર્થને જાણવામાટે છે.

કુવો ખોદવા માટે કરેલો શ્રમ જો પાણી ન નીકળે તો તે વૃથા થાય છે તેમ પરમાર્થ જાણવામાં ન આવે તો સઘળો અભ્યાસ ફોકટ જાય છે. અભ્યાસમાત્રથી કાંઇ પરમાર્થ જણાતો નથી. બોધથી પરમાર્થ જણાય છે. તે પ્રત્યક્ષ છે. કહ્યું છે કેઃ—

न वेदाध्ययनान्मुक्तिर्न शास्त्रपठनादपि ॥
ज्ञानादेव हि मुक्तिः स्यान्नान्यथा वीरवंदिनि ॥

વેદ જાણી જવાથી કે શાસ્ત્રોનો પાઠ કરી જવાથી કાંઈ મુક્તિ થતી નથી. હે પાર્વતી! મુક્તિ તો જ્ઞાનથીજ થાય છે.

એટલામાટે જેથી બોધ ઉત્પન્ન થાય તેવી વિદ્યા હોય તેજ વિદ્યા ખરી છે, એમ સમજી બીજી વિદ્યાનું અભિમાન છોડી દઇ સુબોધ આપનારી વિદ્યાના અભ્યાસી થવું જોઇએ. જો પરબ્રહ્મપ્રાપ્તિ થાય તેવો અભ્યાસ ન થાય તો બીજી સર્વ વિદ્યા તે ધૂમાડાના બાચકા ભરવા જેવી અને કુશકા ખાંડવા જેવી વૃથા અને શ્રમ આપનારી જ છે. વિદ્યા ભણીને વિદ્વાનપણાના અભિમાનરૂપ ભૂત ભરાયેલા જે કાંઈ કરે છે તે પાણી વલોવવા જેવુંજ કરી એમાંજ આયુષ્ય ગાળી નાંખે છે. કેમ કેઃ—

इदं ज्ञातमिदं ज्ञेयमिति यस्तु [illegible]श्चरेत् ।
नैव तस्य भवेन्मोक्षः कल्पकोटिशतैरपि ॥

આ મેં જાણ્યું અને આ હવે મારે જાણવાનું છે, એમ જે શોચના રાખે છે તેનો કરોડો કલ્પે પણ મોક્ષ નથી

થતો. અર્થાત્ શાસ્ત્રનો અંત આવે પરંતુ આયુષ્ય નીકળી જાય ત્યાં સુધી બોધ થતો નથી.

આવી રીતે શાસ્ત્રોનાં પાનાં ઉથલાવી તેનો અંત આવેલો સમજનારા અભિમાનિયો તત્વને જાણતા નથી તેથી જાવું હોય પૂર્વમાં અને પશ્ચિમમાં હડી કાઢનારાઓની પેઠે તેઓ આયુષ્યનો લાંબો કાળ વૃથાજ ગાળી નાંખે છે એ વાત ખોટી નથી. કેમ કે ખરી વાત હાથ લાગવી કે તેની ઉપર પ્રીતિ થવી એ બહુજ કઠણ છે. તેનું મોટું કારણ એ છે કેઃ—

अन्यथा परमं तत्वं जनाः क्लिश्यंति चान्यथा ।
अन्यथा शास्त्रसिद्धांतो व्याख्यां कुर्वंति चान्यथा ॥

પરમતત્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિ જૂદી રીતે થાય છે અને લોકો જુદી રીતે ક્લેશ કરે છે, તેમજ શાસ્ત્રનો સિદ્ધાંત જૂદી રીતનો હોયછે અને વ્યાખ્યાનો જુદી રીતે કરે છે.

આવી રીતે હોવાથી તત્વને કોઇ જાણતા નથી અને તત્વથી અજાણ્યા વિદ્વાનોના વ્યાખ્યાનથી જ્ઞાન થતું નથી. બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુના વ્યાખ્યાનથીજ જ્ઞાન થાય છે. વ્યાખ્યાન કરનારાઓ કહિ પોપટની પેઠે બોલી જાય તો તેથી કાંઇ ફલ થતું નથી; કેમકે અનુભવ વગર બોલવું તે સાવ નકામું છે. પોતાને જે ન મળ્યું હોય તે બીજાને શી રીતે આપી શકાય ?

कथयंत्युन्मनीभावं स्वयं नानुभवंति हि ।
हाहाऽज्ञानरताः केचिदुपदेशादिवर्जिताः ॥

ખેદની વાત છે કે પોતે ગુરુના ઉપદેશ વગેરેથી રહિત હોય એવા અને અજ્ઞાનમાં બુડેલા કેટલાક ઉન્મની-ભાવને વર્ણવે છે પણ પોતે અનુભવ કરતા નથી.

આમ ઉપદેશ પામ્યા વગર અને અનુભવ થયા વગરના બોધક લોકો પોતે કશું જાણતા નથી તો તેઓ બીજાને શું બોધ આપી શકે અને એથી અન્યનું શું ભલું થાય ? તેઓ કડછી જેવા હોય છે. કહ્યું છે કે :—

**इदं ज्ञातमिदं ज्ञेयमिति चिंतासमाकुलः ।**
**परं तत्वं न जानंति दर्वी पाकरसं यथा ॥**

આટલું જાણ્યું અને આટલું જાણવાનું છે એવી ચિંતામાં આકુલ રેહનારાઓ, કડછી જેમ અન્નના રસને [તેમાં બુડેલી છતાં] જાણે નહિ તેમ તેઓ [તેમાં બુડેલા છતાં] પરમતત્વને જાણતા નથી.

શ્રીભાગવતના એકાદશસ્કંધમાં કહ્યું છે કે, કોઈ પુરુષ સર્વ શાસ્ત્ર ભણી પંડિત થઈને વાદવિવાદમાં સર્વને જીતે અને મોટી કીર્તિ મેળવે, પરંતુ જો પરમાર્થને ન જાણે તો તેનું સઘળું જાણ્યું વેઠ કર્યા જેવું છે.

વૃષકેતુ ઋષિ સઘળી વિદ્યા ભણીને પંડિતોને જીત્યા પછી, કાશીમાં પોતાના પિતા રેહેતા હતા તેનાં દર્શન કરવા ગયા. કાશીમાં ગયા પછી એમ થયું કે એમનેએમ ઘેર જવું તે ઠીક નહિ તેથી કાશીના પંડિતોને પોતે વાદ કરીને જીતી લીધા. તેના પિતાએ આ વાત સાંભળી ત્યારે પુત્ર કુપુત્ર થયો એમ વિચારી શોક કરવા લાગ્યા, એટલામાં વૃષકેતુએ પોતાના પિતા પાસે આવીને પ્રણામ કર્યા. પિતા

તેને જોઇને બોલ્યા કે 'હે અવિદ્યાના પાત્ર ! ભલે આવ્યો.' આવાં વચન સાંભળી વૃષકેતુએ પિતાને પૂછ્યું કે 'હું સર્વ વિદ્યા જાણું છું છતાં આપ એમ કેમ કહો છો ?' ત્યારે પિતાએ ઉત્તર આપ્યો કે 'જે તું વિદ્યા જાણે છે તે વિદ્યા નથી, વિદ્યા તો બીજી છે. અર્થાત્ બ્રહ્મવિદ્યાવિના બીજી સઘળી વિદ્યા અવિદ્યારૂપ છે.'

આ ઉપરથી એમ સમજવું કે જેથી બ્રહ્મની પ્રાપ્તિ થાય તેજ વિદ્યા કેહેવાય. તે વિના જેટલી વિદ્યા ભણ્યા હોઈએ તે અવિદ્યા કેહેવાય. ગમે તેવું સારૂં ભણ્યા હોઇએ તો પણ બ્રહ્મની પ્રાપ્તિ ન થાય તો તે ભણવું સારૂં કેહેવાય નહિ. વેદાંતશાસ્ત્રમાં ઘણો પ્રવીણ થાય તોપણ તેનો ખરો હાર્દ જાણી શકતો નથી એટલે તે વિદ્યા જાણી તોપણ ન જાણ્યા બરોબર છે. માટે અનુભવી ગુરુ પાસેથી જ તે વિદ્યાનો બોધ લેવો, કેમ કે ગુરુવિના જ્ઞાન થતું નથી.

જેનાં ચિત્ત ભ્રાંતિથી ભર્યાં હોય છે તેઓ ભલે વેદ, શાસ્ત્રો, પુરાણો, મંત્રતંત્રાદિ વિદ્યાઓ, ધર્મશાસ્ત્રો, મતભેદના પ્રબંધો, ભણી ગયા હોય પણ તેમાંજ ગોથાં ખાધા કરે છે; તેમજ યજ્ઞ વ્રત તપ દાન જપ અને તીર્થ વિગેરેમાં પણ ગોથાં ખાધા કરે છે. તેઓને અનુભવી ઉપદેશક વગર ખરો માર્ગ મળતો નથી, તેમ ઉપરનાં વેદશાસ્ત્રો વિગેરે અનેક વિદ્યાઓ પણ જો તે બ્રહ્મબોધ કે સ્વરૂપાનુસંધાન કરનારી ન હોય તો તે કેવલ શ્રમમાત્રજ છે. બકરીના ગળાના આંચળો જોવામાત્રજ છે તેમ બ્રહ્મવિદ્યાવગરની સઘળી વિદ્યા જોવામાત્રજ છે. અથવા બીજી સર્વ વિદ્યા તેજરૂપજ

છે, કેમકે તેનાથી કાંઈ બંધનની મુક્તિ થતી નથી. પિતાની આજ્ઞા પાળે તે પુત્ર, પતિના મન-વચન-કર્મ પ્રમાણે અનુસરી વર્તે તે સ્ત્રી અને ખરે વખતે સહાય કરે તેજ બંધુ, તેમ બ્રહ્મવિદ્યા તેજ વિદ્યા કેહેવાય, માટે એવીજ વિદ્યાનો અભ્યાસ રાખવો એ સુખકારક છે.

જે મુકિતનો હેતુ છે એટલે જે મુકિત આપે છે તેનું નામજ બોધ કેહેવાય. જે શીખામણથી મોક્ષ થાય તે શીખામણનું નામ બોધ કેહેવાય. કેમકે જન્મ-મરણનાં અનેક દુઃખો છે, કે જેનો લખતાં પણ પાર આવે તેમ નથી, તેવાં દુઃખો જો ન ટળે તો તે શીખામણને બોધ એવું નામ અપાયજ નહિ..જે પુરુષો જન્મ-મરણને ટાળનારી શીખામણ આપતા હોય તેજ સાંભળવા યોગ્ય છે. કહ્યું છે કેઃ—

युक्तियुक्तमुपादेयं वचनं बालकादपि ।
अन्यत्तृणमिव त्याज्यमप्युक्तं पद्मयोनिना ॥

યુક્તિવાળું વચન એટલે સંશય ટળી જાય એવું વચન બાલકનું અથવા મૂર્ખ માણસનું કહેલું હોય તોપણ તે ગ્રહણ કરવું, પણ જો તેથી ઉલટું વચન હોય ને તે કદી બ્રહ્માનું કહેલું હોય તોપણ તેનો ત્યાગ કરવો.

જે શીખામણથી લક્ષચોરાશીના ફેરામાં પડી અનેક દુઃખ ભોગવવાં પડે તેવી શીખામણ કોઈની જરા પણ સાંભળવી નહિ. જો પિતા હોય ને તેવી લક્ષચોરાશીમાં પડવાની શીખામણ આપે તો તે પિતા ન સમજવો; જો માતા હોય ને લક્ષચોરાશીમાં પડવાની શીખામણ આપે તો તે

માતા ન સમજવી; સ્ત્રી હોય ને જો લક્ષચોરાશીમાં પડવાની શીખામણ આપે તો તે સ્ત્રી નહિ સમજવી; જો પુત્ર હોય ને લક્ષચોરાશીમાં પડવાની શીખામણ આપે તો તે પુત્ર ન સમજવો અને ગુરુ હોય ને લક્ષચોરાશીમાં પડવાની શીખામણ આપે તો તે ગુરુ ન સમજવો. ગમેતેવાં સગાં સંબંધી કે હેતુ હોય પણ જો તે મોક્ષ ન મળે એવો બોધ કરે તો તે બધાંને ખરેખરાં શત્રુરૂપજ સમજવાં. ભલે સગો સંબંધી કે સ્નેહી ન હોય પરંતુ જો કોઈ મોક્ષ મળે તેવી સારી શીખામણ આપે તો તેને માતા, પિતા, ભાઈ, ગુરુ અને પરમેશ્વર છે એમ જાણવો. એની આપેલી મુક્તિને આપનારી શીખામણનું નામજ બોધ કેહેવાય.

કદિ એમ શંકા થાય કે મોક્ષવિના માતા—પિતા આદિની શીખામણ ન સાંભળવાને અભિપ્રાય અહિં આપ્યો છે, પરંતુ બીજે ઠેકાણે તેની મોટાઇવિષે એવું કહ્યું છે કેઃ—

माता गंगासमं तीर्थं पिता पुष्करमेव च ।
गुरुः केदारतीर्थं च सेवेदेतान्निरंतरं ॥

માતા એ ગંગા જેવું તીર્થ છે, પિતા પુષ્કર તીર્થ છે અને ગુરુ કેદાર તીર્થ છે, માટે એઓની નિરંતર સેવા કરવી.

આવાં આવાં વચનો અને વૃદ્ધોના ઉપદેશો એમની સેવા કરવાનું તથા આજ્ઞા પાળવાનું લખે છે તો તે શું અપ્રમાણ છે? આનું સમાધાન એ છે કે તે અપ્રમાણ નથી. તે ખરેખર તીર્થરૂપ અને પરમેશ્વરસમાન છે માટે તેની

મન-વચન-કર્મથી સેવા નિરંતર કરવી જોઇએ. વિચાર કરે તેને કશો વિરોધ આવે નહિ. જે મોક્ષને આપનારો બોધ કરે તેજ માતા, પિતા ને ગુરુ છે, એ વાત પ્રથમજ કહી છે. તેથી ઉલટો જે બોધ કરે તે માતા, પિતા કે ગુરુ હોય તો પણ શા કામનાં? એવી ઉલટી શીખામણ આપનારાં હોય તેવાં માતા-પિતા આદિનું કાંઇ અપમાન ન કરવું, કેમ કે તે સર્વ રીતે માન્ય અને પૂજ્ય છે, પણ તેનાં વચન જો સંસારનાં જન્મ-મરણનાં દુઃખ આપે એવાં ને અનેક નરકની યાતનાઓ ભોગવાવે તેવાં હોય તો તે વચન ઉલ્લંઘન કરવાં જોઇએ. કેમ કે તેમ ન કરવાથી આ અમૂલ્ય દેહ વૃથા થાય છે. જુવોને પ્રલ્હાદજીએ જો પોતાના પિતાનું વચન અકલ્યાણ કરનારું હતું તો તે પાળ્યું નહોતું. જે વચનથી અકલ્યાણ થાય તેમ હોય તેવું વચન જો ન પળાય તો તેથી કાંઇ દોષ લાગતો નથી. વ્યવહારમાં પણ પોતાના સ્વાર્થમાટે અકલ્યાણનું વચન કહે તો લોપવામાં કંઈ દોષ નથી, તો પછી પરમાર્થમાં અકલ્યાણ કરે એવું વચન લોપવામાં દોષ કેમ લાગે? ખરી વાતમાં કાંઈ દોષ હોતો નથી. કહ્યું છે કેઃ—

**शत्रोरपि गुणो वाच्यो दोषो वाच्यो गुरोरपि ।**
**पुरुषं प्रतिबोधाय तत्र दोषो न विद्यते ॥**

માણસને બોધ આપવા શત્રુનો પણ ગુણ હોય તો તેને કેહેવો તથા ગુરુનો પણ દોષ હોય તો તેને કેહેવો તેમાં કાંઈ દોષ નથી.

સારાંશ એ સમજવાનો છે કે જે મોક્ષ થાય તેવો

બોધ કરે તેજ સગો સંબંધી અને મિત્ર કેહેવાય. આમ કેહેવામાં કોઈનું અપમાન થાય છે એમ સમજવું નહિ.

આત્માને જાણુવો એવિના બીજો કાંઈ લાભ નથી, કેમ કે બીજા જે લાભ છે તે આવીને પાછા નાશ થઈ જનારા છે અને આત્માને ઓળખવો એરૂપ લાભ અવિચલ રહે છે. માટે તેજ ખરો લાભ છે. એ આત્મલાભ મેળવવા માટે ઘણા બુદ્ધિમંત પુરુષોએ ધરા ધન અને ધામ આદિને છોડી દીધાં છે. જુવોને રાજા પ્રિયવ્રતે પોતાનું રાજપાટ આત્મલાભનેમાટે મેલી દીધું; તે જો બીજા લાભ કરતાં આત્મલાભ વિશેષ ન હોય તો કેમ મેલાય? વળી જેઓ આત્મલાભ વગરના બીજા મિથ્યાલાભમાં લલચાઈ રહ્યા તે અંતે મહાદુ:ખને પામ્યા છે. જુવોને સગર રાજાએ પુત્ર-લાભને ખરો લાભ માન્યો હતો તો તે પણ તરત ટળી ગયો. રાવણે પરિવારનો લાભ ખરા લાભરૂપ માન્યો હતો તો પણ તરત ટળી ગયો. રાજા નિર્ઘોષ [ નહુષે ] ઈંદ્રા-સનના લાભને ખરો લાભ માન્યો હતો તે અજગર થઈને પડયો એમ વંચાય છે. માટે આત્મલાભ વગર બીજા લાભમાં લોભાવું તે ખોટું છે; કેમ કે બીજા મિથ્યા લાભમાં લોભાવાથી આત્મા વેગળો થાય છે. જેમ કોઇ પુરુષને પૂર્વદિશા તરફને ગામ જવું હોય તેનો વિચાર કરી રાતે સુઇ રહે અને સવારે ઉતાવળો ઉઠવાથી દિશાભ્રમ થાય એટલે ઉલટો પશ્ચિમ દિશાભણી ચોંપથી ચાલવા માંડે. મનમાં તો એમ જાણે કે જેટલું ચાલીશ તેટલો પંથ ઓછો થશે પણ ઉલટું જે ગામ જવાનું હોય તેનાથી તો છેટું

પડતું જાય છે, કારણ કે ભ્રમથી તે ઉંધો ચાલ્યો જાય છે. તેમ આત્મલાભવિના કે આત્મજ્ઞાનવિના જે જે લાભ માટે પ્રયત્ન કરવો તે આત્માને દૂર કરાવનાર હોવાથી મોટી હાનિ કરનારો છે. એ હાનિ જેવો બીજો એકે હાનિ નથી. આત્મજ્ઞાનની હાનિ એજ ખરેખરી મોટી ખોટ અને આત્મજ્ઞાનનો લાભ એજ ખરેખરો મોટો લાભ છે અને એટલા હેતુથીજ આત્માને જાણવો એજ લાભ છે એમ કહ્યું છે.

જેણે પોતાનું મન જીત્યું હોય તે જગતને જીતે છે. સ્વર્ગ આદિક જે ચૌદ લોક છે તે જગત્ કેહેવાય છે. જે કાંઈ સંકલ્પ–વિકલ્પ આપણને કરાવે છે તે મન છે. એનું સ્વરૂપ આગળ કેહેવાઈ ગયું છે. એ મનને પ્રણવનો અભ્યાસ કરી જીતવું જોઇએ. મન જીતાયું ત્યારે સમજવું કે જ્યારે તેમાં કાંઇ સંકલ્પ ઉત્પન્ન થાય નહિ. જેને ઉન્મની અવસ્થા વ્યાપી ગઇ હોય તેણે ચૌદે લોકને જીત્યા સમજવા. પરંતુ ચૌદ લોક જીત્યા છતાં મન ન જીતાણું હોય તો કાંઈક સંકલ્પ ઉઠી ચિંતા ઉપજાવે, અને મનજ જો બરોબર જીતાયું તો પછી ચૌદ લોકનો ભાસજ થાય નહિ; કેમ કે એ લોક મનના કલ્પેલા છે. આટલામાટે જેણે મન જીત્યું તેણેજ સર્વ જીત્યું છે એમ સમજવું. મન જીત્યાવિના બીજું સર્વે મિથ્યા છે. શ્રીભાગવતમાં લખ્યું છે કે, જ્યારે હિરણ્યકશિપુએ પોતાના પુત્ર પ્રલ્હાદજીને ‘ મેં ચૌદ લોક જીત્યા છે માટે હું બળિયો છું ’ એમ કહ્યું ત્યારે પ્રલ્હાદજીએ કહ્યું કે, ‘ જો તમારૂં એક મનજ તમે જીતો તો ખરા બળિયા

અને મન ન જીતાય તો મહા કાયર અને સહુએ હરાવેલા છો. કેમ કે મન જીત્યું હોય તો સર્વ ઘેર બેઠાં બેઠાં જીતાય છે.' આટલાસારુ કહેલું છે કે જેણે મન જીત્યું છે તેણેજ જગતને જીત્યું સમજવું. એવા જગતને જીતનારને પછી કોઇ જીતી શકતું નથી.

---

शूरान्महाशूरतमोस्ति को वा
मनोजबाणैर्व्यथितो न यस्तु ।
प्राज्ञोतिधीरश्च समोस्ति को वा
प्राप्तो न मोहं ललनाकटाक्षैः ॥ १२ ॥

**शिष्य**—शूरवीर करतां मोटो शूरवीर कोण ?

**गुरु**—जे कामनां बाणोथी वींधायो नहि ते.

**शिष्य**—प्राज्ञ, अतिधीर ने सम कोण केहेवाय ?

**गुरु**—जे ललनाना कटाक्षोथी मोह न पाम्यो ते.

## टीका.

જ્યારે પુરુષ [1]કામાતુર થાય છે ત્યારે અતિ વિહ્વલ

---

૧ કામ એટલે ભોગમાત્રની ઇચ્છા, અહિં શરીરમાંના છ મનોવિકારરૂપ શત્રુમાંનો પ્રથમ વિકાર સમજવો. કામ એ શરીરમાંહેનો અદૃશ્ય શત્રુ છે. તે સર્વ પ્રાણિયોના શરીરમાં વ્યાપી રહ્યો છે. બીજા બહારના શત્રુઓ તો સહેલથી જીતિ શકાય છે પણ આ શરીરમાંહેના શત્રુને જીતવો બહુ કઠણ છે. એ જીતવાના સાધનરૂપ આ મનુષ્યદેહ છે. તેમાં બીજાં સાધનો જે જોઇએ તે વિનય-વિવેકથી મેળવી શકાય

થઇ જાય છે અને નીચ માણસની પાસે દીનની પેઠે કરગરે છે. કોઇ પણ પુરુષ મહા બળિયો હોય, મોટી મોટી લડાઈઓમાં જય પામ્યો હોય, બંદુક તરવાર ને બાણના વરસાદ વરસતા હોય તેમાં સામે પગલે ચાલનારો હોય, અને શરીરમાં અનેક ઘા વાગ્યા હોય તો પણ તેની વેદનાને નહિ ગણીને શૂરાતનથી શત્રુ સાથે લડયો હોય, તો પણ તે શૂરવીર પુરુષ જ્યારે યુદ્ધમાંથી ઘેર આવ્યો હોય ત્યારે તે કામના બાણથી ભેદાઇને સ્રીને આધીન થઇ જાય છે. તે વખતે તેનું શૂરાતન કોણ જાણે ક્યાંય ઉડી જાય છે ને ટાઢો બોળ થઈ જાય છે. આવી રીતે મોટા મોટા શૂરવીરોને કામનાં બાણ વિવ્હળ કરી નાંખે છે. ગમે તેવું શૂરાતન હોય તોપણ તેની આગળ ગળી જાય છે. માટે ખરો શૂરવીર તો તેજ કેહેવાય કે જે કામનાં બાણથી પણ વિવ્હલ થાય નહિ. ગમે તેવો શૂરવીર હોય તોપણ જો કામનાં બાણથી વીંધાઇ જાય તો તે શૂરવીર ન કેહેવાય અને ગમે તેવો શૂરવીર ન હોય તોપણ જે કામના બાણથી વીંધાતો નથી તે ખરો શૂરવીર છે. અને એટલાજમાટે કામના બાણથી ન વીંધાય તે શૂરવીર છે એમ કહ્યું છે.

જે પુરુષ લલના કેહેતાં સ્રીના કટાક્ષથી [દૃષ્ટિથી] મોહ નથી પામતો તે પુરુષ પ્રાજ્ઞ, તેજ પુરુષ ધીર અને

---

છે. એથી કામને વશ કરીને જે તેનાં બાણોથી પરાભવ ન પામ્યો તેજ ખરો શૂરવીર કેહેવાય ને તેણેજ સઘળું જીત્યું કેહેવાય. ને તેમ ન થયું તો ગમે તેટલી જીત મેળવનારે કાંઇ પણ જીત્યું નથી. [જો મન ન જીતાયું હોય તો આ વિકાર ઉત્પન્ન થાય છે.]

તેજ પુરુષ સમાન ચિત્તવાળો એટલે વૈરાગ્ય વગેરે સર્વ-ગુણસંપન્ન સમજવો. શ્રી ભર્તૃહરી કહે છે કેઃ—

**तावदेव कृतिनामपि स्फुरत्येष निर्मलविवेकदीपकः ।**
**यावदेव न कुरंगचक्षुषा ताड्यते चटुललोचनैश्चलैः ॥**

વૈરાગી, યોગી, અને તપસ્વી આદિ પુરુષોનો નિર્મલ વિવેકરૂપી દીવો ત્યાંસુધીજ રહે છે કે જ્યાંસુધી હરણ જેવા નેત્રવાળી સ્ત્રીએ નેત્રથી ઝપાટો માર્યો ન હોય.

ધીરની ધીરતા, વીરની વીરતા, ગંભીરની ગંભીરતા, ને વિદ્વાનની વિદ્વત્તા કામનીઓના કટાક્ષની આગળ વિવેક સહિત કોણ જાણે કયાંય ઉડી જાય છે. મોટા મોટા પ્રતાપી પુરુષોનાં પવિત્ર ચરિત્રોને એ કટાક્ષે કલંકવાળાં કર્યાં છે. એ ઝપાટામાંથી બચી જવાને સંગ તજવા શિવાય બીજો કશો ઉપાય નથી. જો સંગ રહે તો મોહ લાગ્યા વગર રહેતોજ નથી. ગમે તેટલું વાંચે ને ગમે તેટલું સાંભળે તથા ગમે તેમ બોલે પણ જ્યાંસુધી સંગ નથી તજાયો ત્યાંસુધી તે એકે સાવ સાચું મનાય નહિ. સંગનો ત્યાગ કરવો એ સત્પુરુષનો માર્ગ છે. કેટલાક દગલબાજ પુરુષો બીજાઓને સંગ ન કરવાવિષે તથા સ્ત્રીના દોષવિષે સમજાવે છે પણ પોતે સંગ મેલતા નથી. કોઇ સ્ત્રીનો સમાગમ હોય તો 'તે ભક્તિવાળી છે તેથી સેવા કરવાને આવે છે' એમ કહીને ઉડાવી દે છે. જો સેવા કરવાનેજ સ્ત્રિયો આવતી હોય તો ભાવવાળા પુરુષો કયાં થોડા છે કે સ્ત્રીઓ સેવા કરે? આવા ઉપરથી આછા પણ માહીલીકોર જેને ખરો બોધ નથી લાગ્યો એવા પુરુષો સંસારમાં બૂડ્યા પડ્યા છે એમ

સમજવું. એવાની પાસે કોઈ દિવસ ક્ષણમાત્ર પણ જાવું ન જોઇએ. લક્ષ્મીથી કે વિદ્યાથી જે મોટા મનાતા હોય તે સ્ત્રીના સંગી હોય તો તેની મોટાઇમાં મોહ પામવો નહિ તેમ તેની નિંદા પણ કરવી નહિ. એનું કૃત્ય એ જાણે. એમાં આપણે શામાટે નજર રાખવી ? સત્પુરુષનો માર્ગ કે ગ્રંથ તથા શાસ્ત્રની પરનાલિકા લખાય નહિ. પોતે પોતાની બુદ્ધિથી બધું સારૂં નરતું સમજી લેવું અને કોઇના ગુણદોષ જોવા નહિ. પાધરે માર્ગે ચાલવાથી ઠેકાણે પોચાય છે. જેઓ સ્ત્રીના સંગી થઈ જાય છે તે બિચારા શું કરે ? ઇંદ્રિયો મહાબલવાન છે તેને દમન કર્યાવિના તે વશ રહેતી નથી. ઇંદ્રિયોનું દમન ન થતું હોય તેમાં વળી મહંતપણાને લીધે મિષ્ટાન્ન ખાવા મળે અને સ્ત્રિયો પણ મહંતપણાપર મોહ પામી સેવા કરવાને તથા ઉપદેશ લેવાને આવે. સેવા કરવા અને ઉપદેશ લેવા આવનારી સ્ત્રિયોને ઉપદેશ દેતાં પરિચય વધે એટલે પછી એકાંતે રહેવા માંડે. સ્ત્રી એકાંતે રહી એટલે મહા બળિયો કામદેવ તરતજ મનને વિહ્‌વલ કરી નાંખે છે અને મન વિહ્‌વલ થયું એટલે પછી અધર્મ થયાવગર રહેજ નહિ. કામના બાણથી ઘવાયેલું હૃદય-ચક્ષુ એ વખતે એવું આંધળું થઈ જાય છે કે તેને ખરાં-ખોટાંનો ભાસ પણ થતો નથી. ક્રમે ક્રમે પણ જો સ્ત્રીનો સંગ થાય તો આવું પરિણામ થાય છે; માટે મૂલથીજ સંગ ન થાય તેમ કરવું. કેમ કે સંગ થયા પછી ટાળવા જાઇએ તો તે ગળીના ડાગની પેઠે ટળતોજ નથી. આ ઉપર એક દૃષ્ટાંત નીચે આપ્યું છેઃ—

કોઇ એક ગામમાં સારી સ્થિતિના મહાત્યાગી સત્પુરુષ રેહેતા હતા; એ ગામના સઘળા લોકો તેની સારી સેવા કરતા હતા. એમ દિવસો જતાં જતાં એક દિવસ તે મહાપુરુષે તીર્થાટન કરવા જવાને તૈયારી કરવા માંડી. મહાપુરુષની ચાલવાની તજવીજ જોઈને લોકોએ તેને જવાનું કારણ પૂછયું જેના જવાબમાં મહાપુરૂષે પોતાનું મન ઉદાસ રહેતું હતું તે કાંઇ પુસ્તક વાંચવાને હોય તો ઉદાસ મટી જાય એમ વિચારી તેવું સારૂં પુસ્તક લખાવી આપવાનું કહ્યું. ગામના ભકિતવાળા લોકોએ એ મહાપુરુષની વૃત્તિ શાંત થવામાટે એક પુસ્તક લખાવી આપ્યું; જે પુસ્તક વાંચીને મહાપુરુષ આનંદમાં સદ્વિચાર કરતા દિવસો ગાળતા હતા. એક દિવસે એ પુસ્તક બાંધીને ઊંચું મેલ્યું હશે ત્યાંથી ઉંદરે કરડી ખાધું તેથી મહાપુરુષ મનમાં ઉદાસ થયા. હવે ફરીથી ઉંદર પુસ્તક ન કરડે તેનેમાટે મહાપુરુષ વિચારમાં પડ્યા. તે જોઈને પાસે આવનારા લોકોએ એક બિલાડી પાળવાનું કહ્યું. આ વાત મહાપુરુષને ઠીક લાગવાથી પુસ્તક વાંચવાનું તો ભૂલી ગયા પણ બિલાડીને પાળવામાં મન લાગ્યું. બિલાડીને હેળવવામાટે રોજ ભિક્ષા માગવા જાય તે સાથે દૂધ માગીને લઈ આવવા માંડયું. એક ઉપાધિ જો વળગે તો તેને વાસે અનુક્રમે બીજી ચાલી આવેછે. તેવીજ રીતે મહાપુરુષને થયું. રોજ દૂધ માગવા જતા હતા તે જોઇને કોઈ દયાલુ ભક્તે મહારાજને ગાય આપી તે મીદડીને દૂધ પાવા માટે લીધી. ગાય આવી એટલે તેની પાછળ વળી બીજી ઉપાધિ લાગી. તેને ખવ-

રાવવામાટે ગામમાં કોઈ કડબના ભર ચાલ્યા જતા હોય તેમાંથી એક બે પૂળા માગી લે અને સાંજ પડે એટલે વળી ઘેર ઘેર ચારો ઉઘરાવવા નીકળે. આમ કરતાં વળી થોડા દિવસ થયા એટલે કોઇ એક પટેલે મહારાજ પાસે હોકા સારુ દેવતા માગ્યો તે તેણે લાલચથી આપ્યો એટલે પટેલે મહારાજની ગાયસારૂ કડબનો ભર એક મોકલાવી દીધો. કડબનો ભર જોઇ મહારાજ રાજી થયા ને ફરીને તે પટેલ આવ્યો એટલે લાલચનેલીધે તેને ચલમ ભરી આપી. પટેલે મહાપુરુષે ચલમ ભરી આપી તેથી હરખાઇને એક ચારો વાવવાસારૂ પસાયતું ખેતર લેવાનું કહ્યું. મહારાજની તો વૃત્તિ ગળી એટલે ખેતરની હા પાડી ને લીધું. પટેલે તો જાણ્યું કે મહારાજને ખેતરમાં અન્ન પણ થશે અને ચારો પણ થશે એટલે ઉપાધિ બધી મટી જશે, પણ મહારાજને તો વળી વધારે ઉપાધિ થઈ. મહારાજે પટેલે આપેલું ખેતર વવરાવ્યું પણ સાથી રાખ્યો તેનો વિશ્વાસ ન આવવાથી ખેતરની વચોવચ એક માળો બાંધી તેમાં રાતદિવસ કિકિયાટા કરીને ને થાળી ઠોકીને વૈયાં ઉડાડવા માંડચાં. આવી રીતે પોથી પોથીને ઠેકાણે રહી અને મહાપુરુષ તો મહાપ્રપંચમાં પડ્યા ને જ્ઞાનનો ડાટ વળી ગયો. એટલામાં કોઈ એ મહાપુરુષના ગુરુભાઇ ચઢી નીકળ્યા તેણે તેને બોધ આપીને જે પુસ્તકને લઈને ક્રમે ક્રમે આટલી ઉપાધિ વધી હતી તે પુસ્તકનો પણ સંગ તજાવી દીધો અને પોથીનો સંગ તજ્યો એટલે એનેમાટે જે જે ઉપાધિ હતી તે બધી દૂર થઈ.

આ પ્રમાણે એવા મહાપુરુષને મન શાંત રેહેવામાટે લખાવેલા પુસ્તકના સંગથી પણ 'આટલામાં શો દોષ છે' એમ કરતાં કરતાં આવી દશા થઈ તો સ્ત્રિયોનો સંગ કરવાથી શું શું અધર્મ ન થાય? જેટલા કહિયે તેટલા થાય. સ્ત્રીના સંગની પાછળ સઘળા અનર્થો અને બંધનો રહેલાં છે. જો અનર્થોથી અળગું રહેવું હોય તો સત્પુરુષનો સંગ કરવો. મદાલસાએ અલર્કને કહ્યું છે કેઃ—

**संगः सर्वात्मना त्याज्यः स चेत्त्यक्तुं न शक्यते ।**
**स सद्भिः सह कर्त्तव्यः सतां संगो हि भेषजम् ॥**

સંગ સર્વનો તજી દેવો, પણ કદી તે તજી શકાતો ન હોય તો સત્પુરુષ સાથે સંગ કરવો; કેમ કે સત્પુરુષનો સંગ એ સંસારના બંધનમાંથી છુટવાનું ઓસડ છે.

આ ઉપરથી આપણે સમજવું કે કોઇનો પણ સંગ ન કરવો તો સ્ત્રીના સંગની ક્યા વાત રહી. આ વિષે આગળ પણ લખી ગયા છિયે માટે અહીં નથી લખતા. જે બોધવાન્ ને સમજુ પુરુષ છે તે તો કાંઈ કરતાં સંગ થઇ ગયો હોય તો તેને સમજીને તરત તજી દે છે પણ જે મૂર્ખ પુરુષ જાણી જોઈનેજ સંગ કરે છે તે કાંઇ તજતા નથી. સમજુ વિદ્વાનો તો દૂધ લેવા ગયા હોય ત્યાં ગાય ઓખર કરતી હોય તેને જેવી રીતે દેખે છે તેવીજ રીતે સ્ત્રિયોને પણ જુવે છે. આ સમદૃષ્ટિવાળા અનેસ્ત્રીના કટાક્ષથી મોહ નહિ પામેલા હોય તેજ પ્રાજ્ઞ, ધીર અને સમ કેહેવાય છે. કેમકે સ્ત્રિયોના કટાક્ષથી મોહ ન પામવો એ જેવું કઠણ

બીજું કાંઈ નથી. જે અસાવધાન માણુસ છે તે પડે છે ને જે સાવધાન છે તે પડતો નથી.

---

विषाद्विषं किं विषयाः समस्ताः
दुःखी सदा को विषयानुरागी ।
धन्योस्ति को यस्तु परोपकारी
कः पूजनीयो ननु तत्त्वनिष्ठः ॥ १३ ॥

अर्थ

**शिष्य**—झेरथी पण झेर क्युं ?

**गुरु**—सघळा विषयो छे ते.

**शिष्य**—सदाय दुःखी कोण ?

**गुरु**—विषयोमां निरंतर प्रीतिवाळो होय ते.

**शिष्य**—धन्य कोण छे ?

**गुरु**—जे परोपकारी छे ते धन्य छे.

**शिष्य**—पूजा करवा योग्य कोण छे ?

**गुरु**—तत्त्वमां निष्ठावाळोज पूजवा योग्य छे.

**टीका.**

જગતમાં અનેક પ્રકારનાં ઝેર છે. એ ઝેર ખાનારો તો એકજ ફેરે મરે છે પણ વિષયરૂપ ઝેરને ચાખનાર તો વારંવાર મરે છે. માટે બધાં ઝેરમાં વિષયો છે એ મોટું ઝેર છે, કે જેના ઉપર ઉપરથીજ માત્ર સારા લાગતા સ્વાદવડે,

મોહ પામી મનુષ્યો તેમાં લપટાય છે. શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ એ વિષયો કેહેવાય. એ અતિ દુઃખદાયક છે. બીજાં ઝેરને ઉતારવાના અનેક ઉપાયો છે પણ જેણે વિષય-રૂપ ઝેર ચાખ્યું હોય તેનું તે ઝેર ઉતારવાને એકે ઉપાય નથી. વિષયના સ્વાદના નિશાથી કાન બેહેરા થઈ જાય છે, આંખ્યો આંધળી થઇ જાય છે ને હૃદયચક્ષુ ભ્રમિત થઇ જાય છે એટલે સારો માર્ગ સુજતોજ નથી. આ વિષયોવિષે આગળ લખી ગયા છિયે માટે આંહી લખતા નથી. પણ ટૂંકામાં એટલું સમજવાનું છે કે સઘળાં ઝેર કરતાં વિષય-રૂપ ઝેર મહાબલવાન છે માટે તેને પડખે પણ ચડવું નહિ.

નિરંતર જેને વિષયોમાંજ પ્રીતિ લાગી હોય તેના જેવો બીજો કોઈ પણ દુઃખી નથી. બીજાં સઘળાં દુઃખનો ઉપાય હોય છે પણ વિષયની વાસનાથી થતાં દુઃખનો કોઈ પણ ઉપાય હોતો નથી, કેમ કે વિષયો પરાધીન હોવાથી ઇચ્છા પ્રમાણે ન મળે તોપણ દુઃખ થાય છે, ને જો મળે તો તે ભોગવ્યા પછી તેથી વધારે મેળવવાની તૃષ્ણા થાય એટલે તેથી પણ મહાદુઃખ થાય છે. સન્નિપાતના રોગ-વાળાના કરતાં પણ વિષયમાં પ્રીતિવાળાની દશા બહુ નઠારી હોય છે. એવા પુરુષને અન્ન કે પાણી ભાવતાં નથી, દિવસે ચેન પડતું નથી, રાતે ઊંઘ આવતી નથી, શરીર સુકાતું જાય છે, ભાન ભુલી જાય છે, ઉદ્યમ સૂજતો નથી, વિદ્યા સાંભરતી નથી અને આમતેમ હડકાયાં કુતરાંની પેઠે હડીયો કાઢે છે. વિષયના રાગથી ભરાઇ ગયેલા અંતઃકરણમાં વિનય વિવેક પેસતાજ નથી. આવા પુરુષો અનેક દુઃખ ભોગવી

મનુષ્ય દેહમાં પશુની સમાન વર્તી જન્મ-મરણના ફેરામાં પડે છે. એ જન્મ-મરણનાં દુઃખની આગળ બીજાં દુઃખ કશી ગણતીમાં નથી. આપણે અહીં બોધ એ લેવાનો છે કે, વિષયમાં પ્રીતિ રાખવાથી મહાદુઃખ થાય છે માટે તેમાં પ્રીતિ રાખવી નહિ.

જે માણસ પરોપકાર કરે છે તેજ ધન્ય કેહેવાય છે. જેથી આત્માનો બોધ થાય એવા બોધનું નામ પરોપકાર કેહેવાય. કેમકે એ જ્ઞાનવડે કરીને મોક્ષરૂપ અલભ્ય લાભ સંપાદન થાય છે. સંસારમાં અનેક વ્યવહાર બતાવે તે પરોપકારી કેહેવાય પરંતુ તે પરોપકારથી કાંઇ વિશેષ કલ્યાણ થતું નથી, માટે જે પુરૂષ જેથી મોક્ષપદ મળે એવા આત્મજ્ઞાનનો બોધ કરે તેજ ખરો પરોપકારી કેહેવાય. આના અંગમાં બીજા અનેક જાતના કોઈનું કાંઇ દુઃખ મટાડવું, કોઇને કાંઇ આપવું કે કોઇને કાંઇ સહાય કરવી કે કોઇને નિર્ણય કરવું વિગેરે જે જે ઉપકારો છે તે આની આગળ હલકા છે, કેમ કે આત્મજ્ઞાનરૂપ ઉપકારથી તો જન્મ-મરણનો ફેરો ટળી જાય છે. માટે એના જેવો પરોપકાર બીજો કોઈ નથી. એવા પરોપકાર કરનારા જે પુરુષો છે તેજ ધન્ય કેહેવાય છે. અને એટલા માટેજ પરોપકારી છે તેજ ધન્ય છે એમ કહ્યું છે. એ પરોપકારીનાં જન્મ અને જીવિત સફલ છે.

જે પુરુષ તત્વમાં નિષ્ઠાવાળો હોય તે સેવા કરવા યોગ્ય છે, કેમ કે જેઓ કર્મ કરનારા છે તેના કરતાં તપસ્વી હોય તે શ્રેષ્ઠ છે, તપસ્વી કરતાં જે યોગી હોય છે તે શ્રેષ્ઠ

છે અને યોગી થકી તત્વને જાણનારા જ્ઞાનીઓ શ્રેષ્ઠ છે. એટલુંજ નહિ પણ એ એકની પૂજાથી આખું બ્રહ્માંડ પૂજાઈ જાય છે. અષ્ટાવક્રમાં કહ્યું છે કેઃ—

न कदाचिज्जगत्यस्मिन् तत्वज्ञो हंत खिद्यति ।
यत्र एकेन तेनेदं पूर्णं ब्रह्मांडमंडलम् ॥

તત્વજ્ઞ આ પુરુષ આ જગતમાં કદી પણ ખેદ પામતો નથી કારણ કે એ એકલાથી આ બ્રહ્માંડ આખું ભરપૂર છે.

આ કારણથી એ એક તત્વનિષ્ઠની પૂજાથી બ્રહ્માંડ પૂજવા જેટલું ફલ થાય છે. તેમ તેની સેવા ભક્તિ કરવાથી મુક્ત થવાય છે. કહ્યું છે કેઃ—

तस्य सर्वप्रयत्नेन भावभक्तिं करोति यः ।
स तत्ववित्तोषणेन मुक्तो भवति पार्वति ॥

હે પાર્વતિ ! કાયા વાણી અને મનથી જે તત્વવેત્તાની ભાવથી ભક્તિ કરે છે તે ભક્તિ કરનારો તે એક તત્વજ્ઞાનાના પ્રસન્ન થવાથી મુક્ત થાય છે.

આવી રીતે તત્વવેત્તાની સેવા કરનાર મુક્ત થાય છે તો તત્વવેત્તા પોતે થાય એમાં તો શું કેહેવું ?

વળી એના માહાત્મ્યવિષે શિવગીતામાં કહ્યું છે કેઃ—

ज्ञानिभ्यो दीयते किंचित्तत्कोटिगुणितं भवेत् ॥

જ્ઞાનીઓને કાંઈ થોડુંક આપિયે તે કરોડગણું થાય.

આવી રીતે તત્વનિષ્ઠાવાળા પુરુષોનું માહાત્મ્ય છે, અને તેમને આત્મબોધ હોય છે માટે તે સર્વથી પૂજવા યોગ્ય છે. આવા તત્વજ્ઞાનીનાં આચરણ ઓળખાઈ શકાતાં નથી તેમ તેની

મનની વૃત્તિઓ પણ અદૃશ્ય હોવાથી જણાઈ શકાતી નથી. એવા પુરુષોનાં સારાં–માઠાં કૃત્ય ઉપર પણ નજર કરવી નહિં, કેમકે તેનો આધાર પ્રારબ્ધ ઉપર છે. જે પામર પુરુષ છે તે મહાપુરુષોની વૃત્તિને જાણી શકતા જ નથી, કેમ કે સર્વે જ્ઞાનીનાં કૃત્ય જુજવા પ્રકારનાં હોય છે અને વૃત્તિઓ સરખી હોય છે. જેમ કેટલાક વસ્ત્રના તાકા જુદા જુદા રંગથી રંગેલા હોય તેના રંગમાં ને ભાતમાં કાંઇ ફેર હોય પણ તેના ઓછાયામાં કાંઇ ફેર પડતો નથી કેમ કે તે તો બધાનો સરખો થાય છે, તેવી રીતે જ્ઞાનીનાં કૃત્ય સર્વ જુવાં અને વૃત્તિનું અધિષ્ઠાન એક હોય છે, એનાં કૃત્યો એટલે દેહની ચેષ્ટાઓ ટળી જતી નથી તેમ તેને આમજ કરવું એવો કાંઈ વિધિ નથી. એ પુરુષોને શેષ પ્રારબ્ધ રહ્યાં હોય ત્યાંસુધી શરીરની ચેષ્ટા જેમ થવી હોય તેમ થયા કરે છે. દેહ પડ્યા પછી કાંઈ પણ નથી. જેમ વાયુથી પાન હાલે છે તેમ જ્ઞાનીનો દેહ પ્રારબ્ધ હોય ત્યાંસુધી રહી ચેષ્ટા કરે છે. વિધિ જેને લાગતો નથી એવા જ્ઞાની ઇચ્છામાં આવે તેમ વર્તે છે. ઈચ્છામાં આવે તેમ વર્ત્તાય એવી આત્મયોગરૂપ વિદ્યા એ જ્ઞાનિયોમાં રહી છે. આ ઉપરથી જ્ઞાનના મશથી ગમે તેમ વરતવું એમ સમજવું નહિ કેમ કે જ્ઞાનનો ડોળ કરીને જાણી જોઈને ગમે તેમ વરતે છે તેઓ ઉભયભ્રષ્ટ થઇ નરકમાં પડે છે. જ્ઞાનવાન્ થવાને ઈચ્છતા હોય તેમણે ઉત્તમ ધર્મ પ્રમાણે વરતવું જોઇએ. તે વિષે કહ્યું છે કે :—

**अविरुद्धमनुद्वेगं समभावश्चराचरे ।**
**अहंममपरित्यागः परो धर्मः स उच्यते ॥**

કોઇની સાથે દ્વેષ કે કજીઓ કરવો નહિ, મનમાં કાંઇ ઉદ્વેગ અથવા ચિંતા ન કરવી, સ્થાવર તેમજ જંગમ પ્રાણી ઉપર સમભાવ રાખવો અને આ હું અને આ મારૂં એ બે વાનાનો ત્યાગ કરવો, તે ઉત્તમ ધર્મ કેહેવાય છે.

આવા ઉત્તમ ધર્મ પ્રમાણે અધિકારીએ વર્તવું જોઇએ. પરંતુ જેઓ મહાત્મા થઇ ગયા હોય છે તેઓના પ્રારબ્ધ-યોગથી થયેલા વ્યવહારો ઉપર લક્ષ રાખવું નહિ, કેમ કે તેમાં તો ભિન્નતા દેખાયા વગર રહે નહિ પણ તેઓની વૃત્તિઓ એક અધિષ્ઠાનમાં જ હોય છે. જુઓને દુર્વાસા ઋષિ ક્રોધી હતા, જનક રાજા રાગી હતા, શુકદેવ ત્યાગી હતા, શ્રીકૃષ્ણ ભોગી હતા અને વસિષ્ઠજી કર્મી હતા. આ પ્રમાણે તે જ્ઞાનિયોનાં દેહનાં કૃત્યો જુદાં જુદાં દેખાતાં હતાં. આ દેહનાં કૃત્યનો બાધ નહિ લાગવાનું કારણ એ કે તેઓ કાંઈ આદરસહિત જાણી જોઈને કરતા નથી. જાણી જોઈને જે કરે છે તેજ બંધન પામે છે. જેઓ પૂર્ણતા પામેલા છે તેવાઓ માટે ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે :—

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥

જે માણસ આત્મામાંજ પ્રીતિવાળો છે, આત્માથીજ તૃપ્તિ પામેલો છે અને આત્માનેવિષેજ સંતોષિત થયો છે તેને પછી કાંઈ પણ કરવાનું રહેતું નથી.

આવા જે આત્મબોધવાળા જ્ઞાનિયો હોય છે તેને કશું કરવા ન કરવાનું રેહેતું નથી. એ પોતાના આત્માના આનંદમાંજ મગ્ન રહી પ્રારબ્ધ હોય ત્યાં સુધી શરીરને

ભોગવે છે. આવા જે સત્પુરુષો હોય તે સર્વાત્મા ઇશ્વરરૂપ છે અને એટલાજમાટે તેજ પૂજવાયોગ્ય છે એમ કહ્યું છે.

---

सर्वास्ववस्थास्वपि किं न कार्यं
किं वा विधेयं विदुषां प्रयत्नात् ॥
स्नेहश्च पापं पठनं च धर्मः
संसारमूलं हि किमस्ति चिंता ॥ १४ ॥

अर्थ

**शिष्य**—सर्व अवस्थामां न करवानुं शुं छे ?

**गुरु**—स्नेह अने पाप ए न करवानां छे.

**शिष्य**—प्रयत्नथी विद्वानोए करवानुं शुं छे ?

**गुरु**—ब्रह्मविद्यानुं अध्ययन अने धर्म ए बे वानां बधी अवस्थामां करवानां छे.

**शिष्य**—संसारनु मूल शुं छे ?

**गुरु**—चिंता ए संसारनुं मूल छे.

टीका.

અવસ્થાના ભેદ ઘણા છે પણ તેમાં મુખ્ય તો બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા એમ ત્રણ ભેદ ગણવામાં આવે છે. અને અનુક્રમે આવતી અવસ્થામાં કોઈમાં સ્નેહ એટલે આસક્તિ ન બાંધવી એ કરવાનું છે. જેટલા નામરૂપવાળા પદાર્થો હોય તેટલા સઘળા જે વખતે નાશ થાય છે તે વખતે સ્નેહનેલીધે અત્યંત દુઃખ થાય

છે. માટે જેથી દુઃખ થાય એવી કોઇ પદાર્થમાં આસક્તિ બાંધવી નહિ. આસક્તિથી સ્નેહ થાય છે અને સ્નેહથી દુઃખ થાય છે. '**स्नेहमूलानि दुःखानि**' એવાં વાકયો 'દુઃખ સર્વ સ્નેહથી થાય છે' એમ કહે છે માટે જેટલાં નામરૂપ છે તેમાં સરખી બુદ્ધિ રાખવી. તે હોય તો પણ શું અને ન હોય તો પણ શું એમ મનમાં રહે તો આસક્તિ કેહેવાય નહિ. જે પુરુષો આસક્તિ વગરના છે તેને સંસારના પદાર્થો હર્ષ-શોક કરી શકતા નથી.

સંસારનાં અનેક જાતિનાં પાપ છે તેમાં પણ કોઇ પ્રાણીને સંસારમાં બંધાઈ જાય એવો બોધ કરવો તે મોટામાં મોટું પાપ છે. બીજાં બંધન ઘણાં હશે પણ સંસારનાં બંધન જેવું બીજું દુઃખદાયક એકે બંધન નથી અને એટલાજ માટે એવાં બંધનમાં બંધાઇ જવાનો બોધ કરવો એ મોટું પાપ ગણાય છે. માટે તેવું પાપ કરવું નહિ.

જે સમજુ વિદ્વાન પુરુષો હોય તે આરંભથી માંડીને વિદેહી થાય ત્યાં સુધી ઉપરના બે દોષને દૂર કરે છે, એટલે સંસારના નામરૂપમાં આસક્તિ બાંધતા નથી અને કોઈને સંસારના બંધનમાં પણ નાખતા નથી. એ બેને બદલે બીજાં બે વાનાં કરવાનાં છે તેમાં લક્ષ લગાડે છે, તે એજ કે બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરે છે અને ધર્મ પાળે છે. તત્વસારમાં બ્રહ્મવિદ્યા વિષે લખ્યું છે કેઃ—

**ब्रह्मविद्या महाविद्या सर्वदुःखप्रणाशिनी ।**
**अविच्छिन्नसुखा नित्यं धार्यते ह्यात्मयोगिभिः ॥**

સર્વ દુઃખને નાશ કરનારી બ્રહ્મવિદ્યા એ મહાવિદ્યા છે.

અવિચ્છિન્ન સુખ આપનારી એ વિદ્યાને નિરંતર આત્મયોગીઓ ધારણ કરે છે.

એ વિદ્યાની પ્રાપ્તિ ધર્મ પાળવાથી થાય છે. ધર્મ એટલે વર્ણાશ્રમ પાળવા, મન-વાણી વગેરેથી કોઇનું બગાડવું નહિ, નીતિ-ન્યાયથી વર્તવું, યમ-નિયમાદિક પાળવા, સત્યથી અને સદાચારથી વર્તવું, પુણ્યપર પ્રીતિ કરવી, દયાભાવ રાખવો, વઢવાડ ન કરવી, મનમાં ઉદ્વેગ ન કરવો, સ્થાવર અને જંગમ પ્રાણિયોને સરખી નજરે જોવાં, અને હું તથા મારૂં એવા મમત્વનો ત્યાગ કરવો. આવા અનેક ધર્મ પાળવાના છે તે મહાત્માઓ પાસેથી સમજી લઇ પાળવા જોઇએ. તે વિના જે આવડતું હોય તે વૃથા છે. એટલામાટેજ સ્નેહ તથા પાપ કરવા યોગ્ય નથી પણ તેને બદલે વિદ્યાનો અભ્યાસ અને ધર્મ પાળવો એ કરવાનું છે એમ કહ્યું છે.

સંસારનું મૂલ ચિંતા[1] છે. અનેક પ્રકારના નામરૂપવાળા પદાર્થોની ન મળ્યા હોય તો મેળવવાની ચિંતા, મળ્યા હોય તો તેના સારા-માઠાપણાની ચિંતા, તેને સાચવવાની ચિંતા, તેનો નાશ નહિ થઈ જવા માટેની ચિંતા, વધારે મેળવવાની ચિંતા, નાશ થઈ જાય તો ચિંતા, કોઈ પરાભવ કરે તો તેની ચિંતા, કોઇ આગળ જાય અને પોતે પાછળ રહે તો ચિંતા, એમ આધિ વ્યાધિ અને ઉપાધિને યોગે જે જે ચિંતા થાય છે તેજ સંસારનું મૂલ છે. ચિંતાવિષે પ્રથમ કેહેવાઈ ગયું છે. તે ચિંતા મનમાં થાય છે. મનમાંથી ચિંતા મટે એટલે મન મટયું અને મન મટયું એટલે સંસાર

૧ ચિંતવન અને સ્ફુરણ થયા કરે તે પણ ચિંતાજ છે.

મટચોજ છે. જ્યાંસુધી વિવેકથી સત્યાસત્ય સમજાયું નથી ત્યાંસુધી ચિંતારૂપી ડાકણુ શરીરને અને મનને ખાવ્યા કરે છે અને જન્મ-મરણુના ફેરામાં નાંખે છે માટે વિવેકથી સત્યાસત્ય સમજી એ મિથ્યા ઉભી થતી ચિંતાને દૂર કરવી. એ દૂર થઈ એટલે સર્વ દુ:ખ દૂર થયાં અને સંસારનું મૂલ કપાઇ ગયું સમજવું. 'આ દુ:ખ કેમ આવ્યું અને આ આમ કેમ ન થયું?' વિગેરે વિચારથી તો ચિંતા વધી જાય છે માટે તેનો વિચારજ ન કરવો. જે કાંઈ થયું હોય ને થાય તેને ભુલી જવું એજ ચિંતા મટવાનો ઉપાય છે ચિંતા મટી એટલે સંસાર છેજ ક્યાં?

---

विज्ञान्महाविज्ञतमोऽस्ति को वा
नार्या पिशाच्या न च वंचितो यः।
का श्रृंखला प्राणभृतां च नारी
दिव्यं व्रतं किं च निरस्तदैन्यम् ॥ १५॥

अर्थ.

शिष्य—ज्ञानी करतां पण मोटो ज्ञानो कोण?

गुरु—नारीरूप पिशाचणीथी जे छेतरायो न होय ते.

शिष्य—सर्व प्राणिओने बेडीरूप कोण छे?

गुरु—स्त्री सर्व प्राणीओनी बेडी छे.

शिष्य—दिव्य व्रत कयुं केहेवाय?

गुरु—जेमां दीनपणुं न होय ते.

## ટીકા.

જે સ્ત્રીરૂપ પિશાચણીથી છેતરાય છે તે ગમે તેવો જ્ઞાનવાળો હોય તોપણ તે જરાપણ જ્ઞાની કેહેવાય નહિ. પણ જે સ્ત્રીરૂપ પિશાચણીથી છેતરાતો નથી તે સૌકરતાં મોટો જ્ઞાની છે. સ્ત્રીરૂપ પિશાચણી એવી તો બલવાળી છે કે તે મોટા મોટા યોગિયોનાં મનને છેતરી લે છે. મોઢેથી મોટી મોટી શાસ્ત્રોની વાતો કરવી, મોટાં મોટાં શાસ્ત્રો ભણવાં અને કોઇ આવે તો તેને ઉપદેશ કરવો એ વાત સુગમ છે પણ સ્ત્રીરૂપ રાક્ષસીથી છેતરાવું નહિ એ વાત ઘણી કઠણ છે. અને એટલામાટે જે તેનાથી નથી છેતરાતો તે મોટામાં મોટો જ્ઞાની કેહેવાય. આવિષે આગળ ઘણું કહ્યું છે માટે આહિં વિસ્તાર કર્યો નથી.

જેટલાં જંગમ પ્રાણિયો છે, તેને સ્ત્રી છે તે બેડીરૂપ છે. બીજી ગમે તેટલી બેડિયો હશે પણ આ સ્ત્રીરૂપ બેડીના જેવી બીજી એકે બેડી દુઃખદાયક નથી. એ બેડીથી ઘણા પ્રાણિયોના જીવનું જોખમ થાય છે. હાથીને પકડવામાટે કાગળની હાથણી કરીને એક ઠેકાણે રાખી ફરતી ખાડ ખોદી રાખે છે. હાથી હાથણીને દેખીને પાસે આવવા જાય છે કે તરત ખાડમાં પડીને બંધાય છે. કબુતર ઉંચું ઉડતું હોય તેને તેની માદા દેખાય એટલે તરત આવીને તેની પાસે બેસે છે. એક કપોત પોતાની સ્ત્રીને જોઇને પોતે પારાધીની જાળમાં પડ્યો હતો તે વાત આગળ આવી ગઇ છે. આ પ્રમાણે કુતરાં, બિલાડાં, શિયાળ, ગર્દભ, બળદ ઊંટ, હાથી આદિ સર્વે પશુ પક્ષી સ્ત્રીને આધીન થઈ જાય

છે. એ બંધન જેવું દૃઢબંધન કોઇ નથી. માણસોને પણ તેજપ્રમાણે સ્ત્રી બેડીરૂપ છે. ગમે તેટલા રોજગારનેમાટે પરદેશ જાય તોપણ પુરુષનું મન સ્ત્રીમાં બંધાઇ રહે છે. સુતાં, બેસતાં, ખાતાં, પીતાં અને મિત્રો પાસે વાતો કરતાં પરદેશ બેઠાં પણ પોતાનું ઘર અને સ્ત્રી સાંભર્યા કરે છે. સ્ત્રીરૂપ બેડીનું એવું તો જબરૂં આકર્ષણ છે કે પુરૂષ ગમે ત્યાં ગયો હોય તોપણ તેને સમય થયો કે પોતાની તરફ ખેંચી આણે છે. પુરુષ પણ, ગમે તેટલું દુઃખ હોય તોપણ સ્ત્રીની પાસે પડયું રેહેવાનું બહુ ઇચ્છે છે. લોઢાંની બેડિયો પેહેરી હોય ને ખાવાને અનાજ ન મળતું હોય તોપણ જો સ્ત્રી પાસે હોય તો તે બેડીનું કે ભૂખનું દુઃખ બહુ નથી લાગતું, એવી એ સ્ત્રીરૂપ બેડીમાં મોહકશક્તિ છે. ઘણીવાર જીવને જોખમમાં નાંખનાર, સંસારમાં અપયશ કરાવનાર, સગાં સંબંધીમાં ક્લેશ કરાવનાર અને ચોરાશી લાખ જન્મ મરણના કારણરૂપ એજ સ્ત્રીરૂપ બેડી છે. આખું જગત્ એ બેડીમાં મજબૂત બંધાઇ ગયું છે. લોઢાની બેડીમાં પડેલું માણસ છુટે છે પણ સ્ત્રીરૂપ બેડીમાં બંધાયેલું માણસ કોઈ દિવસ પણ છુટતું નથી. આનીઉપર શિવપાર્વતીના સંવાદનું વચન પ્રથમ લખ્યું છે. જેવું કેઃ—

लोहदारुमयैः पाशैर्दृढबद्धो विमुच्यते ।
स्त्रीधनादिषु संसक्तो मुच्यते न कदाचन ॥

લોઢાની બેડીથી, લાકડાની હેડથી કે પાંજરામાં મજબૂત બાંધ્યો હોય તોપણ તે માણસ છુટે છે; પણ જે

માણુસ સ્ત્રી અને ધન આદિમાં બંધાયો હોય તે કોઇ દિવસ છુટતોજ નથી.

સ્ત્રીરૂપ બેડીનું એટલું બધું બળ છે. એ એક બેડીનું બંધન હોય છે તેની પાછળ વળી બીજી જીવતાં કોઈ દિવસ ન ટળે એવાં ધન, વૈભવ અને પ્રજાની બેડીનું બંધન પણ વળગે છે. એ સ્ત્રીરૂપ બેડીવિષે દત્તગીતામાં પણ લખે છે કેઃ—

**कुटिला दंभसंयुक्ता सत्यशौचविवर्जिता।**
**केनापि निर्मिता नारी बंधनं सर्वदेहिनाम् ॥**

કુટિલ એટલે ખળપણાથી ભરેલી, દંભ એટલે મિથ્યા ધર્મવાળી, જેમાં પવિત્રપણું કે સાચાઇ મુદ્દલ નથી એવી અને સર્વ પ્રાણીઓના બંધનરૂપ નારી કોણે નિર્માણ કરી હશે?

અજ્ઞાનદશામાં એ બંધનને બંધનરૂપે અભાગી લોકો દેખતા નથી. બીજાં બંધન તો થોડું દુઃખ કરે છે પણ આ તો દેહ રહે ત્યાંસુધી દુઃખી કરે છે ને ત્યારપછી પણ તેનો પ્રતાપ એવો જોરાવર છે કે તેનેલીધે અનેક જન્મમાં અનેક દુઃખો ને નરકની યાતનાઓનાં દુઃખો ખમવાં પડે છે. આટલામાટેજ નારી છે તેજ પ્રાણીમાત્રને બેડીરૂપ કહી છે. વિષયભોગને આધીન થયેલું મન જેનું હોય તેજ આ બેડીમાં બંધાય છે. પશુઓને તો પોતાનામાં હિતાહિત વિચારવાની શક્તિ નથી હોતી, પણ મનુષ્યોને તો તેવી શક્તિ છતાં પણ તેઓ પશુની પેઠે એ બંધનમાં ખુશીથી બંધાઈ રહે છે. કોઇ છોડવાની ઇચ્છા કરે તોપણ તેમાંથી છુટવાનું મન થતું નથી. જેમ કોઈ કમલ હોય તેમાં ભ્રમર બેઠો હોય, તે કમલ બિડાઇ જતું હોય ને તેથી

ભ્રમરનું મોત થાય તેમ હોય તેમ છતાં તેને કોઇ ખેસવે તોપણ ખસતો નથી ને કમલ બિડાઈ જવાથી તેમાં મરી રહે છે. કમલમાં પૂરાવાનું દુઃખ ન ગણકારવાનું કારણ જેમ તેની સુગંધ છે, એ સુગંધ દુઃખનું વિસ્મરણ કરાવી દેછે, તેમ સ્રીરૂપ બંધનથી થતાં દુઃખને ન ગણકારવાનું કારણ વિષયભોગાદિકની ઈચ્છા છે, તે ઇચ્છા દુઃખનું વિસ્મરણ કરાવી દેછે, તેથી માણસો બંધાઇ જાય છે. આ વિષયભોગની ઇચ્છા મનથી થાય છે માટે એ મનને વશ કરવાથી ભોગની ઇચ્છા ન થાય અને ભોગની ઇચ્છા ટળે એટલે સ્રીરૂપ બંધનથી બંધાવું પણ પડે નહિ. મન વશ કરવાવિષે આગળ લખી ગયા છિયે માટે અહિં નથી લખ્યું. તોપણ અહિં એટલું તો યાદ રાખવાનું છે કે, સંસારમાં બીજાં બંધન કશી ગણતીમાં નથી, બંધનમાં ખરૂં બંધન સ્રીજ છે; માટે એ બંધનથી મોકળો રહે તેજ મોકળો સમજવો.

જેમાં દીનપણું નથી તે વ્રતનું નામ દિવ્યવ્રત કેહેવાય. અર્થાત્ સ્રીને આધીન ન થઇ જવું એ દિવ્યવ્રત છે. કેમ કે સ્રીને આધીન જે થયો તેને બોધ થતો નથી અને તેનાં જ્ઞાન, કીર્તિ, વિદ્યા અને તેજ નાશ પામે છે, તથા તે અતિદીન થઇ જાય છે. એકાદશ સ્કંધમાં કહ્યું છે કેઃ—

किं विद्यया किं तपसा किं त्यागेन श्रुतेन वा ।
किं विवक्तेन मौनेन स्त्रीभिर्यस्य मनो हृतम् ॥

જેનું મન સ્રિયોએ હરી લીધું છે તેને વિદ્યાથી,

તપથી, ત્યાગથી, શાસ્ત્રશ્રવણથી, એકાંતથી અને મૌન રાખવાથી શું છે ? અર્થાત્ સર્વ નિષ્ફલ છે.

જે સ્ત્રીને આધીન નથી થયો તેનું જ્ઞાન, કીર્તિ, વિદ્યા અને તેજ વધે છે અને તેને સત્પુરુષના ઉપદેશથી સાચો બોધ પણ થાય છે. માટે જેમાં દીનપણું નથી એવો સદાચાર અને બ્રહ્મચર્ય પાળવું એ દિવ્ય વ્રત છે, અને તેથી આત્મજ્ઞાન થતાં મોક્ષની પ્રાપ્તિ થઇ શકે છે.

---

ज्ञातुं न शक्यं हि किमस्ति सर्वै-
योंषिन्मनो यच्चरितं तदीयम् ।
का दुस्त्यजा सर्वजनैर्दुराशा
विद्याविहीनः पशुरस्ति को वा ॥ १६ ॥

**अर्थ.**

शिष्य—कोइए पण जाणी न शकाय एवुं शुं छे ?

गुरु—स्त्रीनुं मन अने तेनुं चरित्र.

शिष्य—कोइथी न त्याग थई शके एवुं शुं छे ?

गुरु—भुंडी आशा.

शिष्य—पशु कोण केहेवाय ?

गुरु—जे विद्यावगरनो होय ते.

**टीका.**

કોઇ બુદ્ધિમાન્, કોઈ મૂર્ખ, કોઈ વિદ્વાન, અને કોઈ વિચારવાન એવા ઘણા પુરુષો આ જગતમાં છે, પણ કોઈને

સ્રીના મનની અને તેના ચરિત્રની ખબર પડતી નથી. દેવ અને દાનવો પણ સ્રીના મનને ને સ્રીના ચરિત્રને નથી જાણતા તો માણુસ તો ક્યાંથી જાણી શકે ? જ્ઞાની પુરૂષ હોય છે તે પણ માયાને, ત્રણ ગુણને અને ચૌદ લોકને જાણે છે પણ સ્રીના ચરિત્રને જાણતા નથી, કે જે અનર્થના મૂલરૂપ હોય છે. સ્રીનું મન અને તેનું ચરિત્ર નથી જણાતું તેથીજ ભલા ભલા તેમાં ભુલાવો ખાઈ ગયા છે. એના અવગુણવિષે (શિવપુરાણમાં કહ્યું છે કે:—

**अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता ।**
**अशौचं निर्दयत्वं च स्त्रीणां दोषाःस्वभावजाः ॥**

ખોટું બોલવું અથવા ઢોંગ કરવો, વિચાર્યાવિના કાંઇ કરી નાંખવું, ખોટી માયા બાંધવી, મૂર્ખપણું, અતિલોભ, અપવિત્રપણું અને નિર્દયપણું, એટલા સ્રિયોમાં સ્વભાવથીજ દોષ રહેલા હોય છે.

શ્રીભાગવતમાં કહ્યું છે કે:—

**सुधामयं वचो यासां कामिनां रसवर्धनम् ।**
**हृदयं क्षुरधाराभं प्रियः को नाम योषिताम् ॥**

જેનું વચન કામિઓને રસ વધારે છે પણ હૃદય જેનું સજીયાની ધાર જેવું છે, તેવી સ્રીઓનો કોણ પ્રિય છે, અર્થાત્ તેને કોઈ પ્રિય નથી.

ઉપરના દોષ કોઈના શીખવવાથી આવતા નથી, પણ એની મેળેજ આવે છે. તેઓ અનર્થનાં મૂળ છે, તેનાં ચરિત્ર જણાતાં નથી. અને એટલામાટેજ તેનાં

ચરિત્રને કોઇ ન જાણે એમ કહ્યું છે. સારાં ચરિત્રથી સુયશ મેળવનારી સદ્ગુણી સ્ત્રીયો જગતમાં હશે પણ તે થોડી છે અને તેની પણ ખબર તો પડતીજ નથી. વિદ્વાનો પણ એ વાતમાં અભિમાન રાખતાજ નથી.

જગતમાં જેટલા નામરૂપવાળા પદાર્થો છે તે સર્વે તજી શકાય છે, પણ એક દુરાશાને તજી શકાતી નથી. જે ખોટી મિથ્યા આશા બાંધવી તે દુરાશા કેહેવાય. એનું સ્વરૂપ આગળ આવી ગયું છે માટે અહીં વિસ્તાર નથી કર્યો. મનમાં જે જે ખોટા મનોરથ કરવા તે દુરાશા કેહેવાય. ઈંદ્રિયો અને મન વશ ન થયું હોય તેને દુરાશા થાય છે. એ દુરાશાનો ત્યાગ કરવો કઠણ છે. શ્રી શંકરાચાર્ય કહે છે કેઃ—

अग्रे वह्निः पृष्ठे भानू रात्रौ चिबुकसमार्पितजानुः ।
करतलभिक्षा तरुतलवासस्तदपि न मुंचत्याशापाशः ॥

આગળ અગ્નિ બળતો હોય, પછવાડેથી સૂર્યનો તાપ લાગતો હોય, રાત્રે ગોઠણીયાં વાળીને સુતો હોય, હાથમાં ભિક્ષા કરતો હોય ને ઝાડને તળે સૂતો હોય તેવો તપસ્વી પણ આશાપાશને છોડતો નથી.

સારાંશ એ કે આશા એવી બલવાન છે કે ત્યાગ કરીને ચાલી નીકળનારથી પણ છોડાઇ શકાતી નથી. અને એટલામાટે એ આશા તજવી ઘણી કઠણ છે. એ દુસ્ત્યજ આશાને જે તજે છે તે પોતાના સ્વરૂપને જાણનાર છે.

બીજા પશુઓ તો જગતમાં ઘણા છે પણ જે વિદ્યા વગરનો પુરુષ છે તે ખરો પશુ છે. તે ભલે ઘાસ

નથી ખાતો અને ભલે તેને શીગડાં કે પૂછડું નથી તોપણુ તે પશુસમાનજ છે. વિદ્યા જગતમાં અનેક પ્રકારની છે. એ બધી વિદ્યામાં બ્રહ્મવિદ્યા ઉત્તમ છે. જો બ્રહ્મવિદ્યાનો બોધ ન હોય તો બીજી જેટલી વિદ્યાનું જ્ઞાન હોય તે નિષ્ફળ થાય છે. ખરી વિદ્યા તે બ્રહ્મવિદ્યા સમજવી. બધી વિદ્યા ભણ્યો હોય પણ બ્રહ્મવિદ્યા ન ભણ્યો હોય તે પશુ સમાન છે. આકૃતિથી મનુષ્યનું શરીર હોવાથી પશુના જેવા દેખાય નહિ પરંતુ જે બ્રહ્મવિદ્યાને જાણનારા છે તેમાં અને જે નથી જાણુતા તેમાં ઘણો ફેર છે. જુવો ને એક સાકરનો કટકો અને બીજો ફટકડીનો કટકો એ બેય દેખાવમાં સરખા છે પણ સ્વાદમાં ઘણોજ ફેર છે. ઉંદરની લીંડી અને લીંડીપીપર એ બેય દેખાવમાં કંઇક સરખાં છે પણ સ્વાદમાં અને ગુણુમાં ઘણો તફાવત છે. હીરો અને કાચ સરખા દેખાય પણ મૂલ્યમાં બહુ ફેર છે. ચાક ને સોમલ સરખા દેખાય પણ તેનાં કાર્યમાં ફેર છે. આવી રીતે વિદ્વાનમાં અને અવિદ્વાનમાં ફેર છે. જ્યારે તે બેયની વાણી સંભળાય ત્યારે તેના ખરા રૂપની ખબર પડી જાય છે. તે વગર એકદમ નથી પડતી. ગમે તેટલી વિદ્યા ભણેલો હોય પણ જે બ્રહ્મવિદ્યા ન જાણુતો હોય તેને પોતાના રૂપની ખબર પડતી નથી ને તેને સમ-વિષમ દૃષ્ટિ મટતી નથી. ને જે બ્રહ્મવિદ્યાનો અનુભવી છે તે પોતાનું રૂપ જાણે છે ને તેને સમદૃષ્ટિ થઈ જાય છે. બ્રહ્મ-વિદ્યાથી હીન રહેનારાને પોતાના અમૂલ્યરૂપના આનંદનો અનુભવ નથી થતો ને તે સમજાતું નથી માટે તેને અકલ

વિનાના ઢોરનું રૂપક આપ્યું છે. જુવોને ઢોર ખીલે બાંધ્યું હોય તેની આગળ જઈને હજારો રુપૈયાની કિંમતનો હીરો ધરિયે તો કંઈ થાતું નથી અને તેની કિંમતને અને તેના ગુણને તે જાણતું નથી, પણ જો નીરણ નીરી હોય તેમાંથી એક દાંડું ઉપાડયું હોય તો તરત પુંફાડો નાંખી ધીંક મારવા દોડે છે. આનું કારણ એજ કે ઢોરને સારૂં નરતુ સમજવાનું જ્ઞાન હોતું નથી. તેમજ વિદ્યાવગરના માણસને પણ ખરૂં ખોટું સમજવાનું જ્ઞાન હોતું નથી, ને તેને પોતાના હીરાની કિંમતને પણ હઠાવે તેવા રૂપનો બોધ થઈ શકતો નથી. અને એટલામાટેજ જે વિદ્યા વિનાનો હોય તે મોટો પશુ છે.

---

वासो न संगः सह कैर्विधेयो
मूर्खैश्च पापैश्च खलैश्च नीचैः ।
मुमुक्षुणा किं चरितं विधेयम्
सत्संगतिर्निर्ममतेशभक्तिः ॥ १७ ॥

अर्थ

शिष्य—वास अने संग कोनी साथे न करवो ?

गुरु—मूर्ख, पापी, खल अने नीच साथे.

शिष्य—मुमुक्षुओए आचरवानुं ने करवानुं शुं छे ?

गुरु—सत्पुरुषनी संगति, ममतारहितपणु अने ईश्वरनी भक्ति.

टीका.

જ્યાં મૂર્ખ, પાપી, ખલ અને નીચ પુરુષો રહેતા

હોય અને જ્યાં સત્પુરુષોના વાસ ન હોય તે ઠેકાણે કોઇ દિવસ રેહેવું નહિ. વાસિષ્ઠસારમાં કહ્યું છે કેઃ—

**यस्मिन्देशे हि तत्त्वज्ञो नास्ति सज्जनपादपः ।**
**सफलः शीतलच्छायो न तत्र दिवसं वसेत् ॥**

જે દેશમાં તત્વને જાણનારો, ફલથી ભરેલો અને શીતલ છાયાવાળો સજ્જનરૂપ વૃક્ષ ન હોય ત્યાં કોઇ દિવસ રહેવું નહિ.

જે દેશમાં હજારો ફલને આપનારા વૃક્ષો હોય અને જે દેશમાં હજારો શીતલ છાયાવાળા વૃક્ષો હોય તે દેશમાં પણ જો સજ્જનરૂપ વૃક્ષ ન હોય તો તે બીજા વૃક્ષો અને વૃક્ષોવાળો દેશ કાંઇ ઉપયોગી થતું નથી. તેવા દેશોમાં રેહેવાથી કાંઇ પણ પોતાના કલ્યાણનું સાધન થતું નથી, પણ જ્યાં સત્પુરુષો રેહેતા હોય તેવા ધન્ય દેશમાં રેહેવાથી સુખશાંતિ મળે છે. માટે તેવે ઠેકાણે રેહેવું. તેના સમાગમથી લાભ થાય છે માટે તેઓ સદા સફલ છે. તેવા સુજનો માટે કહ્યું છે કેઃ—

**सदा संतोऽभिगंतव्या यद्यप्युपदिशंति नो ।**
**या हि स्वैरकथास्तेषामुपदेशा भवंति ताः ॥**

ઉપદેશ ન કરતા હોય એવા પણ સત્પુરૂષો પાસે જાવું. કેમ કે તેઓની જે સહજ વાતો હોય તે પણ ઉપદેશરુપ હોય છે.

સત્પુરુષોની સાધારણ વાતો પણ બોધ આપનારી હોય છે, કેમ કે આવા પુરુષ કાંઇ રાજાની, કોઇની

નાત-જાત કે કમાવા જાવાની વાત કરતા ન હોય. એ તો સદાય કલ્યાણ થાય તેવીજ વાતો કરતા હોય. માટે મૂર્ખ, પાપી, ખલ અને નીચની સોબતથી દૂર રહી જ્યાં સત્પુરૂષો વસતા હોય ત્યાં જઇ બેસવું. જે પુરુષ શાસ્ત્રનો અર્થ બરોબર જાણતો હોય પણ તેમાં લખ્યાપ્રમાણે સાધન કરતો ન હોય તે મૂર્ખ કેહેવાય. જેને સર્વે શાસ્ત્રનું જ્ઞાન હોય, ગુરુની પદવી લઇને બેઠો હોય અને શિષ્યને એવો બોધ કરે કે 'આટલું ખોટું જાણો અને પછી કરતા હો તે કરો. મિથ્યા જાણી લેવું એટલુંજ કામ છે' અને તે ઉપર દૃષ્ટાંતના શ્લોક ભણીને જે ઉંધે માર્ગે શિષ્યને ચડાવે તે પાપી સમજવો. કેમ કે સાધન, ધર્મબુદ્ધિ અને શ્રેષ્ઠ આચરણ વિના જ્ઞાન હોય નહિ અને જ્ઞાન વિના મોક્ષ હોય નહિ તથા સારાં કર્મવિના સારી ગતિ હોય નહિ. તેમ છતાં શિષ્યને તેવે સારે માર્ગેથી બેસવી નાંખે છે અને તેની વાસનાનો વિરામ થવા દેતો નથી એ કાંઇ થોડું પાપ નથી. એટલાજમાટે તે પાપી કેહેવાય. જે મહાંતપણું ધારીને બેઠો હોય પણ અંતરમાં દ્રવ્ય મેળવવાની વૃત્તિ હોય તેથી 'તેઓનું અકલ્યાણ થાય તો ભલે થાય પણ આપણો તો નિર્વાહ ચાલે છે' એમ વિચારી ગૃહસ્થોને ગમે તેવા ઉપદેશો આપે છે અને એમ કરી ધન એકઠું કર્યા કરે છે તે ખલ કેહેવાય. કેમ કે જે ખલ હોય તે મનમાં કાંઈ હોય ને મોઢે કાંઈ બોલે. જે પુરુષ સઘળી વિદ્યાથી સંપૂર્ણ છતાં જરાક જો તેમાં કામ હોય તો તે નીચ કેહેવાય. કેમ કે જરાક જો કામ હોય તો તેમાંથી મેરુ જેટલો મોટો થઈ પડે. અને પછી એ કામ વધવાથી 'શરીરનાં કૃત્ય શરીર કરે છે માટે

આપણે શું ' એવો નીચ વિચાર આવે અને તેથી નીચ કામ થયા વગર રહે નહિ, એટલામાટે તે નીચ કેહેવાય. શ્રીભગવાને પણ ત્રણ પ્રકારનાં નરકનાં દ્વારમાં કામને પ્રથમ ગણ્યો છે. જેમ કે:—

**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।**
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥**

કામ, ક્રોધ, અને લોભ, આ ત્રણ પ્રકારનું નરકનું દ્વાર છે, તે પોતાના આત્માને નાશ કરનારૂં છે, માટે એ ત્રણેયનો ત્યાગ કરવો.

કામ, ક્રોધ અને લોભ એ ત્રણેય નરકમાં લઈ જનારા છે. એ ત્રણેયમાં કામ તો સહુ કરતાં પેહેલું નરકનું દ્વાર છે. માટે એ કામનોજ નાશ પેહેલેથી કરી નાંખવો, અને એનેમાટે જે ઉત્પન્ન થવાનાં કારણો હોય તેને અટકાવવાં. શ્રીભગવાન્ કહે છે કે, " **सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते** " [ સંગથી કામ થાય અને કામ થયો એટલે ક્રોધ પણ થાય. ] માટે પેહેલેથી સંગજ કરવો નહિ. જેઓ સંગ કરે છે તેઓ કામી થાય છે અને જેઓ કામી થયા તે પછી મહા પાપી છે. અહીં શંકા થાય કે જેઓ અભણ હોય તેમાં તો તેવા દોષ હોય પણ ભણેલામાં મૂર્ખપણા આદિ દોષ કેમ ઘટે ? તો તેનું સમાધાન એ કે જેઓ ભણેલા નથી તે તો બિચારા સમજ્યા વિના કરે છે, જેઓ હઠીલા હોય તે કોઇ સારૂં બતાવે તોપણ તે કરે નહિ, ને કેટલાક કોઈ કેહે તો નરતાં આચરણ મેલીદે; પણ જેઓ ભણેલા હોય તેઓ તો બીજાનું માને નહિ, પોતાને સૂજે નહિ, જાણે તે પ્રમાણે કરે નહિ અને ઉલટા બીજા દીન માણસને સંસારના

અંધારા કુવામાં ઉતારે. માટે ખરું જોતાં તો એવા પુરુષોજ ખલ, મૂર્ખ, નીચ અને પાપી છે. કેમકે પોતાના કલ્યાણ માટે અને બીજાને સારો બોધ આપવાને વિદ્યા શીખેલી હોય તેનો ખોટો ઉપયોગ કરનારાને જે કહીયે તે ઘટે છે. માટે એ પોતાને અર્થે બીજાને બુડાડનાર પાપી ચાંડાલોનો સંગ કરવો નહિ, પણ સારી વિદ્યા ભણેલા હોય, ભણીને તે પ્રમાણે સારે આચરણે ચાલતા હોય અને જેવું કલ્યાણનું સાધન જાણતા હોય અને જે પ્રમાણે પોતે વર્તતા હોય તેજ પ્રમાણે બીજાને પણ તેના કલ્યાણમાટે બોધ કરતા હોય તેવા સત્પુરુષનો સંગ કરવો કે જેથી વ્યવહાર અને પરમાર્થ બન્ને સુધરે ને જન્મ-મરણનો ફેરો ટળે.

મુમુક્ષુ માણસે સત્સંગ કરવો, મમતા રહિત થવું અને ઈશ્વરભક્તિ કરવી, એવિષે આગળ લખાઈ ગયું છે. માટે અહીં વિસ્તાર કરવાની જરૂર નથી. ટુંકામાં એટલુંજ કે સર્વે કલ્યાણનાં સાધન કરાવે, વ્યવહારના પ્રપંચમાંથી ને સંસારનાં દુઃખમાંથી છોડાવે અને પરમ નિવૃત્તિની પ્રાપ્તિ કરાવે એવા સત્પુરુષના સંગનું નામ સત્સંગ કેહેવાય. જેઓ સત્પુરુષો હોય તેઓ તેવાજ હોય. તથાપિ અહીં આમ બોલવાનું કારણ એજ છે કે, જગતમાં બુદ્ધિના બલિયા પુરુષો ઘણી વિદ્યા ને વેદશાસ્ત્ર ભણે છે અને એ ભણીને માણસોને સંસારમાં બોળે છે. એવાને કોઇ કાંઈ કેહેવા જાય તો ઘણા શ્લોકો બોલી જાય ને દૃષ્ટાંત ઉપરા ઉપર લઇ આવી પંડિતાઇ દેખાડી ગાળી દે ને આંખ્યો વિંચીને 'અહં બ્રહ્માસ્મિ' બોલે, પરંતુ માહીલી કોર તો હજારો પ્રપંચ ભર્યા હોય તેથી કોઈનું કયું કરે નહિ ને કેહેનારાને મૂર્ખમાં

ગણી કાઢીને પોતે જેમ કરતા હોય તેમ કર્યાં કરે અને અજ્ઞાની કરતાં પણ વહેવારના પ્રપંચ વધારે ડોળે. આવા ઢોંગીઓના ઉપરના દેખાવથી મોહ પામીને ભૂલ ન ખવાય એટલામાટે સત્પુરુષને ઓળખવવા ને તેના સંગને ઓળખાવવા કેહેવું પડે છે. કદી કોઇને શંકા થાય કે એવા ખોટા જ્ઞાનિયો હમણાંથી થયા છે કે આગળથી ચાલ્યા આવે છે? તો તેનો ઉત્તર એ કે એવા મિથ્યાજ્ઞાનિયો પણ જગત્ થયું છે ત્યારથી ચાલ્યાજ આવે છે. જેમ શરીર ઉત્પન્ન થાય છે ત્યારે તેમાં મુખ આદિ સારાં દ્વાર તેની સાથે ઉત્પન્ન થાય છે અને મળોત્સર્ગ કરવાનું નઠારૂં પણ સાથેજ ઉત્પન્ન થાય છે; તેમ જ્ઞાનિયો જગતમાં થાય છે તે સાથે મિથ્યાજ્ઞાનિયો પણ થાય છે માટે એવા મિથ્યાજ્ઞાનિયો જેઓ સાધનવિના ખોટી ખોટી વાતો કરે છે તેનો સંગ તજી દેવો. એનો સંગ કલ્યાણ કરતો નથી. અપરોક્ષાનુભૂતિમાં કહ્યું છે કેઃ—

कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः ।
तेप्यज्ञानतया नूनं पुनरायांति यांति च ॥

બ્રહ્મની વાતો કરવામાં તો મહા હોશીયાર હોય પરંતુ સદાચાર અને વર્ણાશ્રમના શુભ ધર્મ પાળતા ન હોય તથા સ્ત્રીપુત્રાદિકમાં પ્રીતિવાળા હોય તેઓ પણ ખરેખર અજ્ઞાનપણાથી જન્મ્યા કરે ને મર્યાં કરે છે.

આવા ઉપરથી બ્રહ્માની વાતો કરનારા અને અંતરમાં વિષયોથી ભરેલા અજ્ઞાની પુરુષો સંગ કરવા યોગ્ય નથી, કહ્યું છે કેઃ—

**सांसारिकसुखासक्तं ब्रह्मज्ञोस्मीति वादिनम् ।**
**ब्रह्मकर्मोभयभ्रष्टं तं त्यजेदंत्यजं यथा ॥**

સંસારમાંના સ્ત્રીપુત્રાદિકના સુખમાં આશક્ત રેહેનારો અને હું બ્રહ્મ છું એમ મોઢેથી બોલનારો છતાં બ્રહ્મથી અને વર્ણાશ્રમના કર્મથી ભ્રષ્ટ થયેલો હોય તેને અંત્યજ કેહેતાં ચાંડાલની પેઠે તજી દેવો.

આવાં સંસારમાંના સુખમાં આસક્તિ રાખનારા અને બ્રહ્મજ્ઞાનથી તથા કર્મથી ભ્રષ્ટ થયેલા પુરુષો બીજા સંગ કરનારાઓનું શું કલ્યાણ કરે? કેમ કે તેઓ પોતાનું કશું કલ્યાણ જાણતા નથી અને તેથી તેઓ અંતે દુઃખને ભોગવે છે. કહ્યું છે કેઃ—

**यस्याभिमानं मोक्षेपि देहेपि ममता तथा ।**
**न वा ज्ञानी न वा योगी केवलं दुःखभागसौ ॥**

જે પુરુષને હું મુક્ત થયો છું એવું અભિમાન પણ હોય અને દેહનેવિષે પણ મમતા હોય તે પુરુષ જ્ઞાની પણ નહિ અને યોગી પણ નહિ. એ કેવલ દુઃખ ભોગવનાર જ સમજવો.

દેહમાંની મમતા જેની ન ટળી હોય એવા અને હું મુક્ત થયો છું એવા અભિમાનવાળા પોતાની મમતાનો અને અભિમાનનો નાશ ન કરી શકયા હોય ત્યાં બીજાને સારો બોધ શું કરી શકે? પોતે દુઃખમાં પડ્યા હોય ત્યાં બીજાને શું છોડાવી શકે? માટે એવા પુરુષોની પાસે પણ જવું નહિ. મિથ્યા જ્ઞાનીનો ડોળ ઘાલનારા અને મોઢેથી માત્ર

બોલનારા જગતમાં ઘણા છે અને ખરા જ્ઞાનીઓ કોકજ વખતે મળી શકે છે. કહ્યું છે કેઃ—

**बुभुक्षुरपि संसारे मुमुक्षुरिव लक्ष्यते ।**
**भोगमोक्षनिराकांक्षी विरलो हि महाशयः ॥**

જેને સંસારના ભોગ ભોગવવાની ઈચ્છા હોય એવો પુરુષ પણ મુમુક્ષુ જેવો લાગે છે, પરંતુ જેને ભોગ અને મોક્ષ એ બેયમાં ઈચ્છા ન હોય એવો મોટા મનવાળો પુરુષ જગતમાં વિરલ છે.

ભોગ ભોગવવાની તૃષ્ણા અંતરમાં ઘણી હોય પરંતુ તે મળતા ન હોય ને મેળવી શકાય તેવી શક્તિ ન હોય એવા કંગાળ પુરુષો પણ મુમુક્ષુના જેવા થઇને ફરે છે પણ તે મુમુક્ષુ ન સમજવા. જે ખરા મુમુક્ષુ હોય છે તેની સંખ્યા ઘણી થોડી છે અને તેથી સત્સંગ થવો પણ ઘણો કઠણ છે. કેમ કે ગીતામાં શ્રીભગવાન્ કહે છે કેઃ—

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥**

હજારો મનુષ્યમાં કોકજ માણસ સિદ્ધિને માટે યત્ન કરે છે. અને એવા સિદ્ધિનેમાટે યત્ન કરનારા સિદ્ધ પુરુષોમાં પણ મને તત્વથી જાણનાર કોકજ છે.

સિદ્ધિનેમાટે યત્ન કરનારા થોડા હોય છે ને તેમાં પણ ઈશ્વરનું સ્વરૂપ જાણનારો તો કોકજ હોય છે. આવા પુરુષો બીજાની પેઠે ચારેકોરે રખડતા નથી, માટે બરોબર ઓળખીને પછી સત્સંગ કરવો જેથી પોતાનું કલ્યાણ થાય. આ પ્રમાણે એક સત્સંગ કરવો ને બીજી મમત્વ રહિત

થઇ ઇશ્વરભક્તિ કરવી. જે દેવની ભક્તિ કરતા હોઇએ તે દેવપ્રમાણેજ બીજા દેવને પણ જાણવા પણ એક ભારે ને એક હલકો એમ ન જાણવું ને ખોટા વાદવિવાદ ન કરવા. કેમ કે નામરૂપ તો બધાં કલ્પેલાં છે. પરંતુ તેમાં જે ચૈતન્ય રહેલું છે તે અખંડ અને સરખું છે. માટે ઉપરનાં નામરૂપ ઉપરથી તાણાતાણ રાખવી નહિ. જેને જે નામરૂપઉપર આસ્થા બેઠી હોય તેણે તેની ભક્તિ કરવી. પરંતુ હરિ અને હરવિના બીજા કોઇ દેવની ભક્તિ કરવી તે વિધિ-પૂર્વક ભક્તિ કેહેવાતી નથી. ગીતામાં કહ્યું છે કેઃ—

येप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ।
तेपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥

જે બીજા દેવતાઓને શ્રદ્ધાસહિત સેવે છે તે ભક્તો પણ હે અર્જુન ! વિધિવગર મનેજ સેવે છે.

આવી રીતે હરિ–હર વગર જે ભક્તિ કરવી તે વિધિ-વગરની છે માટે વિધિપૂર્વક કરનારાએ હરિહરનીજ ભક્તિ મમતાવગરની કરવી. શિવગીતામાં પણ ઉપરનો શ્લોક રામચંદ્રજીને કહેલો છે ત્યાં પણ બીજા દેવની ભક્તિ વિધિ-વગરની છે એમજ કહ્યું છે. કદી હરિ અને હર વગર બીજાજ દેવની ભક્તિ કરવાની ઇચ્છા હોય તો તેમાં કાંઈ હરકત નથી કેમ કે જેવા દેવની ભક્તિ કરવામાં આવેછે તેવું ફલ મલેછે. પણ એક ઈશ્વરની ભક્તિ છે તે સર્વોત્તમ છે. તે સાથે સર્વ પ્રકારે અભિમાન છોડી દેવું અને સત્પુ-રુષનો સંગ કરવો.

———

लघुत्वमूलं च किमर्थितैव
गुरुत्वबीजं [1]पदयाचनं किम् ।
जातोस्ति को यस्य पुनर्न जन्म
को वा मृतो यस्य पुनर्न मृत्युः ॥ १८ ॥

अर्थ

**शिष्य**—हलकाइनुं मूल शुं ?

**गुरु**—अर्थिपपणुं एटले मागणपणुं छे ते.

**शिष्य**—मोटाइनुं मूल शुं ?

**गुरु**—पोतानुं पद मागवुं ते.

**शिष्य**—उत्पन्न थयो कोण केहेवाय ?

**गुरु**—जेनो फरीने जन्म न थाय ते.

**शिष्य**—मुवो कोण केहेवाय ?

**गुरु**—जेनुं फरीने मृत्यु न होय ते.

टीका.

અર્થીપણું એટલે માગવું એ હલકાઇનું મૂલ છે. ગમે તેવું તેજ અને ગમે તેવી મોટાઈ હોય પણ કોઇ પાસે કંઇ માગવાથી તે ઓછાં થઇ જાય છે. ગમે તો તુચ્છ જેવો હલકો પદાર્થ હોય કે ગમે તો કાંઈ ભારે પદાર્થ હોય પણ તેને માગવાથી હલકાઇ થાય છે. જેને માગવાની ઇચ્છા થઈ હોય તેને પછી સારું-નરતું ઠેકાણું જાણવાની પણ

---

१ यदयाचनं [ માગવું નહિ તે ] એવો પણ પાઠ છે.

સ્મૃતિ રેહેતી નથી. કોઇ સારો ભણેલો બ્રાહ્મણ હોય પરંતુ તેને દ્રવ્યાદિક માગવાની ઇચ્છા થાય તો સારું–નરતું નહિ વિચારતાં નીચમાં નીચ હોય ત્યાં જઇને પણ યાચના કરે ને તેને સ્તુતિ કરી રીઝવે. જો વિચારિયે તો સિદ્ધ થાય છે કે, બ્રાહ્મણના દેહને માગવામાટે નીચની સ્તુતી કરવી એ શું થોડી હલકાઇ છે? માટે કોઇ પાસે કંઈ માગવું એમાં કશી મોટાઈ છેજ નહિ. કદી કોઇ બ્રાહ્મણ ન હોય ને તેથી ઉતરતો કોઇ વર્ણ હોય અથવા છેક શૂદ્ર હોય તો તે પણ માગવાથી હલકો થાય છે. વળી માગવું તે કાંઇ વિષયનેમાટે માગવું પડે છે અને એમ વિચારતાં પણ વિષયાધીનપણું હોવાથી હલકાઈ પ્રાપ્ત થાય છે માટે માગવું કે માગવાની ઇચ્છા એ બેય હલકાઇ આપનારાં છે. કહ્યું છે કેઃ–

देहीति वचनद्वारा देहस्थाः पंच देवताः ।
तत्क्षणादेव नश्यंति धीश्रीह्रीशांतिकांतयः ॥

આપો એ રીતે વચન બોલતાં તેની સાથે તરતજ દેહમાં રહેલ બુદ્ધિ, શોભા, લાજ, શાંતિ અને કાંતિ એ પાંચ દેવતા નાશ પામે છે.

માટે સર્વ પ્રકારે માગવું એ હલકાઇનું કારણ છે. જેઓ ઈશ્વરાવતાર કેહેવાઈ ગયા છે તેને પણ માગવાથી હલકાઇ આવી છે ત્યારે માણસની શી વાત કરવી? ચૌદ લોકના ધણી શ્રીભગવાનને પણ બલીરાજાને ઘેર માગવા જાવું હતું તેથી વામનરૂપ ધારણ કરી હલકું થવું પડ્યું હતુ. આ પ્રમાણે માગવું એ હલકામાં હલકું છે અને એટલા-

માટેજ તેને હલકાઈનું મૂલ કહ્યું છે. 'ભીખને માથે ભટ' એ કેહેવત પણ એવુંજ સૂચવે છે.

આવી રીતે કંઈ પણ માગવું તે હલકાઇનું કારણ છે તોપણ ગુરુપાસે જઇને સ્વપદની યાચના કરવી એ હલકાઇનું કારણ નથી. પોતાનું સ્વરૂપ ઓળખવામાટે જે યાચના કરવી પડે તે તો ઉલટું મોટાઇનું કારણ છે. સંસારના વિષયભોગને મેલીને સત્પુરુષો પાસે સદ્ગુણ, સદાચાર અને આત્મસ્વરૂપને સંપાદન કરવાની યાચના સુખેથી કરવી જોઇએ. કોઇ ધનવાન્ માણુસ પાસે ઘણું ધન દાટેલું હોય તે ધન પોતાને મરવાને વખતે છોકરો બાલક હોવાથી 'તે મોટો થાય ત્યારે તેને તે ધન દેખાડજો.' એમ કહીને પોતાના સદ્ગુણી માયાવાળા પાડોશીને પુત્રને પાસે રાખી સોંપી જાય અને પછી તે ધન છોકરો મોટો થઈને પોતાનાં પ્રેમી પાડોશીપાસે માગે તો શું તે માંગ્યું કેહેવાય? ન કેહેવાય. તેવીજ રીતે ગુરુપાસે પોતાનું સ્વરૂપ ઓળખાવવા યાચના કરી સ્વરૂપને માગવું તે માગવું ન કેહેવાય અને તેથીજ તે મોટાઈનું મૂલ છે. સ્વપદને જાણવાથી ઉત્તમ મોક્ષપદ મળે એથી બીજી મોટાઈ કાંઇ છેજ નહિ. અને છે તે માત્ર ઝાંઝવાના પાણી જેવી નામમાત્ર છે.

પાઠ ફેરમાં ન માગવું એ મોટાઇનું કારણ કહ્યું છે તે સત્ય છે. કેમ કે માગવાથી સર્વ પ્રકારનું માન ઘટે છે અને માન ઘટે એટલે હલકાઈ એનીમેળે પ્રાપ્ત થાય છે. જેઓ દીન થઇ ગયા હોય અને લાચાર થઇ ગયા હોય તેજ માગે છે. મોટા પુરુષો કોઈ પાસે માગતા નથી. તેઓ

દુર્બલ સ્થિતિમાં આવી જાય તોપણ માનમાંજ રહે છે. ભુખ્યો સિંહ જેમ ખડ ખાય નહિ તેમ મોટાઈવાળો પુરુષ કોઈપાસે માગે નહિ. જે માગે છે તે નથી જાણતા પણ નથી માગતા તેજ માગવું એ કેટલી હલકાઈ છે, તે જાણે છે. જેને પરમેશ્વરે માગવું ન પડે એવી ધનિક સ્થિતિ આપી છે અથવા ધનિક સ્થિતિ હોય કે ગરીબ સ્થિતિ હોય પણ જેને કોઈ પણ વિષયની ઇચ્છા ન રહે અને તેને લીધે તે માગવા ન પડે તેવી સંતોષવાળી વૃત્તિ આપી છે તેજ સંસારમાં મોટો ભાગ્યશાળી છે. જેઓ વિષયની ઇચ્છા ન થાય કે માગવા ન પડે તેવા સંતોષી કે વૈરાગી નથી તેઓ ધનથી મોટા હોય તોપણ તે મોટા નથી. સંતોષથી અને વૈરાગ્યથી અંતર્વૃત્તિ રાખનારાજ જગતમાં મોટા છે અને તેજ લોકો બીજાને મોટાઈ શીખવે છે. અને મોટાઈ શીખવીને પણ પોતે મોટા બને છે તેનેજ ધન્ય છે.

જેને ફરીને જન્મ ન લેવો પડે તે ખરો જન્મેલો કેહેવાય. જ્ઞાનવગર પુનર્જન્મ મટતો નથી માટે જ્ઞાનિયોનું જન્મવું ખરું છે. જેનો જન્મ થાય છે તેને **जायते अस्ति वर्द्धते विपरिणमते अपक्षीयते विनश्यति ।** ( જન્મે છે, વૃદ્ધિ પામે છે, જુવાન થાય છે, વૃદ્ધ થાય છે અને નાશ પામે છે. ) આ છ વિકારો વળગે છે. આ છએ વિકાર ભૌતિક શરીરમાં છે, પોતાના શુદ્ધ સ્વરૂપ સાથે તેને કશું લાગતું વળગતું નથી, એમ અનુભવ કરી સુખદુઃખના દ્રષ્ટા થઇને જ્ઞાનિયો વર્ત્તે છે. એવા જ્ઞાનિયોને ફરી જન્મ લેવો પડતો નથી માટે તેનુંજ જન્મવું ખરું છે. જેઓ એક ફેરે જન્મીને વારંવાર જન્મ લેવા પડે તેવાં સાધનો કરે છે તેનું જન્મવું

સાવ નિષ્ફલ છે અને જેવો એક ફેરે જન્મીને ફરી ફરી જન્મ લેવાનું ટાળી દેછે તેનું જન્મવું સફલ છે. જન્મવું એટલે માતાના પેટમાંથી નીકળવું તે નહિ; પરંતુ માયામાંથી નીકળવું તે ખરું જન્મવું કેહેવાય. જ્ઞાનિયો માયાના પેટમાંથી નીકળી જાય છે અને તે શિવાય બીજા માયાના પેટમાં પડ્યા રહેછે. જે માયામાંથી નથી છુટયો તે માના પેટમાંથી જન્મ્યો હોય તોપણ નથી જન્મ્યો એમ સમજવું. જેમ કોઇ પક્ષીને ઇંડું અવતરે તે ઇંડું જન્મ પામ્યું ખરું પણ જ્યાંસુધી એ ઇંડું ફુટીને માંહીથી બચ્ચું બહાર ન આવ્યું હોય ત્યાંસુધી તે જન્મ્યું હોય તોપણ ન જન્મ્યા જેવુંજ છે. જ્યારે ઇંડામાંથી નીકળે ત્યારે તે ખરું જન્મ્યું કેહેવાય. આ પ્રમાણે માતાના પેટમાંથી જન્મ્યો હોય તે જન્મ્યો ન કેહેવાય પણ જેથી અનેક જન્મ લેવા પડે છે તેવી માયામાંથી જે નીકળે તે જન્મ્યો કેહેવાય, કેમ કે તેને ફરીને માતાને પેટે બીજો અવતાર લેવો પડતો નથી અને તેથી તેનું જન્મવું નિષ્ફલ નથી.

જેને ફરીને મૃત્યુ થતું નથી તેજ ખરો મુવેલો જાણવો. એક ફેરે જન્મીને મુવા પછી ફરીને જન્મવું પડે તો વળી ફરીને મરવું પણ પડે, માટે એમ વારંવાર જેને મરવું પડે છે તેનું મરવું પણ નિષ્ફલ છે. ખરો મુવેલો તો જ્ઞાનિ સમજવો; કેમ કે તે વિદેહ થઇ જવાથી તેને ફરીને જન્મવું પડતું નથી અને તેથી તેને મરવું પણ હોય નહિ. બાકીના જેટલા મરે છે તેટલા બધાય દેખવામાં મરે છે, તેને પછવાડે રડાપીટ થાય છે પણ તે બધા પાછા જન્મ લેવામાટેજ મરે છે ને પ્રારબ્ધપ્રમાણે ફરીને વળી

મરવામાટે દેહ ધરે છે. પ્રાકૃતમાં પણ ઘણાં માણસો કોઇ મરી જાય ત્યારે 'ફલાણો પાછો થયો' એમ બોલે છે. વિચાર કરતાં આ વાત ખરી છે, કેમ કે મરે છે તે પાછો જન્મ્યાવગર રેહેતો નથી. મહાવાક્યનો વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ લક્ષણથી સારી રીતે જાણીને જે જીવન્મુક્ત થાય છે તે છતે દેહે દેહવગરનો સમજવો, કેમ કે તેનો દેહ દેખાય છે પણ દેહનું કૃત્ય કાંઈ થતું નથી. બળેલ લુગડાની રાખ જેમ લુગડાં જેવીજ દેખાય પણ તે વાપરવામાં કામ ન લાગે તેમ જ્ઞાનીનો દેહ પણ દેખવામાત્ર છે, તે કાંઇ કૃત્ય કરતો નથી, માટે ખરું મરવું તો જ્ઞાનીનુંજ કેહેવાય કે જેને દેહ પડ્યા પછી ફરીને દેહ ધરવો પડતો નથી.

---

मूकोस्ति को वा बधिरश्च को वा
युक्तं न वक्तुं समये समर्थः ।
तथ्यं सुपथ्यं न शृणोति वाक्यं
विश्वासपात्रं न किमस्ति नारी ॥ १९ ॥

अर्थ.

शिष्य—मूंगो कोण केहेवाय ?

गुरु—समयप्रमाणे जे घटे तेवुं न बोली शके ते.

शिष्य—बेहेरो कोण केहेवाय ?

गुरु—जे वाक्य खरूं अने हितरूप होय ते वाक्यने न सांभळे ते

**शिष्य**—विश्वासने पात्र कोण नथी ?

**गुरु**—स्त्री विश्वासपात्र नथी.

જગતમાં જેને મુદ્દલ વાણી ન હોય એવા મૂંગા ઘણા હોય છે; પરંતુ મૂંગો તો તેજ કે જેને વખત પ્રમાણે શાસ્ત્રનાં પ્રમાણો સહિત બોલતાં આવડતું ન હોય. ગમે તેવી શુદ્ધ ભાષા જાણતો હોય અને ગમે તેવી વાણીમાં ચતુરાઇ હોય પણ જેના મોઢામાંથી સમયને અનુકૂલ, વિવેકથી ભરેલું અને સારો માર્ગ દેખાડનારું વચન ન નીકળે તે માણુસ બોલતાં આવડતું હોય તોપણ મૂંગોજ છે, કેમ કે તેની વાણી મૂંગાની વાણીની પેઠે નકામી છે. એટલા-માટે તેવા હોય તેનેજ મૂંગા કહેવા યોગ્ય છે.

જે માણુસ સાચાં અને હિતકારક ગુરુઆદિનાં વચનો સાંભળતો નથી તે બેહેરો સમજવો. જગતમાં શબ્દ ન સાંભળી શકે તેવા બેહેરા ઘણા છે, પણ ખરો બેહેરો તો તેજ કે પોતાના હિતનું વચન સાંભળી શકતો નથી. ગમે તેટલાં પુસ્તકો કે ગમે તેવી વાતો સાંભળવામાં વખત જતો હોય પરંતુ જેણે પોતાના હિતની વાતો કે શાસ્ત્રો ન સાંભળ્યાં અને હિતનાં વચનો ન સાંભળ્યાં તે છતે કાને પણ બેહેરો સમજવો. કાને બેહેરા થયેલા લોકો બિચારા હિતનાં વચન નથી સાંભળી શકતા તેમ અહિતનાં વચનો પણ તે સાંભળી શકતા નથી, પરંતુ જેઓ બેહેરા નથી તેઓ હિતનાં વચન નહિ સાંભળતાં માત્ર અહિતનાંજ વચનો સાંભળે છે, માટે આવા સાંભળતા કરતાં બેહેરા લોકો વધારે સારા ને ભાગ્ય-શાળી ગણાય. કેટલાક કાંઇ હિતનાં વચનો કાનથી સાંભળે

છે તોપણ તેને કાનમાંથી તરત કાઢી નાખે છે. જેમ બેહેરા પાસે જેટલું બોલિયે તેટલું તેના કાનમાં રેહેતું નથી તેમ કેટલાકને હિતનાં વચનો બેહેરાની પેઠે કાનમાં રહેતાં નથી તેમ તેવાં હિતનાં વચનો તેમને ગમતાં પણ નથી. શિવગીતામાં કહ્યું છે કેઃ—

न गृह्णाति वचः पथ्यं कामक्रोधादिपीडितः ।
हितं न रोचते तस्य मुमूर्षोरिव भेषजम् ॥

કામક્રોધાદિક મહાદોષથી પીડાએલો જીવ પથ્ય વચનને ગ્રહણ કરતો નથી, કેમ કે જેમ મરવા પડેલાને હિતકારક ઓસડ ગમતું નથી તેમ તેને હિતકારક વચન ગમતું નથી.

જેઓનુ મૃત્યુ આવ્યું હોય તેઓને ગમે તેટલાં ઓસડ કોઇ આપે તો તે ગમતાં નથી ને ગુણ પણ કરતાં નથી તેવી રીતે જેઓ સંસારનાં દુઃખ ખમવાના પાત્ર થવાના હોય તેઓને હિત વચન ગમતાંજ નથી અને કોઈ પરાણે કહે તો તેને તે ગુણ કરતાં નથી. એટલામાટે જે સાચાં અને હિતનાં વચન કે જેથી પોતાનાં અસંખ્ય દુઃખ ટળી જાય તેને નથી સાંભળતો તેજ ખરો બેહેરો છે.

સ્ત્રી વિશ્વાસ કરવા યોગ્ય નથી માટે પુરુષે તેનો વિશ્વાસ કરવો ન જોઇએ. એના દુષ્ટપણાની કે એના અંતઃકરણની વાત જાણવામાં આવતી નથી. ઉપરથી કાંઈ દેખાતું હોય ને મનમાં કાંઈ હોય, માટે સઘળી સ્ત્રીઓ વિશ્વાસલાયક નથી. ભાગવતમાહાત્મ્યમાં લખ્યું છે કેઃ—

स्त्रीणां नैव तु विश्वासं मृतानां कारयेद्बुधः ।
विश्वासे यः स्थितो मूढः सः दुःखैः परिभूयते ॥

મરેલી સ્ત્રીઓનો પણ વિદ્વાન્ માણસ વિશ્વાસ કરતો નથી કેમ કે જે મૂઢ માણુસ વિશ્વાસપર રહે છે તે દુઃખોથી પરાભવ પામે છે. [ એવિષે એક દૃષ્ટાંત નીચે આપિયે છિયે. ]

ગુજરાત દેશમાં વેત્રવતીને કાંઠે એક શેહેર હતું તેમાં ધનશા નામે વાણીયાની એક બેન રેહેતી હતી. ધનશા દક્ષિણ દેશમાં વેપાર કરવા ગયો હતો તે ત્યાંથી કેટલુંક ધન કમાઇને વળતાં પોતાની બેનને ગામ આવ્યો. ઘેર આવીને પોતાની પાસે નાણાંનું પોટલું હશે તે બેનને સાચવવા આપ્યું. નાણું છે એ ઘણા અનર્થને કરનારું છે. આ નાણું જોઇને બેનના મનમાં ભાઇને મારી નાંખીને નાણું લઈ લેવાનો અનર્થ ઉપજયો. દિવસે રસોઈ પાણી કરી પોતાના ભાઇને ને છોકરાને જમાડ્યા અને રાતે ઓશરીમાં બેયને ખાટલા નાંખી આપ્યા. ધનશા બિચારો સવારમાં ઉઠીને બેનની રજા લઈ ઘેર જાવાનો વિચાર કરતો હતો; પણ તેની બેન તો જો તે ઉંઘી જાય તો તેને મારી નાંખવાનો વિચાર કરતી ઘરમાં તેને દાટવાસારુ ખાડ ખોદતી હતી. હવે ધનશા ખાટલે સૂતો છે ને પડખે ભાણેજ સૂતો છે. ખાટલામાં માકડ ઘણા તેથી ધનશાને ઊંઘ ન આવવાથી સળસળવા માંડ્યો. ભાણેજે તે જોઈ મામાને કહ્યું કે, મામા ! તમને માકડ કરડતા હશે તેથી એ ખાટલે ઊંઘ નહિ આવતી હોય માટે આ મારે નવો ખાટલો છે તે ઉપર સુવો. બિચારો અજાણ્યો ભાણેજ મામાના સારામાટે મામાને ખાટલે સૂતો. આ વાતની ખબર ધનશાની બેન ખાડો ખોદવામાં રોકાએલી તેથી સમજી શકી નહિ. એ ખાડો ખોદી રહી ત્યાં મામો–ભાણેજ ઊંઘી ગયા. આ લાગ

જોઈને બારણે આવીને જે ખાટલા ઉપર પોતાનો ભાઈ ધનશા સુવાડ્યો હતો તે ખાટલે જઈને પોતાનો પુત્ર છે તેને ધનશા સમજીને મારવાનો વિચાર કર્યો. મનમાં તો તે ધનશાને મારવો છે એમ ધારી રહી છે ને તે ઠેકાણે પુત્ર સૂતો છે તેની તેને ખબર નથી. પેહેલાં ધનશા મોતની પથારિયે હતો ને હવે તેનો ભાણેજ થયો. પણ દૈવની ગતિ વિપરીત છે. 'ખોદે તે પડે' એ વાત પણ કાંઈ ખોટી નથી પડતી. જેવી તે ધનશાની ચંડાલ બેન ધનશા જાણીને પોતાના પુત્રને મારવા જાયછે તેવીજ કોઈ મણિધર કાળા નાગે ફૂટકાવી તેથી નીચે પડી મરણ પામી.

વિચાર કરો કે 'જો તેને સર્પ કરડ્યો ન હોત તો તે પોતાને હાથે ધનને માટે અજાણતાં પુત્રને મારત અને કદિ પુત્રનો ખાટલો બદલી ન ગયો હોત તો ભાઈનું તો જરૂર મોતજ હતું. આ પ્રમાણે સ્ત્રિયોનાં છાનાં કૃત્યો હોય છે કે જેનો પાર નથી પમાતો અને જાણવામાં આવતાં નથી. એ વિષે આગળ ઘણું કહ્યું છે માટે અહિં ટૂંકામાં સમજી લેવું. સંબંધિયોમાં કલેશ કરાવવો, ભાઈઓને વઢાડી મારવા, પોતાથી મોટેરાં કે નાનેરાં પાસે કામ કરાવી પોતાને બેશી રેહેવું, પારકી ચોવટ કરવી, પોતાનું પારકૂં એવો ભેદ રાખવો, કોઈનાં કલેજાં બળે તેવાં વેણ બોલવાં, ઝાઝું ઉંઘવું, લુગડાં કે ઘરેણાંસારુ ધણીનું લોહી પીવું, સમ ખાવા, ગાળો દેવી, રાત દિવસ રોવું, મર્યાદા મેલીને હસવું, લાજવગરની વાતો કરવી, અંગે ઉઘાડા ફરવું, નાને મોટે લોઢ વડાઈ નહિ, સાચું બોલવું નહિ, કુસંપ અને બીજાં અનેક દુરા-

ચરણ તો ઘણી ખરી સ્રીયોમાં સાધારણ રીતે ભરેલાં છે. જેનો વિસ્તાર કરતાં પાર આવે તેવું નથી. આવી સ્રીયોનો સમજુ પુરૂષો વિશ્વાસ કરતા નથી; કેમ કે વિશ્વાસપાત્ર થયેલી સ્રીયોથી સારૂં કૃત્ય ભાગ્યે જ બની શકે છે અને એટલા માટેજ સ્રીને વિશ્વાસપાત્ર કહી નથી. કોઇને શંકા થાય કે, જ્યારે જગતમાં સઘળી એવી સ્રીયો હશે ત્યારે કોઈ સારી તો હશે જ નહિ ? જેમ જગતમાં સત્પુરૂષો થાય છે તેમ સ્રિયો પણ પવિત્ર કેમ ન હોય ? શું ત્યારે જગતમાં કોઈ સ્રી વિશ્વાસ કરવાનું ઠામ નહિ હોય ? એમ હોય તો જગત ચાલે જ કેમ ? આ શંકાનું સમાધાન એ છે કે, અહિં સમષ્ટિ સ્રિયોનેમાટે કહેવામાં આવ્યું છે. એક સ્રીના કાંઈ ગુણદોષ કહ્યા નથી. સઘળી સ્રિયો ઉપર કહ્યા પ્રમાણે અવિશ્વાસનું પાત્ર હોય છે; પરંતુ તેમાં પણ કોઇ સારી સુપાત્ર નીકળી આવે છે. એક જણસ હોય તેમાં અનેક જાતિ હોય છે. જેમ એક સમષ્ટિ વચન મોહોર એમ બોલિયે તેમાં રુપૈયો પૈસા ને કોડી એ બધાં હલકાં ભારે આવી જાય છે. તેમ સ્રી એમ સમષ્ટિ વચન કહ્યું તેમાં સારી ને નરતી બધી આવી જાય છે માટે તેનું તારણ કરી ઓળખી લેવી જોઈએ. કેટલીક સ્રિયો સીતાના અવતાર જેવી હોય છે. કેટલીક સ્રિયો પાર્વતીના અવતાર જેવી હોય છે, કેટલીક સ્રિયો દ્રૌપદીના અવતાર જેવી હોય છે, કેટલીક સદ્‌ગુણનું પાત્ર હોય છે, કેટલીક મર્યાદાની મૂર્તિ હોય છે, કેટલીક મહાપરાક્રમી હોય છે અને કેટલીક જે બાકી રહી તે ઉપર લખેલી સ્રિયો જેવી હોય છે. જે સ્રીનો ધણી પરમેશ્વરની ભક્તિ કરતો હોય અને

પોતે પોતાના ધણીની આજ્ઞા લોપે નહિ, સદાચરણથી ચાલે, કુટુંબમાં સંપ રાખે, પતિને ઇશ્વરસમાન માને, તેના હિતનેમાટે સદાય વિચારે, સર્વ વાતે તેની સેવા કરે અને ગુરુજનનું માન રાખે, પતિના સુખમાં સુખ માને, પતિના દુઃખમાં દુઃખ માને, પોતાના પતિને ઉદાસ ન થવા દે, ઈત્યાદિ ગુણવાળી સ્ત્રી સીતાના અવતાર જેવી કેહેવાય. જે સ્ત્રીને કામભોગની ઈચ્છા ન થાય, મન સદાય પરમેશ્વરમાં રહે, સ્વામીને પણ વિષયસુખની વાસના મેલાવી દઇ ઇશ્વરના ભજનમાં વળગાડે, પતિની ઇચ્છાપ્રમાણે પ્રજા ઉત્પન્ન કરવામાટે સંભોગ કરે, ભાઈઓમાં સંપ રખાવે, સૌને જમાડીને જમે, સ્વામીની પરમેશ્વર પ્રમાણે સેવા કરે, જેવું હોય તેવું પહેરે; જેવું હોય તેવું ખાય અને સ્વામીને સર્વ વાતે દિલાસો આપે; ઈત્યાદિ ગુણવાળી સ્ત્રી દ્રૌપદીના અવતાર જેવી કેહેવાય. જે સ્ત્રી સદાય સ્વામીની પાસે રહે, તેની સેવા કરે, સદ્ગુણની ને સદાચારની વાતો કરે, પારકાનું સારું ઇચ્છે, કલેશ કરે નહિ, ગમે તેવો કરૂપડો, રોગવાળો કે અપંગ પતિ હોય તો તેને ઇશ્વરસમાન માની કલ્યાણ કાજે સેવા કરે, જેવું મળે તેવું પહેરે, વિષયની વાસના ન રાખે, સ્વામીની ઇચ્છાપ્રમાણે વર્ત્તે, સાચું બોલે, સર્વ વાતે સંતોષ રાખે, ઇત્યાદિ અનેક સદ્ગુણવાળી સ્ત્રી પાર્વતી જેવી કેહેવાય. એ વગરની જે બાકી રહી તે ઉપર કહેલા દુર્ગુણવાળી ને નરકમાં પડનારી હોય તે નિન્દાને પાત્ર સમજવી. જેઓના મનમાં અનેક કામનાઓ ભરેલી હોય છે તે નઠારી સ્ત્રિયોથી કશું સારૂં થતું જ નથી. જુવોને પ્રધાનની સ્ત્રિયે પુત્રીને મારી નાંખી, કેમ કે તે મદનાતુર

હતી. વાણિયાણીએ પોતાના ભાઇ ધનશાને મારી નાખવો ઠરાવ્યો ને પોતે મુઇ કેમ કે તેને ધનમાં લોભ લાગ્યો. દિતિએ પુત્રની કામના થઇ તો કુટાણે કશ્યપ સાથે સંયોગ કર્યો. માટે એવી કામનાવાળી, દુષ્ટ સ્વભાવની, ઇંદ્રિયોને વશ રેહેનારી, કલિયુગના કારણરૂપ, દુરાચારના દ્વારરૂપ અને મહા નીચ આચરણવાળી સ્ત્રિયો તો સદાય ઘડીએ ઘડીયે નિંદા કરવા યોગ્ય છે અને તે વિશ્વાસનું પાત્ર નથી એટલુંજ નહિ પણ તે પાપણિયોનું મોઢું પણ જોવાથી પાપ લાગે તેવી છે. કહો ભાઇ, એનો વિશ્વાસ તો કેમ થાય ?

---

तत्त्वं किमेकं शिवमद्वितीयम्
किमुत्तमं सच्चरितं यदस्ति ।
किं कर्म कृत्वा न च शोचनीयः
कामारिकंसारिसमर्चनाख्यम् ॥ २० ॥

अर्थ.

**शिष्य**—एक तत्व कयुं केहेवाय ?

**गुरु**—अद्वितीय शिव

**शिष्य**—उत्तम शुं केहेवाय ?

**गुरु**—सारुं चरित्र जे होय ते

**शिष्य**—कयुं काम करवाथी पुरुष शोक करवा योग्य नथी थतो ?

**गुरु**—शिव विष्णुनी सेवा करवी ए नामनुं काम करवाथी.

## टीका.

જીવ–શિવનો ભેદ ટાળી નાખીને અભેદ એકરૂપ જાણવું તેનું નામ એકતત્વ કેહેવાય. [1]ત્રિપુટીમાં મોટા મોટા પુરુષો મોહ પામી ગયા છે. એ ત્રિપુટી અદ્વૈત શિવ જાણવાથી ટળી જાય છે. જેણે એકતત્વના બોધથી ત્રિપુટી ટાળી નાંખી છે તેને જપ, તપ, દાન, અધ્યયન, યજ્ઞ, અને જ્ઞાન એ સઘળાં પરિપૂર્ણ થયાં છે. પછી કાંઈ પણ સાધન કરવાનું રેહેતું નથી. કહ્યું છે કેઃ—

**किं तस्य दानैः किं ज्ञानैः किं तपोभिः किमध्वरैः ।**
**यो नित्यं ध्यायते देवं नारायणमनन्यधीः ॥**

જે પુરુષ નિરંતર અનન્યબુદ્ધિથી નારાયણ દેવનું ધ્યાન કરે છે તેને પછી દાન, જ્ઞાન, યજ્ઞ અને તપવડે શું પ્રયોજન છે?

એક નારાયણ દેવ એટલે અદ્વિતીય શિવતત્વને જેણે જાણ્યું હોય એટલે જેને અદ્વૈતનો બોધ થયો હોય તેને પછી બીજાં સાધનો જે દાન આદિ છે તેની જરુર રેહેતી નથી, કેમ કે જે સાધનવડે મેળવવાનું છે તે તો મળી ચુકું છે. જે સાધનવડે શિવતત્વની પ્રાપ્તિ થાય તેજ ખરું સાધન કેહેવાય. એ તત્વ કાંઈ ક્રિયા કરવાથી પ્રાપ્ત થતું નથી પણ સત્પુરુષની કૃપાથી ને તેના બોધથી મળે છે. કહ્યું છે કેઃ—

**अद्वैतं हि शिवं प्रोक्तं क्रियासर्वविवर्जितं ।**
**गुरुवक्त्रेण लभते नाधीतागमकोटिभिः ॥**

અદ્વૈત એવું શિવતત્વ બ્રહ્મ કહ્યું છે તે સર્વ ક્રિયા

---

૧ દ્રષ્ટા, દર્શન ને દ્રશ્ય.

વર્જિત છે તેથી તે ગુરુના મોઢાથીજ ઓળખી શકાય છે. અનેક શાસ્ત્રો ભણવાથી ઓળખી શકાતું નથી.

અદ્વૈત બ્રહ્મ કોઇ ક્રિયા કરવાથી ઓળખાતું નથી. એ બ્રહ્મજ્ઞાની ગુરૂ અધ્યારોપ–અપવાદના ન્યાયે કરીને ઓળખાવે ત્યારે તે ઓળખાય છે. એ તત્વ જાણીને અનુભવ થયા પછી બીજું કાંઇ જાણવાનું રેહેતું નથી અને કશી આશા પણ રેહેતી નથી. કહ્યું છે કે:—

तत्त्वात्मबोध एवैकः सर्वाशातृणपावकः ।

તત્વનો બોધ એજ એકલો સર્વે આશારૂપ ઘાસનો અગ્નિ છે.

સારાંશ એ કે તત્વનો બોધ થયા પછી આશાના અંકુરો બધા બળી જાય છે અને તત્વના આનંદમાં નિમગ્ન રેહેવાય છે. એ અદ્વૈત શિવ શિવાય બીજું કશું તત્વ નથી.

સચ્ચરિત એટલેરું આચરણ કરવું તે ઉત્તમ છે. કામક્રોધાદિકને જીતી ઇંદ્રિયો અને મનને વશ કરીને અદ્વૈત શિવ જાણવાની ઇચ્છા કરવી અર્થાત્ અધ્યાત્મવિચારપર પ્રીતિ કરવી, તે સારું આચરણ કહેવાય. સાધુનો સમાગમ કરવો, સદ્ગુરુની સેવા કરવી, નિરંતર સત્શાસ્ત્ર સાંભળવાં, ઇત્યાદિ સાધનોથી અધ્યાત્મવિચારનો ઉદય થાય છે અને તેનો ઉદય થતાંજ જે જ્ઞેય વસ્તુ છે એની પ્રાપ્તિ થાય છે. કેમ કે દૂધમાં જેમ મીઠાશ રહી છે તેમ પ્રાપ્ત થવાની વસ્તુ વિચારમાંજ રહી છે. કહ્યું છે કે:—

विचारोऽध्यात्मविद्यानां ज्ञानं तत्त्वविदो विदुः ।
ज्ञेयं तस्यांतरे चास्ति माधुर्यं पयसो यथा ॥

અધ્યાત્મવિદ્યાનો જે વિચાર કરવો તેનું નામ જ્ઞાન એમ તત્વને જાણનારાઓ કહે છે. જેમ દૂધમાં મીઠાશ રહી છે તેમ વિચારમાં જ્ઞેય વસ્તુ રહી છે.

દૂધ ખાતાં જેમ મીઠાશ મળે છે તેમ વિચાર કરતાં જ્ઞેય વસ્તુની પ્રાપ્તિ થાય છે. અને એ પ્રાપ્તિ થતાં સ્વભાવે આનંદનો ઉદય થાય છે. એ આનંદની અવધિ નથી. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિ મોટા દેવતાઓની ઉપર પણ એ આનંદ દયા કરાવે છે. વાસિષ્ઠસારમાં કહ્યું છે કેઃ—

**विचारेण परिज्ञातस्वभावस्योदितात्मनः ।**
**अनुकंप्या भवंतीह ब्रह्मविष्णुशिवादयः ॥**

આત્મવિચારથી જેણે પોતાનું સ્વરૂપ જાણ્યું છે અને અનુભવરુપ જેનો આત્મા છે એવા તત્વવેત્તાને બ્રહ્માદિ દેવતાઓ પણ અનુગ્રહ કરવા યોગ્ય જણાય છે.

જાણવાની વસ્તુ જેણે જાણી છે તે આત્મજ્ઞાનીને, દેવતાઓ પણ તે આનંદ નહિ પામતા હોય માટે પામે તો ઠીક એમ અંતરમાં થાય છે. માટે એવા અદ્વૈત શિવના બોધમાટે જે સાધનો કરવાં તેનું નામ સચ્ચરિત્ર કેહેવાય અને તેજ સચ્ચરિત્ર ઉત્તમ કેહેવાય.

વિષ્ણુ અને શિવની સેવા કરવારૂપ કર્મ કરવાથી સારું થાય છે માટે તે સેવા કરનાર શોચ કરવા યોગ્ય થતો નથી. વિષ્ણુ અને શિવની સેવામાં વિષમભાવ ન રાખવો પણ સમભાવ રાખવો. એ સમભાવવિષે આગળ કહ્યું છે માટે આહિં વિસ્તાર નથી કર્યો. વ્યવહારનાં જેટલાં કર્મ છે તેટલાં બધાં દુઃખદાયક છે અને એ કર્મથી

મહાબંધન પ્રાપ્ત થાય છે તેથી તે કર્મનો કરનાર શોચ કરવા યોગ્ય છે; પરંતુ કામ-ક્રોધાદિકને જીતી મન તથા ઇંદ્રિયોને વશ રાખી વર્ણાશ્રમના ધર્મને અનુસરી શિવ-વિષ્ણુની એકભાવે સેવા કરે તે પુરુષ શોચ કરવા યોગ્ય નથી, કેમકે તે કર્મથી કશું બંધન નથી થતું; પરંતુ અંતઃકરણ નિર્મલ થઈને ઉત્તમ બોધ થાય છે, માટે આ પ્રમાણે શિવવિષ્ણુની અર્ચના કરવાથી પુરૂષ શોચને યોગ્ય થતો નથી.

---

शत्रोर्महाशत्रुतरोऽस्ति को वा
काम: सकोपानृतलोभतृष्णः ।
न पूर्यते को विषयैः स एव
किं दुःखमूलं ममताभिधानम् ॥ २१ ॥

अर्थ.

शिष्य—शत्रुथकी पण मोटो शत्रु कोण छे ?

गुरु—क्रोध, अनृत, लोभ अने तृष्णासहित काम छे ते.

शिष्य—विषयोवडे शुं पुरातुं नथी ?

गुरु—उपर कहेला कामादिक विकारो छे ते.

शिष्य—दुःखनुं मूल शुं छे ?

गुरु—हुं अने मारुं एवुं ममत्व छे ते.

टीका.

ક્રોધ, અનૃત, લોભ અને તૃષ્ણાસહિત જે કામ છે

તે શત્રુ કરતાં પણ મોટો શત્રુ છે. મનમાં જે કાંઈ વિષયાદિકની કામના ઉત્પન્ન થાય છે તેનું નામ કામ કેહેવાય. આગળ એ કામવિષે લખાઈ ગયું છે માટે વિશેષ કેહેવાની જરૂર નથી. એ કામ જીતાયો એટલે મોટામાં મોટો શત્રુ વશ થયો એમ સમજવું. ગીતામાં કહ્યું છે કેઃ—

प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥

હે અર્જુન! જ્યારે મનમાં ઉત્પન્ન થનારી સર્વ કામનાનો ત્યાગ કરે છે ત્યારે પોતે પોતાને વિષે સંતુષ્ટ થયેલો પુરુષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

સારાંશ કે મનમાં ઉત્પન્ન થનારી કામનાઓ જો તજાય નહિ તો તો મોટા શત્રુ જેવી છે.–તેમજ નામ, રૂપ અને ઇંદ્રિયના ભોગની વસ્તુ, એ મિથ્યાનેવિષે આસક્તિ ધરવી તે રાગ કેહેવાય અને કાંઈ ભોગની ઇચ્છામાં પ્રતિબંધ થતાં રોષ ઉત્પન્ન થાય તે ક્રોધ કેહેવાય છે. એ ક્રોધ પણ મોટામાં મોટો શત્રુ છે.–તેમજ જે કાંઇ નામ, રૂપ, દેહ અને ઇંદ્રિયાદિક છે તે બધાં અનાત્મ કેહેવાય છે. એ સઘળાં અનાત્મનેવિષે આત્મભાવ બાંધવો તે અનૃત કેહેવાય. એ અનૃત પણ મોટામાં મોટો શત્રુ છે.–તેમજ જે આવે ને જાય એવું જૂઠું દ્રવ્ય છે તેનો સંચય કરવો ને આસક્તિ ધરવી તે લોભ કેહેવાય છે. એ લોભ પણ મોટામાં મોટો શત્રુ છે.—તેમજ કોઇ નામરુપવાળા મિથ્યા પદાર્થમાં વારંવાર મન દોડે અને પાછું વાળતાં પણ તે પદાર્થમાંથી પાછું ન વળતાં લપટાઈ રહે તેનું નામ

તૃષ્ણા કેહેવાય. એ તૃષ્ણા પણ મોટામાં મોટો શત્રુ છે. આ પ્રમાણે પ્રાણીમાત્રને પોતાની ઉપર પાંચ મોટા શત્રુ છે. જેમ લોઢું એ મહા કઠણ ધાતુ છે પણ તેમાંથીજ થયેલો કાટ તે લોઢાને નાશ કરે છે તેમ એ કામાદિક પાંચ શત્રુઓ પણ પોતામાંથી ઉત્પન્ન થઇને પોતાનોજ નાશ કરે છે. જેમ સેવાળ જલમાંથી થાય છે પણ તે જ સેવાળ જલને બગાડી નાંખે છે તેમ પોતામાંથી કામ-ક્રોધાદિક સર્વ વિકારો ઉત્પન્ન થાય છે ને પોતાનેજ નાશ કરે છે. માટે એ આપણામાંથી ઉત્પન્ન થઇને પાછા આપણનોજ નાશ કરનારા દુષ્ટ શત્રુઓ જેવો બીજો કોઇપણ મોટો શત્રુ નથી. અને એટલામાટે તેને શમાવી દેવા જોઇએ. જ્યાંસુધી તે શત્રુ શમે નહિ ત્યાંસુધી મહાદુઃખ થાય છે ને પોતાનું સ્વરૂપ ભૂલી જઈ સંસારરૂપ આંધળા કુવામાં ઉતરવા જેવાં કર્મ થાય છે. માટે સુખની ઇચ્છા રાખનારાએ એ કામ ક્રોધાદિકને શમાવી દેવા.

એ ઉપર કહેલા શત્રુઓ ગમે એટલા વિષયો ભોગ-વાવ્યા હોય તોપણ તૃપ્ત થતા નથી. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો છે. એવિષે આગળ વિસ્તારથી લખ્યું છે. કામાદિક શત્રુઓ એ વિષયો જેમ જેમ ભોગવે છે તેમ તેમ ઉલટા વધે છે પણ ઘટતા નથી. વિદ્વાનો કહે છે કે, અગ્નિ ઠરવાને માટે ઘી રેડ્યું હોય તો તેથી જેમ અગ્નિ ઉલટો વધે છે તેમ કામાદિકને શાંત કરવા વિષયો ભોગવાવ્યા હોય તો તેથી ઉલટા તે વધે છે પણ ઘટતા નથી. એટલામાટે વિષયોથી પૂરાય નહિ એવા પણ એ કામાદિક શત્રુઓજ છે. અગ્નિ ઠારવામાટે જેમ તેમાંથી

કાષ્ઠ કાઢી લઈએ ને પછી માંહિ કાંઈ નાખીએ નહિ તો એનીમેળે શમી જાય છે તેમ જો કામાદિકને પણ વિષયોથી તૃપ્ત નહિ કરતાં તેથી ઉલટાં સાધનોથી ક્રમે કરી શમાવ્યા હોય તો તે શમી જાય છે. અને એ કામાદિક શમી ગયા એટલે ત્રિવિધ તાપ ટળીને શાંતિ થાય છે.[1] ગીતામાં કહ્યું છે કેઃ—

**आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रवि-**
**शंति यद्वत् । तद्वत्कामा यं प्रविशंति**
**सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥**

જેમ કોઈ દિવસ ચળે નહિ એવા અને ચોતરફથી ભરપૂર સમુદ્રમાં સઘળાં જુદાં જુદાં પાણી પ્રવેશ કરે છે, તેમ સર્વે કામ પણ જે પુરૂષમાં પેસે છે તે પુરૂષ શાંતિ પામે છે પણ જે કામની કામના કરે છે તે શાંતિ પામતો નથી.

સમુદ્રમાં નદીનાં અને વરસાદ આદિનાં અનેક પાણી આવે છે તોપણ તે પાણી સઘળું મારું છે એમ જાણતો હોય તેમ પોતામાં સમાઈ જવા દે છે ને પોતે વિકાર પામતો નથી, તેમ પુરુષે પણ જે જગત્‌માં વિષયનો આનંદ છે તે મારા આનંદથી ભિન્ન નથી એમ વિચારી તે વિષયાનંદ મેળવવાનું પ્રયત્ન નહિ કરતાં જે કામનાઓ

---

૧ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એમ છ છે. પણ અહીં મોહ મદ ને મત્સરને બદલે અમૃત અને તૃષ્ણાને લીધેલ છે. એક કામનેજ શમાવી દેવો એટલે બીજા ક્રોધાદિક શત્રુઓ એની મેળે શમી જાય છે કેમ કે તે સર્વે કામથીજ થનારા છે. એક કામ શમી જવાથી સર્વે શમી જાય છે.

થાય તેમને પોતાના આનંદમાં લય કરી વિકાર ન પામવો તો તેથી શાંતિ મળે છે. પણ જો આ પોતાના આનંદથી વિષયનો આનંદ જુદો લેખી તેની ઈચ્છા કરે તો તે કદિ શાંતિ પામતો નથી.

મમતા છે તે દુઃખનું મૂલ છે. આ હું, આ મારૂં ઘર, આ મારું કુટુંબ, હું મોટો, હું પટેલ, હું કુલવાન્, મારું ધાર્યું કેમ ન થાય, મારૂં વચન કેમ લોપાય, મારૂં આટલું માન કેમ ન રહે, એમ જે અહંકાર કરવો તે મમતા કેહેવાય. એવી રીતે મમતા રાખે છે તે દુઃખ ભોગવે છે અને તે મમત્વ જો ટળે છે તો મોક્ષ થતાં વાર લાગતી નથી. કહ્યું છે કેઃ—

**यदा नाहं तदा मोक्षो यदाहं बंधनं तदा ।**

જ્યારે હું અને મારૂં એવું મમત્વ નથી ત્યારે મોક્ષ અને જ્યારે હું ને મારૂં એવું મમત્વ હોય ત્યારે બંધન થાય છે.

મમતા એટલે કાર્યાભિમાન અને અવિદ્યાભિમાન સમજવું. તેમાં કાર્યાભિમાન પણ એક વર્ણાશ્રમનું અભિમાન અને બીજું વય અને વભવનું અભિમાન એમ બે પ્રકારનું છે. હું બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, કે શૂદ્ર છું એમ અહંકાર કરવો તે વર્ણનું અભિમાન કેહેવાય. હુ બ્રહ્મચારી ગૃહસ્થ વાનપ્રસ્થ કે સંન્યાસી છું એમ અહંકાર રાખવો તે આશ્રમનું અભિમાન કેહેવાય. હું બાળક જુવાન કે ઘરડો એમ અહંકાર કરવો તે વયનું અભિમાન કેહેવાય. હું શેઠ, હું પટેલ, હું રાજા, હું કારભારી, હું લખપતિ કે હું ખાનદાન

એમ અહંકાર કરવો તે વૈભવનું અભિમાન કેહેવાય. એ પ્રમાણે કાર્યાભિમાનના ભેદ થાય છે. અવિદ્યાભિમાન જે ઉપર કહ્યું તે એકજ પ્રકારનું છે. હું છ શાસ્ત્ર ભણ્યો છું, હું બધાને હરાવું તેવો છું, મારા જેવો કોઇ વિદ્વાન્ નથી, મારા જેવો કોઈ સમજુ નથી, મારા જેવો કોઇ હાર્દ જાણુનાર નથી, હું ગુરુ છું, આચાર્ય છું, હું નાટકચેટક જાણું છું, હું મહંત છું, હું માનવાયોગ્ય છું, હું વકીલ છું, હું સોલિસિટર છું, હું સિવિલસરવિઝ છું, હું મેડિકલ કૅાલેજમાં પાસ થયેલો ડાક્તર છું, હું, હું જરીફ છું, હું ખગોળવેત્તા છું, હું ભુગોળવેત્તા છું, હું પ્રિન્સીપાલ છું, હું એડિટર છું, કે હું જડજ છું, એમ અહંકાર આણુવો તે અવિદ્યાભિમાન કેહેવાય. ઉપર જે અભિમાન શબ્દ કહ્યો છે તેનો અર્થ પણુ મમતાજ થાય છે. આવી રીતે આ મમતા અને અભિમાન સર્વ દુઃખનું મૂલ છે, માટે તેને ટાળી નાંખવાં જોઇએ. અષ્ટાવક્ર કહે છે કેઃ—

**अहं कर्तेत्यहंमानमहाकृष्णाहिदंशितः ।**
**नाहं कर्तेति विश्वासामृतं पीत्वा सुखी भव ॥**

હું કર્તા છું એવા અભિમાનરૂપ મોટા કાળા નાગે તને ડસેલો છે માટે હું કર્તા નથી એવા નિશ્ચયરૂપ અમૃત પીને સુખી થા.

કદ્દિ કોઇને શંકા થાય કે, એ મમતા ટળવી તો ઘણી કઠણુ છે તે કેમ ટળે? તો તેનું સમાધાન એ છે કે, ઉપાય કરવાથી તે પણુ ટળી શકે છે. જેમ એક ખાળનો નળ હોય તેમાં કાંઇ પદાર્થ કે જીવજંતુ ભરાઇ રહેલ

હોય તે એની મેળે તો કેમેય નીકળે નહિ પણ જો તેને ખૂબ જોર લાગે ને પાણીથી કે લાકડીથી ઠેલાય તો નીકળે તેમ આ મમતારૂપ કાર્યાભિમાન ટાળવામાટે કારણ અભિમાન ગ્રહણ કરે તો તે ટળી જાય. હું બ્રહ્મ છું, મારે વર્ણ કે આશ્રમ નથી અને ઇંદ્રિયાદિકનો સંગ નથી તો અભિમાન કેમ ઘટે? એમ જે જાણવું તે કારણ અભિમાન કહેવાય. અષ્ટાવક્રમાં કહ્યું છે કેઃ—

**न त्वं विप्रादिको वर्णो नाश्रमी नाक्षगोचरः ।**
**असंगोऽसि निराकारो विश्वसाक्षी सुखी भव ॥**

બ્રાહ્મણ આદિ વર્ણ તું નથી, બ્રહ્મચર્યાદિ આશ્રમ તું નથી, તું ઇંદ્રિયોથી જણાતો નથી, તું અસંગ છે, તું નિરાકાર છે, અને સર્વનો સાક્ષી છે માટે સુખી થા.

સારાંશ કે ઉપર પ્રમાણે પોતાનું સ્વરૂપ ઓળખી કાર્યાભિમાન પણ ઉપાયો કરવાથી ટાળી શકાય છે. સર્વે વિદ્યા ભણવી, કવિતા કરવી, ચાતુરી દેખાડવી, એ મારો ધર્મ નથી પણ બુદ્ધિનો ધર્મ છે એમ જાણવાથી વિદ્યાનું અભિમાન ટળે છે. વિદ્યાવડે ધન આદિક મળે તો પ્રારબ્ધપ્રમાણે મળે છે એમ વિચાર કરવાથી તે વૈભવનું અભિમાન ટળે છે. શિષ્ય લોકો ગુરૂ માને છે તે શરીરને માને છે, તેને બોધપણ શરીરવડે થાય છે, ને સેવાપણ શરીરની કરે છે, એમાં મારે કશો સંબંધ છે નહિ એમ વિચારવાથી ગુરુપણાઆદિનું અભિમાન ટાળી શકાય છે. એમ ને એમ જે કાંઇ અભિમાન કરવાનો ગુણ કે પદાર્થ હોય તેનો પોતામાં આરોપ ન કરવો એ તે અભિમાન મટવાનો હેતુ

છે. ખાળના નળામાં ખજુરો ભરાણો હોય તે કાઢવાનેમાટે સાણુશીથી તેને તાણીને ખેંચીયે તો તુટી જાય છે ને નીકળતો નથી, પણ જો દીવો કે અંગારો તેની પાસે ધર્યો હોય તો તેના તાપથી એનીમેળે તરત નીકળી જાય. તેવી રીતે સઘળાં અભિમાન આ ખાળરૂપ દેહમાં ખજુરા- રૂપે ભરાઈ બેઠાં છે. તેને જોર કરીને તાણિયે તો નીકળે નહિ પણ જો કારણ અભિમાનરૂપ દીવો ગ્રહણ કર્યો હોય તો બીજાં અભિમાન તરત ટળી જાય છે. કાર્ય અભિમાન નીકળી ગયા પછી કારણ અભિમાનને પણ મેલી દેવું; કેમ કે તેને કાર્ય અભિમાન કાઢવા માટેજ ગ્રહણ કરવામાં આવે છે. જેમ ઘરમાંથી કચરો કાઢવાસારુ સાવરણી લેવી પડે પણ કચરો નીકળી ગયો એટલે પછી સાવરણીને પણ મેલી દેવી જોઇએ, કેમ કે તે કચરો કાઢવા- માટેજ લેવી પડે છે. તેમ કારણ અભિમાન કાર્યાભિમાન કાઢવાને લેવું ને પછી તે નીકળે એટલે મેલી દેવું. આ પ્રમાણે જે કાર્યાભિમાનને ટાળતા નથી તેમજ જે અવિ- દ્યાના અભિમાનને ટાળતા નથી તે મહા દુઃખ ભોગવે છે. અને એટલાજમાટે કહ્યું છે કે મમતા છે તેજ સર્વ દુઃખનું મૂલ છે.

---

किं मंडनं साक्षरता मुखस्य
सत्यं च किं भूतहितं तदेव
त्यक्त्वा सुखं किं स्त्रियमेव सम्यक्
देयं परं किं त्वभयं सदैव ॥ २२ ॥

## अर्थ.

**शिष्य**—मुखनुं घरेणुं शुं केहेवाय ?

**गुरु**—साक्षरता.

**शिष्य**—सत्य शुं केहेवाय ?

**गुरु**—जे सर्वना हितरूप होय तेज.

**शिष्य**—शुं त्याग करवाथी सुख छे ?

**गुरु**—सारी रीते स्त्रीनो त्याग करवाथी.

**शिष्य**—उत्तम दान कयुं केहेवाय ?

**गुरु**—जे निरंतर अभय छे ते.

## टीका.

સાક્ષરતા એ મુખનું ઘરેણું છે. અનેક પ્રકારની વિદ્યા ભણીને હુશિયાર થવું એનું નામ સાક્ષરતા કેહેવાય છે. બોલવાટાણે તે સાક્ષરતા જણાઈ રહે તેથી તે મોઢાને શોભા આપે છે. એ સાક્ષરતા કરતાં પણ બ્રહ્મવિચારમાં કુશલ થવું એ ઉત્તમ સાક્ષરતા છે. બ્રહ્મના નામસહિત મુખેથી अहंब्रह्मास्मि એમ દૃઢ અનુભવપૂર્વક ઉચ્ચાર કરવો તે મોઢાની શોભા છે. બાકી બીજા વાણીના વિલાસમાં મોઢાની કાંઈ શોભા નથી. બ્રહ્મવિચારના ઉચ્ચાર અને તે વિદ્યાવિના બીજું જે કાંઈ ઉચ્ચરવું તે મિથ્યા છે. અને એટલાજમાટે સાક્ષરતાને મુખનું ઘરેણું કહ્યું. બાકી કોઈ સોના–રુપાનાં ઘરેણાં હોય તો તે શોભા નહિ પણ કેવલ ભાર સમજવો.

ભૂતપ્રાણીનું જેથી હિત થાય તે સત્ય કેહેવાય. સાચુ બોલવું એ સંસારમાં સત્ય કેહેવાય છે પરંતુ એથી પણ ઉત્તમ એજ કે જેથી પ્રાણીઓનું હિત થાય. સંસારમાં કોઇ વિષય-ભોગ મળે કે અન્નાદિક મળે તે હિત કેહેવાય છે પણ ખરૂં જોતાં તો તે અહિતરૂપ છે. ખરૂં હિત તો સંસારથી જે વડે મુક્ત થવાય તેવા ઉપાયનું નામ કેહેવાય. માટે સંસારના દુઃખથી છુટવા માટે પોતાનું રૂપ ઓળખી ઉત્તમ જ્ઞાન સંપાદન કરી જીવન્મુક્ત થવું એજ સત્ય છે. બાકી વાણીથી બોલવું એ સત્ય મિથ્યા છે, કેમ કે વિચારિયે તો વાણી પોતે મિથ્યા છે. એટલામાટે કોઈને સાચો બોલ કેહેવો હોય તો મુક્તિ મળે તેવો ઉપદેશ કરવો.

આગળ સ્ત્રીનું રૂપ કેહેવામાં આવ્યું છે. એવી સ્ત્રીને સારી રીતે તજી દેવાથી સુખ થાય છે. પોતાને પરણેલી હોય ને આગળ લખ્યાપ્રમાણે દુષ્ટ સ્ત્રી હોય તો તજી દેવી ત્યારે પરસ્ત્રી તજવી એમાં તે સંદેહ શાનો ? પોતાની સ્ત્રી સર્વગુણસંપન્ન હોય તોપણ વિષયોમાં નજર રાખી અતિ-આસક્તિ બાંધવાથી દુઃખ થાય છે. બાકી વિષયની વાંચ્છાવિના ગૃહસ્થ હોય તેમણે કલ્યાણના માર્ગમાં વિરોધ ન આવે તેમ પોતાની ગૃહણીમાં અનુરક્ત રેહેવું ગૃહસ્થાશ્રમમાં ઘટે છે. પણ જેણે સંસાર ત્યાગ કર્યો હોય તેને તો સ્ત્રીની આકૃતિનું દર્શન પણ વરજેલું છે. એમને તો પોતાની હોય તે પણ પારકી બરાબર છે. શરીરથી ત્યાગ કર્યો હોય તે ત્યાગ ન કેહેવાય. પણ મનથી કર્યો હોય તે ખરો ત્યાગ કેહેવાય. માટે સુખની ઇચ્છા રાખનારાએ મનથીજ ખરો

ત્યાગ કરવો જોઇએ. મનના ત્યાગ પછી ઉપરનો ત્યાગ સફલ થાય છે.

નિરંતર જે અભય આપવું એજ ઉત્તમ દાન છે. કોઈ પણ પ્રાણિનો પ્રાણ જવાનો વખત હોય અથવા તેને માથે કોઈ મોટી આપત્તિ આવી પડે તેમ હોય તો તેમાંથી તેને ઉગારવો અને ફરીને તેવી સ્થિતિમાં ન આવે તેવું કરવું એ અભયદાન કેહેવાય છે. અનેક પ્રકારની વિદ્યા છે તે વિદ્યા બીજાને શીખવવી, જેથી જીવે ત્યાં સુધી તે તે વિદ્યાવડે કમાઇ ખાય. એ પ્રમાણે વિદ્યાનું દાન દેવું એ પણ અભયદાન કેહેવાય છે. પરંતુ એ કરતાં પણ વધારે આનંદદાયક દાન મુક્તિનું કેહેવાય છે, કેમ કે મુક્તિ પામ્યા પછી કોઇ વાતનો ભય રેહેતો જ નથી ને સંસારનાં જન્મ–મરણ ટળી જાય છે. માટે જેઓ અભયદાન આપવાની ઇચ્છા રાખતા હોય તેમણે કોઈથી ન ચોરી શકાય ને કોઈ દિવસ ન ખૂટે એવી મુક્તિનું દાન આપવું. બીજું જે કાંઈ આપવું તેને માથે ભય છે પણ મુક્તિને માથે ભય નથી. એ સદાય નિર્ભયજ કેહેવાય છે. જેને અભયદાન લેવું હોય તેણે પણ યોગ્ય સત્પુરુષ પાસેથી મુક્ત થાય તેવુંજ લેવું. તે શિવાય બીજા દાનમાં સદાય ભયજ ભરેલો છે. ભર્તૃહરિ કહે છે કેઃ—

भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं ।
माने दैन्यभयं बले रिपुभयं रूपे तरुण्या भयम् ॥
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतांताद्भयं ।
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाऽभयम् ॥

ભોગમાં રોગનો ભય, કુલમાં નીચું થઇ જવાનો ભય, ધનમાં રાજાનો ભય, મોટાઈમાં દીનપણું આવવાનો ભય, બલમાં શત્રુનો ભય, રૂપમાં સ્ત્રીનો ભય, શાસ્ત્રો જાણવામાં વાદ થવાનો ભય, ગુણમાં ખલલોકોનો ભય, શરીરમાં કાલનો ભય, એમ વસ્તુમાત્રમાં ભય છે. માત્ર એક વૈરાગ્ય છે તેજ અભય છે.

આ પ્રમાણે જે જે દૃશ્યવસ્તુ છે તે સર્વ ભયથી યુક્ત છે માટે વૈરાગ્યપૂર્વક સંસારના ભયથી અન્યને છોડાવવો તેજ અભયદાન છે. માટે એ અભયવસ્તુ જેની પાસે હોય તેણે તેજ કરવાનું છે.

---

कस्यास्ति नाशे मनसो हि मोक्षः
क्क सर्वथा नास्ति भयं विमुक्तौ ।
शल्यं परं किं निजमूर्खतैव
के के उपास्या गुरवश्च वृद्धाः ॥ २३ ॥

अर्थ.

शिष्य—कोनो नाश थवाथी मोक्ष थाय ?

गुरु—मननो नाश थवाथी,

शिष्य—कोई पण दिवस क्यां भय नथी ?

गुरु—मुक्तिने विषे,

शिष्य—अति शल्य शुं केहेवाय ?

गुरु—पोतानुं मूर्खपणुं.

शिष्य—उपासना कोनी करवी ?

गुरु—गुरुनी अने वृद्धजनोनी.

## टीका.

મનનો નાશ થવાથી મોક્ષ થાય છે, કેમ કે ન હોય ને ન ઇચ્છેલું હોય તેવું પણ મનજ ઉત્પન્ન કરે છે. હર્ષ, શોક, પાપ, પુણ્ય, સ્વર્ગ, નરક, બંધ, મોક્ષ એ આદિ અનંત વિકારો મનના છે. એ મન ટળે એટલે પછી મોક્ષ કોને જોઇએ ? કેમ કે આત્મા તો પોતે નિત્યમુક્તજ છે. એ નિત્યમુક્ત આત્માને મન પોતાને બંધને બંધન માને છે બાકી આત્માને કશું બંધન નથી. જેમ કોઈ માણસને તાવ આવ્યો હોય તેમાં સાકર ખાવા આપી હોય તો તેં સાકર મીઠી છતાં પણ તાવના જોરથી કડવી લાગે છે, પણ તાવ ન હોય તો સાકર તો સ્વભાવે મીઠીજ છે. તેમ મનને લીધે આત્માને બંધન જણાય છે પણ મન ટળ્યું એટલે આત્મા સ્વભાવે મુક્તજ છે. માટે એ મનને ટાળવું જોઇએ. પેહેલાં મનના ધર્મ સંકલ્પવિકલ્પને ટાળવા પછી સંયમન કરવાથી મન વશ થાય છે. બાર માત્રિકાએ પૂરક, બાર માત્રિકાએ કુંભક અને બાર માત્રિકાએ રેચક, એ પ્રમાણે પ્રાણાયામથી પ્રણવ સાધવો એ સંયમ કેહેવાય છે. એ પ્રમાણે સંયમ કરવાથી એની મેળે મન નાશ પામે છે. જેમ કોઈ સર્પ હોય તેના દરમાં તેલ ઉકાળીને રેડયું હોય તો તે તરત મરી જાય છે, તેમ બાર બાર માત્રિકાથી

પૂરક, કુંભક અને રેચક પ્રાણાયામથી પ્રણવ સાધતાં મન નાશ પામે છે. પણ આ વાત પોતાની મેળે સમજાવી કઠણ છે તેથી કોઈ મનને મારી જાણનાર સત્પુરુષ પાસેથી તે શીખવું જોઈએ. સંકલ્પ વિકલ્પ ગયા એટલે મન મરેલું છે. ગુરુકૃપાથી મનને માર્યું કે પછી મોક્ષ જ છે. અને એટલા માટે મનના નાશથી મોક્ષ છે એમ કહ્યું છે.

મુક્તિને વિષે કાંઈ ભય નથી. તે શિવાયના જેટલા પદાર્થ કે જેટલાં ઠેકાણાં છે તેમાં ભય છે. કેમ કે જેને વિષે પામવાપણું છે તેમાં ભય રહ્યો છે અને એ ભય મુક્તિનો સિદ્ધાંત થયેથી નાશ પામે છે. જન્મ-મરણનો ભય પણ પછી રેહેતો નથી એ મુક્તિ થવાને ઉત્તમ જ્ઞાન સંપાદન થવું જોઇએ. જ્યાં સુધી હું અને આ એમ બેપણું છે ત્યાં સુધી ભય છે. એ બેપણું જ્ઞાનથી મટે છે. એ જ્ઞાન પોતાની મેળે પ્રાપ્ત થતું નથી, તેમ કોઈ ક્રિયા કરવાથી પણ મળતું નથી, કેમ કે તે મન અને વાણી જેને ન પોચે એવું છે, માટે જ્ઞાનવાન્ ગુરુના બોધદ્વારા મેળવી લેવું; અર્જુનને શ્રી ભગવાને પણ કહ્યું છે કેઃ—

उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्वदर्शिनः ॥

તત્વને જાણનારા જ્ઞાનિઓ તને જ્ઞાનનો ઉપદેશ કરશે.

જો પોતાની મેળે જ્ઞાન થતું હોત તો શ્રી ભગવાન એમ કહેત નહિ. માટે જ્ઞાનવાન્ તત્વવેત્તા પુરુષોને ગુરુ કરી તેને શરણ જઈ જ્ઞાન લેવું અને તે જ્ઞાનથી સ્વરુપ-પ્રાપ્તિ થતાં જેમાં કશો ભય નથી એવી મુક્તિ થાય છે.

પોતાની મૂર્ખતા એ મોટું શલ્ય[1] છે. અનેક પ્રકારનાં સંસારમાં શલ્ય છે તેના કરતાં મૂર્ખતા એ મોટામાં મોટું શલ્ય છે. કેમ કે બીજાં શલ્યથી તો થોડું દુઃખ થાય છે પણ આ મૂર્ખતારૂપ શલ્યથી તો અનેક જાતિનાં દુઃખ થયા કરે છે. મહા ડાહ્યો પુરુષ સારાં શાસ્ત્ર ભણ્યો હોય, ઇતિહાસ જાણતો હોય, મહા ચતુર કેહેવાતો હોય, રસાયન જાણતો હોય કે વિદ્વાન્ કેહેવાતો હોય પણ જ્યાં સુધી બ્રહ્મવિદ્યા ન જાણી હોય ત્યાંસુધી તે મૂર્ખ કેહેવાય છે. મૂર્ખ જેમ પોતાનું હિત સમજતો નથી અને દુઃખ મટાડી શકતો નથી. તેમ બીજી બધી વિદ્યાવાળો પણ પોતાનું હિત સમજતો નથી અને જન્મ–મરણ વિગેરે દુઃખ મટાડી શકતો નથી. કેમકે બ્રહ્મવિદ્યાના જ્ઞાન વિના પોતાનું સ્વરૂપ ઓળખાતું નથી એટલે અનેક દુઃખ અને ઉપાધિ કેમ મટે ? ગમે તેવું ડહાપણ કે બીજી વિદ્યાઓ શિખવામાં આવી હોય પણ તે, તે વખતે અળગી થઇ રહે છે. માટે બીજી વિદ્યા કે ચતુરાઇથી સંસારમાં ડાહ્યો કેહેવાતો પુરુષ બ્રહ્મ વિદ્યા ભણીને પોતાનું સ્વરૂપ ન ઓળખ્યો હોય તો તે મૂર્ખ છે. અને એવા મૂર્ખને પોતાની મૂર્ખતાથી સઘળે ઠેકાણે દુઃખજ જોવામાં આવે છે. કહ્યું છે કેઃ—

**अज्ञस्य दुःखौघमयं ज्ञस्यानंदमयं जगत् ।**

જે અજ્ઞાની છે તેને આ જગત્ દુઃખના ઢગલા રૂપ છે અને જે જ્ઞાની છે તેને આ જગત્ આનંદમય છે.

---

૧ બાણનું ફલ કે બંદુકની ગોળી કે લાકડાંની ફાંસ વાગે અને તે નીકળે તેવું ન હોય તે શલ્ય કેહેવાય.

આ પ્રમાણે જેને જ્ઞાન નથી તે મૂર્ખતાથી દુઃખ ભોગવે છે અને એ દુઃખોનો આરો આવતો નથી તેથી તે મોટા શલ્ય કરતાં પણ મોટું શલ્ય છે. જો જ્ઞાન થયું હોય તો એ શલ્યનો નાશ થઇ જવાથી સુખ મળે છે. માટે એ મૂર્ખતા મટાડીને જ્ઞાન સંપાદન કરવું જોઈએ. પોતાની ચતુરાઈનો કે બીજી વ્યવહારની ભાષા ભણ્યાનો કે બુદ્ધિની ચંચલતાનો ઉપયોગ એજ છે કે જે જાણવાનું છે તેને જાણી લેવા તરફ પોતાની વૃત્તિ વાળવી. જો મનુષ્યજન્મ છતાં, અનેક સાધનો છતાં અને બીજી વિદ્યાની તથા બુદ્ધિની સહાયતા છતાં જ્ઞાન તરફ લક્ષ ન લાગ્યું તો તે સઘળાં નિષ્ફલ ગયા બરોબર છે; કેમ કે ફરી ફરીને તેવો યોગ નહિ આવે કે અવિદ્યારૂપ શલ્યનો નાશ કરી શકાય.

ગુરુ[1] અને વૃદ્ધજનોની ઉપાસના કરવી જોઈએ. ગુરુ અનેક પ્રકારના કેહેવાય છે. પોતાને ઉત્પન્ન કરનાર પિતા ગુરુ કેહેવાય, વેદ અને વિદ્યાનું અધ્યયન કરાવનાર ગુરુ કેહેવાય અને સંસારના બંધનથી છૂટી જવાય તેવું જ્ઞાન આપનાર ગુરુ કેહેવાય. વ્યવહારની રીતિમાં અને પરમાર્થની રીતિમાં એ સઘળાની ઉપાસના એટલે સહુસહુની યોગ્ય સેવા-ચાકરી કરવી જોઈએ. તેમજ જે પોતાથી વિદ્યામાં અધિક હોય, દ્રવ્યમાં અધિક હોય, ગુણમાં અધિક હોય, કુલમાં અધિક હોય, અધિકારમાં અધિક હોય અને વયમાં અધિક હોય તે સઘળા વૃદ્ધ કેહેવાય. તેમને યથાયોગ્ય સ્નેહ અને વ્યવહારના સંબંધ પ્રમાણે ચાકરી બરદાસ

૧ કેટલાક સસરાને પણ ગુરુપદમાં ગણે છે.

કરવી જોઈએ. ગુણથી, વયથી, વિદ્યાથી, કુલથી, અનુભવથી અને બીજા અનેક પ્રકારથી એક માણસ વૃદ્ધ હોય તો તે પોતાના કરતાં વધારે માનને યોગ્ય છે. એવા અનુભવી પુરૂષોના વિચારો, તેની વાતો અને તેના દેખાવો બોધ લેવાલાયક હોય છે. અને એટલા માટે ગુરુઓની અને વૃદ્ધોની સેવા કરવાનું કહ્યું છે.

'गुरुवश्च वृद्धाः' એ પદમાં બીજી રીતે એવો અર્થ છે કે,–વૃદ્ધ એવા ગુરુનું સેવન કરવું. ગુરુ વૃદ્ધ કહ્યા તેથી એમ ન સમજવું કે બીજા જુવાન ગુરુ પણ હશે. પણ તેનું સમાધાન આ પ્રમાણે છે. એક પિતા, બીજો કુલ-ગુરુ, ત્રીજો વિદ્યાગુરુ, ચોથો મંત્રગુરુ અને પાંચમો બ્રહ્મગુરુ [ જ્ઞાનગુરુ ] એમ પાંચ પ્રકારના ગુરુ કેહેવાય છે. જેમ ગુરુ પાંચ છે તેમ શરીરની અવસ્થા પાંચ છે. તે બાલ્યાદિ દરેક અવસ્થાનો પિતા ગુરુ, પૌગંડ અવસ્થાનો કુલગોર ગુરુ, કિશોર અવસ્થાનો વિદ્યા આપનાર ગુરુ, યુવાવસ્થાનો મંત્ર આપનાર અને વૃદ્ધાવસ્થાનો બ્રહ્મને ઓળખાવનાર ગુરુ. આ પ્રમાણે પાંચ ગુરુ કેહેવાય છે. પિતાએ સર્વ સાધન કરી શકાય એવો દેહ આપ્યો અને જન્મ્યા પછી પણ તેને પાળી પોશી મોટો કર્યો માટે તે ગુરુ કહેવાય છે. પણ તે ગુરુ એ દેહ આપીને સંસારના દુઃખમાં નાંખે છે.[1]

---

૧ જો ખરું સમજાય તો મનુષ્યદેહથી મુક્તિ મળે છે માટે મુક્તિનું દ્વાર તેણે આપ્યું છે અને જોઈતી સંભાળ પણ રાખી છે. પરંતુ તે પ્રમાણે થતું નથી માટે અને પિતા તરફનો બોધ પણ મળતો નથી માટે દુઃખમાં નાંખે છે એમ કહ્યું છે.

કુલગુરુ એ અનેક કર્મના અધિકારી કરી વર્ણપ્રમાણે કર્મ કરાવી તેના બંધનમાં નાંખે છે. વિદ્યાગુરુએ વિદ્યા ભણાવી પણ અજ્ઞાન ટળે એવી ન ભણાવી તેથી અજ્ઞાનના બંધનમાં નાખે છે. મંત્રગુરુ એ કાન ફુંકીને પોતાના મતમાં લાવીને બીજા દેવમાં દ્વેષબુદ્ધિ કરાવી આડે માર્ગે અથડાવે છે. એ પ્રમાણે એ ચાર ગુરુ તો ઉલટા અવિદ્યામાં નાંખે છે તેથી તે કલ્યાણ થવા દે નહિ. પરંતુ પાંચમા ગુરુ જે બ્રહ્મગુરુ [ જ્ઞાનગુરુ ] છે તે તો ઉત્તમ જ્ઞાન આપી સંસારનું બંધન કાપી નિજસ્વરૂપ ઓળખાવી મુક્ત કરે છે. માટે આવા ગુરુ તેજ વૃદ્ધ ગુરુ કેહેવાય. માટે તે બ્રહ્મ જાણનાર વૃદ્ધ ગુરુની શુદ્ધ મનથી સેવના કરવી. પેહેલા ચાર ગુરુઓ છે ખરા પણ તેનાથી સંસારના બંધનથી છોડાવી શકાય નહિ. બંધનથી તો બ્રહ્મગુરુ મળે ત્યારેજ છોડાવે છે. જેમ અંધારી રાત ચાર પોહોરની હોય, તે રાતનું અંધારું સૂર્ય ઉગે ત્યારે જ મટે છે, તેમ ઉપર જે ચાર ગુરુ કહ્યા તે અંધારી રાતના ચાર પોહોર જેવા સમજવા અને પાંચમા જે ગુરુ કહ્યા તે સૂર્ય જેવા સમજવા. એ ગુરુ મળે એટલે અજ્ઞાન એની મેળે નાશી જાય છે. અને તે શિવાય બીજા કોઈ અજ્ઞાનને મટાડી શકતા નથી.[1] જેમ સૂર્ય ઉગે ને અંધારું જાય ને પછી કમલ ઉઘડે તેમ બ્રહ્મગુરુ મળે તો તેના બોધથી અજ્ઞાન જાય છે ને પછી જ્ઞાનરૂપ કમલનો ઉદય થાય. શ્રીગુરુગીતામાં કહ્યું છે કેઃ—

---

૧ એ ચાર ગુરુમાંનો કોઇ અથવા ચારેય અજ્ઞાનને ટાળનાર હોય તો પાંચમાની અપેક્ષા જ રહેતી નથી.

सर्वश्रुतिशिरोरत्ननीराजितपदांबुजः ।
वेदांतांबुजसूर्याय तस्मै श्रीगुरवे नमः ॥

સર્વ મોટી મોટી શ્રુતિયો જેને ચરણે છે અને વેદાંત-રૂપી કમલને ઉઘાડવામાં સૂર્ય જેવા છે તે ગુરુને હું નમસ્કાર કરૂં છું.

સારાંશ એ કે એવા અજ્ઞાનને મટાડી જ્ઞાનને આપનારા વેદાંત જાણનાર ગુરુની કલ્યાણ માટે ઉપાસના કરવી. કહ્યું છે કેઃ—

विदलयति कुबोधं बोधयत्यागमार्थं
सुगतिकुमतिमार्गौ पुण्यपापे व्यनक्ति ।
प्रकटयति कृत्याकृत्यभेदं गुरुर्यो
भवजलनिधिपोतस्तं विना नास्ति किंचित् ॥

આપણુના મનમાં જે નઠારા બોધ બેશી ગયા હોય તેને ટાળી નાંખે, શાસ્ત્રનો અર્થ સમજાવે, સારી ગતિ [મોક્ષ] અને નરતી ગતિ [બંધ] એ બેયનો માર્ગ જુદો પાડી સમજાવે, પાપ અને પુણ્ય એ બેયને જુદાં જુદાં કરી સમજાવે તથા કરવાનું અને ન કરવાનું તેનો ભેદ જણાવી દે. એવો જે ગુરુ છે તેના વિના સંસારરૂપ સમુદ્રને તરવાનું વહાણુ કોઇ નથી.

સમજવાનું એ કે જે નઠારા બોધને ટાળે નહિ, શાસ્ત્રનો અર્થ જે સત્ય હોય તે સમજાવે નહિ, સારી ગતિ એટલે મોક્ષ અને નરતિ ગતિ એટલે બંધનનો માર્ગ જુદો પાડી દેખાડે નહિ, પાપ અને પુણ્યને સમજાવે નહિ અને આ કરવાનું છે અને આ કરવાનું નથી એમ જે સમજાવે

નહિ તેવા ગુરુ હોય તો પણ તે કશા કામના નહિ. કેમ કે તે કાંઈ સંસારસમુદ્રમાંથી તારી શકતા નથી. જેઓ તેવા નથી પણ ઉપરના શ્લોકમાં લખ્યા છે તેવા હોય તો તે સંસારમાંથી તારી શકે છે માટે તેવા જ્ઞાનવાન્ ગુરુની સેવા કરવી. તેવા ગુરુની સેવાથી જે બોધવાન્ થયેલા હોય તેને કશું બાકી રેહેતું નથી. કહ્યું છે કેઃ—

स्वर्गस्तस्य गृहांगणं सहचरी साम्राज्यलक्ष्मीःशुभा ।
सौभाग्यादिगुणावलिर्विलसति स्वैरं वपुर्वेष्मनि ॥
संसारः सुतरः शिवं करतलक्रोडे लुठत्यंजसा ।
यःश्रद्धाभरभाजनं निजपतेः पूजां विधत्ते जनः ॥

ઉપર કહ્યા તેવા પોતાના ગુરુની જે શ્રદ્ધાથી સેવા કરે છે તે માણસને સ્વર્ગ ઘરનાં આંગણાં જેવું છે, સારી ચક્રવર્તિ રાજ્યની લક્ષ્મી દાસી જેવી છે, સૌભાગ્યાદિ ગુણની પંક્તિ પોતાની મેળે દેહરૂપ ઘરમાં આવી રહે છે, સંસાર તરવો સેહેલ છે અને મોક્ષ વગર મહેનતે હાથમાં લોટે છે.

સમજવાનું એ છે કે ઉપર કહ્યા પ્રમાણે સંસારરૂપ સમુદ્રમાંથી તારનાર ખરો બ્રહ્મવેત્તા હોય તેજ ગુરુપદને યોગ્ય છે. અને તેવાની સેવાથી સારી ગતિ મળે માટે તેની સેવા કરવી એમ કહ્યું છે. એટલે આ સ્થળે યાદ રાખવાનું છે કે પિતા આદિ ગુરુએ જો કે જ્ઞાન કદિ ન આપ્યું હોય તોપણ જ્યાંસુધી શરીર હોય ત્યાંસુધી ગૃહસ્થે તે તિરસ્કાર કરવા યોગ્ય નથી. જે તેનો તલભાર પણ તિરસ્કાર કરે કે સેવા ન કરે તે મહા પાપી થાય છે. માટે શાસ્ત્રોની

આજ્ઞા પ્રમાણે અને શ્રેષ્ઠ લોકોની પરંપરા પ્રમાણે તે ગુરુઓ સર્વ પ્રકારે માન આપવા યોગ્ય અને સેવવા યોગ્ય છે. તેઓ કદિ બોધવાળા ન હોય ને તેના વિચારો સારી ગતિને અનુકૂલ ન હોય તો તે તેને દુઃખ ન લાગે તેમ સાંભળી લઇને પેટમાં શમાવી દેવા પણ તેનું અપમાન ન કરવું અને બોધના વિચારો જે સર્વ સાધનવાળા બ્રહ્મવેત્તા ગુરુ હોય તે પાસેથી લેવા. એમ સર્વ રીતે કરીને પોતાનું કલ્યાણ થાય તેમ કરવું.

---

उपस्थिते प्राणहरे कृतांते
किमाशु कार्यं सुधिया प्रयत्नः ।
वाक्कायचित्तैः सुखदं यमघ्नम्
मुरारिपादांबुजमेव चिंत्यम् ॥ २४ ॥

अर्थ.

शिष्य—प्राणने हरनारो काल आवे त्यारे रूडी बुद्धिवाळाए तरत शुं प्रयत्न करवुं ?

गुरु—सुखने आपनारां अने यमने नाश करनारां परमेश्वरनां चरणारविंदनुं वाणी शरीर अने चित्तवडे चिंतवन करवुं.

टीका.

પ્રાણને હરનારો કાલ કોઇને મેલતો નથી. જે જે નામરૂપ ઉત્પન્ન થાય છે તેનો અવશ્ય નાશ થાય છે. મોટા મોટા મહીપતિઓ અને ક્ષુદ્ર પ્રાણીઓને મોત એકસરખી

રીતે અસર કરે છે. જ્યારથી શરીરનું બીજ બંધાયું ત્યારથી તેને માથે મોતનો નિશ્ચય થઈ ચુકે છે. જન્મવાળા પદાર્થ જ્યાંસુધી ન મરે ત્યાંસુધીજ આશ્ચર્ય માનવા જેવું છે. બાકી મરે તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી, કેમ કે મોત તો જન્મની સાથેજ જન્મેલું છે. ભાગવત દશમસ્કંધમાં વસુદેવજીએ કંસને કહ્યું છે કે:

**मृत्युर्जन्मवतां वीर देहेन सह जायते ।**
**अद्य वाब्दशतांते वा मृत्युर्वै प्राणिनां ध्रुवः ॥**

હે વીર! જન્મ લેનારાં પ્રાણીઓને મૃત્યુ દેહની સાથેજ ઉત્પન્ન થાય છે. આજ અથવા સો વરસ પછી પણ પ્રાણીઓનું મૃત્યુ ખરેખર છેજ.

આ વાત પ્રત્યક્ષ છે. આપણી નજરે પશુ પક્ષી ઝાડ અને મનુષ્યોનાં મૃત્યુનો આપણને અનુભવ થાય છે. કોઈ તાવથી કે કોઈ ઉધરસથી મુવો એમ કેહેવાય છે પણ તે તો માત્ર નિમિત્તરૂપ છે, બાકી ખરૂં જોતાં પ્રારબ્ધ પ્રમાણે કાલ સહુનો નાશ કરે છે. આ કાલ જ્યારે ઓચિંતો આવે ત્યારે બુદ્ધિમાન માણસે વાણી મન અને શરીરથી ઈશ્વરનું ચિંતવન કરવું કેમ કે મોતના ભયથી મુકાવનાર અને સુખને આપનાર એજ સાધન છે. શરીર, વાણી અને મનને એક કરીને પરમેશ્વરનું જે રટણ કર્યું હોય તે ઉત્તમ સુખ આપ્યાવગર રેહેતું નથી. અંતકાલ આવે ત્યારે બંધન તથા ઉપાધિ આપનારા વ્યાવહારિક સ્ત્રીપુત્રમિત્રાદિ પદાર્થો અને ભારે ભારે વૈભવો કે ઉદ્યમોને અંતઃકરણમાંથી કાઢી નાંખીને મોઢેથી ઈશ્વરનાં નામ જપવાં, મન ઈશ્વરમાંજ

લગાડવું અને શરીરની ક્રિયા પણ મન-વાણીને અનુકુલજ રાખવી. અર્થાત્ સઘળાં ઇંદ્રિયોને મનસહિત ઈશ્વરમાં જોડી દેવાં. એ મરવા વખતનું બુદ્ધિમાનનું તરત કરવાનું કામ છે, જેથી ઉત્તમ સુખ થાય છે. આવી રીતે જે ઇશ્વરની ભક્તિ નથી કરતા અને "હાય ફલાણું રહી ગયું, હાય હવે બધું પડયું રેહેશે" એમ મોઢેથી ને મનમાંથી હાય વોય કરે છે ને મરતાંસુધી મમત્વની શિલાને ગળે બાંધી રાખે છે તેને મોત કાંઈ છોડતું નથી. આવા અમૂલ્ય શરીરને ઈશ્વરની ભક્તિ કર્યાવગર સ્ત્રી, પ્રજા અને ધનની હાય વોય કરતાં છોડી દેનારા ગમે તેવા બુદ્ધિમાન હોય પણ તે બુદ્ધિમાન ન કેહેવાય અને તેને ઇશ્વરભજન વિના સુખ કે સારી ગતિ પણ ન થાય. માટે અંતકાલે જે કાંઇ સારો બોધ સાંભળ્યો હોય તેનું મનન કરવું, પોતાના રૂપનો અનુભવ કરવો, મોઢેથી ને મનમાંથી ઈશ્વરનાં તલ્લીનપણેથી નામ લેવાં અને તેજ રટણ રાખવું એજ કર્ત્તવ્ય છે.

આ શિવાય અનેક પ્રકારનાં દાન આપવાં અને પ્રાણિયોને સંતોષ ઉપજાવવો, ઇત્યાદિ કર્ત્તવ્ય છે તે સ્વસ્થ શરીર હોય ત્યાંસુધી કરી લેવાનાં છે.

---

के दस्यवः संति कुवासनाख्याः
कः शोभते यः सदसि प्रविद्यः।
ज्ञातेव का या सुखदा सुविद्या
किमेधते दानवशात् सुविद्या ॥२५॥

## अर्थ.

**शिष्य**—चोर कोण केहेवाय ?

**गुरु**—नठारी वासनाओ होय ते.

**शिष्य**—सभामां कोण शोभे ?

**गुरु**—अति विद्यावाळो होय ते.

**शिष्य**—शांतिना जेवुं सुख आपनार कोण छे ?

**गुरु**—सुविद्या.

**शिष्य**—दान आपवाथी शुं वधे छे ?

**गुरु**—सुविद्या.

## टीका

સઘળી ઉપાધિ તજી બેઠેલા પુરુષને કુવાસના એ ફાંસી દઇને મારી નાંખનારા ચોરના જેવી છે. મહાજ્ઞાની પુરુષને કોઇ પદાર્થમાં દેખવાથી કે સાંભળવાથી વૃત્તિ ચોટી જાય તો, હોય તે દેહ છૂટયા પછી જ્યાં વૃત્તિ ગઈ હોય ત્યાં અવતાર આવે. આવી રીતે જ્ઞાનીને પણ અવતાર લેવરાવે તેવી વૃત્તિનું નામ વાસના કેહેવાય. એ વાસના મોક્ષ થવો તો રહ્યો પરંતુ વચમાં લટકાવી રાખે છે. બોધવાનને એમ થાય છે ત્યારે હજારો વાસનામાંજ ખુંચી રહેલાની તો વાત પણ શી કરવી ? અહિં એક યોગીનું દ્દષ્ટાંત લખિયે છિયે.

એક કોઇ મોટો યોગીશ્વર હતો. તેણે પોતાનો મૃત્યુકાલ આવ્યો જાણી શિષ્યને આસન પવિત્ર કરવાનું કહ્યું. શિષ્યે આસન પવિત્ર કરી આપ્યું તે ઉપર સમાધિ

બાંધવા બેઠો. સામે એક આંબાના વૃક્ષમાં શાખ વળગેલી હતી તેમાં દૃષ્ટિ પડવાથી ત્યાં વાસના લઈ ગઈ. આવી રીતે શાખમાં વાસના જવાથી તે મહાયોગીને દેહ છુટતાં તેમાં કીડાનો અવતાર લેવો પડયો.

આ પ્રમાણે, ચોરલોકો જેમ ઘણું ધન કમાઇને દેશ લઈ જતા હોઇએ તેને માર્ગમાં લુટી જાય છે ને વાટમાં રખડતા કરી મેલે છે તેમ દુષ્ટ વાસના પણ ઘણી મેહેનતે પ્રાપ્ત થયેલા જ્ઞાનને નિષ્ફલ કરી પરમપદ નહિ પામવા દઈને વચમાં અવતાર લેવરાવી રખડાવે છે. માટે એના જેવો કોઈ દુષ્ટ શત્રુ નથી. મહાપુરુષને કેરી જોવામાં આટલું બંધન થયું તો પછી બીજાં કૃત્યોને તે કેમ કરેજ ? કોઈ એમ કેહે કે “ દેહનાં કૃત્ય દેહ કરે છે એમાં આત્માને કાંઇ બાધ નથી, ” તો તેવી રીતે બોલનારાની સાથે વાત પણ કરવી નહિ. કેમ કે એમ જે બોલે છે તે ખરેખરા જ્ઞાની નહિ પણ અજ્ઞાની સમજવા. દેહનાં કૃત્ય દેહ કરે છે એવું બોલીને નરકમાં પડવા જેવાં ને જન્મ-મરણનાં દુઃખ ભોગવવા જેવાં કર્મ કરનારનો મોક્ષની ઇચ્છાવાળાએ સંગજ કરવો નહિ, ને એવાની વાતો પણ સાંભળવી નહિ, પોતપોતાની મેળે સમજીને વાસનામાત્રનો ત્યાગ કરવો. કહિ વાસના પરાણે ખેંચી જાય તોપણ તેને રોકી રાખવી. જો તે રોકાય નહિ તો પછી મોક્ષને માટે બીજો ઉપાય નથી. કેમ કે ગમે તેટલા ઉપાયો સાધ્યા હોય પણ જો કુવાસના થાય તો સઘળા નકામા થાય છે. કોઇની સાથે વાદ કરવામાં, કોઇને વાદે હરાવી દેવામાં કે

મોટી મોટી કથાઓ કેહેવાથી મુક્તિ નથી થતી પણ મુક્તિ તો સંશય, વાસના અને અજ્ઞાન ટળે ત્યારે એની મેળે થાય છે. એટલામાટે તે ટાળીને અહંગ્રંથી[1], કર્મગ્રંથી[2] તથા સંશયગ્રંથિથી[3] છુટાયું એટલે પછી મોક્ષજ છે. કહ્યું છે કેઃ—

**मोक्षस्य नहि वासोस्ति न ग्रामांतरमेव वा ।**
**अज्ञानहृदयग्रंथिनाशो मोक्ष इति स्मृतः ॥**

મોક્ષનો ક્યાંઇ વાસ નથી કે કોઈ ગામ પણ નથી. અર્થાત્ મોક્ષ એટલે કોઈ રહેવાની જગ્યા કે ગામ નથી પરંતુ અજ્ઞાનરૂપ હૃદયની ગાંઠ ગળી જવી તેનું નામ મોક્ષ કેહેવાય છે.

સમજવાનું એજ કે હૃદયમાંની અજ્ઞાનરૂપ ગાંઠ ગળે એટલે મોક્ષજ છે. માટે અહંગ્રંથિ કર્મગ્રંથિ અને સંશયગ્રંથિ ટાળીને તથા વાસનારૂપ ચોરને અળગા રાખીને સુખેથી મુક્ત થવું. અંતઃકરણનો સંશય જ્યાંસુધી ન મટે ત્યાંસુધી મુક્ત થયું કેહેવાય નહિ. કહ્યું છે કેઃ—

**न मोक्षो नभसः पृष्ठे पाताले चान्यभूतले ।**
**संशयस्य क्षये चित्तक्षयो मोक्ष इति स्मृतः ॥**

આકાશમાં, પાતાળમાં અથવા પૃથ્વીના પડ ઉપર મોક્ષ નથી. પરંતુ સંશય ટળી જાય અને તેથી ચિત્ત ચિદ્‌માં લય પામે તે મોક્ષ કેહેવાય.

સમજવાનું એ કે સંશય ટળે અને મન સ્થિર થાય એટલે સહજ મોક્ષ છે. વાસના થવાનું કારણ પણ ચિત્તનું અસ્થિરપણું છે માટે વાસના ન ઉઠે એમ ચિત્તને ચિદ્‌માં

---

૧ હું અને મારૂં, ૨ પાપ–પુણ્ય. ૩ આમ હશે કે નહિ હોય.

લય કરી દેવું. કોઇને શંકા થાય કે 'નઠારી વાસના જ્યારે કહી ત્યારે સારી વાસના પણ હશે' તો તે વાત સત્ય છે. નિર્મલ જ્ઞાન પ્રાપ્ત થઇ પોતાના સ્વરૂપનો યથાર્થ અનુભવ થઇ 'અહંબ્રહ્માસ્મિ' એવી અખંડાકાર વૃત્તિ રેહે તેનું નામ સુવાસના છે. આત્મબોધમાં કહ્યું છે કેઃ—

**एवं निरंतराभ्यस्ता ब्रह्मैवास्मीति वासना ।**
**हरत्यविद्याविक्षेपान् रोगानिव रसायनम् ॥**

એ રીતે અહંબ્રહ્માસ્મિ [હું બ્રહ્મ છું] એવી નિરંતર અભ્યાસ થયેલી વાસના, રસાયન જેમ રોગોને નાશ કરે છે તેમ અવિદ્યાના વિક્ષેપોને નાશ કરે છે.

એ શિવાય જે કાંઈ હોય તે સઘળી કુવાસના સમજવી. અહંબ્રહ્માસ્મિ એવી અખંડાકાર વૃત્તિ થયા પછી શરીરના ધર્મ રહે ખરા પણ તે દેખવામાત્ર છે. જેમ કે લોઢાનું તીખા દાંતાનું દાતરડું હોય તે નિત્ય ઘાસ કાપે છે, પણ જ્યારે તેને પારસમણિ અડચો ત્યારે તે લોઢાનું મટી સોનાનું થઈ જવાથી તે ઘાસ કાપવા આદિ ક્રિયા કરતું નથી, માત્ર આકૃતિ દાતરડા જેવી દેખાય છે; તેમ બ્રહ્માકાર વૃત્તિ થઈ એટલે પછી તેવા પુરુષને ઇંદ્રિયો દેહ હોય ત્યાંસુધી દેખવામાત્ર છે. બીજા અજ્ઞાનિનાં ઇંદ્રિયોની પેઠે આવા પુરુષનાં ઇંદ્રિયો ક્રિયા નથી કરતાં, કેમ કે એવા પુરુષો તો બધું બ્રહ્મમય દેખે છે. તેમને બીજી ભાવના કશી રેહેતી નથી. કેમ કે જેને સાક્ષાત્કાર થયો તેમને વ્યવહારનું કાર્ય કાંઈ સ્ફુરતુંજ નથી. જે મુમુક્ષુ સાધક હોય તેમણે તો પ્રમાણમાત્ર પ્રવૃત્તિથી સાધનાકારવૃત્તિ રાખવી

જોઇએ અને તેજ પ્રમાણે વાણી રાખવી જોઇએ. સાધનાકારવૃત્તિ વિના પરમ લક્ષ્યને પોહોંચાતું નથી. જેમ કોઈ પુરુષને સેતુબંધરામેશ્વર જાવું હોય તો તે પોતાના ગામમાં બેઠો બેઠો, મજલ, ગામ, ઠામ, ઠેકાણાં, તળાવ, નદી, ડુંગર આદિ બધાં કાગળમાં લખ્યાં હોય તે વાંચી જાય ને સંભારી રાખે તેથી શું દર્શનનું ફલ થાય? જો ગામમાંથી ચાલીને તે પ્રમાણે મજલ કરી કરી તે બધાં પાછળ મૂકતો જાય તો દર્શનનું ફલ થાય. તેમ શાસ્ત્ર ભણ્યો હોય, શબ્દ સાધ્યા હોય, સભા જીતી હોય, એથી જ્ઞાનનું ફલ ન થાય. જ્ઞાનનું ફલ તો બધાં સાધનોમાં અવળી રીતે ગુંથાય નહિ તો થાય. સારાંશ સમજવાનો એ કે પુરુષે જ્ઞાન થવામાટે સારાં સાધનો કરવાં અને જ્ઞાન થયું એટલે પ્રવૃત્તિ એનીમેળે ટળે છે. કદી કોઈ પ્રમાણુમાત્ર પ્રવૃત્તિ રહે તો તે પણ ટળી જવાને મનમાં વિચારવું, અને મનન કરવું કે આટલાં આટલાં સાધનો કરિયે છિયે માટે આ જરા પ્રવૃત્તિ છે તે ક્યારે ટળશે? આમ કરતાં પણ એટલી પ્રવૃત્તિ ન ટળે તો બીજો મનુષ્યદેહ પામી તેમાં તેટલી પ્રવૃત્તિનો નાશ કરી મુક્ત થવું. જેણે અનેક સાધનો કર્યાં હોય તો તેને કાંઇક ન્યૂનતા રહી હોય તો સ્વર્ગાદિકમાં સુખ ભોગવીને પાછો પવિત્ર અને શ્રીમંત મનુષ્યને ત્યાં અવતરે છે. એ વિષે [ शुचीनां श्रीमतां गेहे ] એ ગીતાજીના શ્લોકથી આગળ પણ કેહેવાઈ ગયું છે. સમજવાનું એ કે બ્રહ્માકારવૃત્તિમાં કાંઇક ન્યૂનતા રહી હોય તો મુક્ત નહિ થતાં અવતાર લેવો પડે છે, માટે તેવી

વૃત્તિ થઈ જવા પ્રયત્ન રાખવું. પૂર્ણ બ્રહ્માકારવૃત્તિ ન થઈ હોય ને 'હું જ્ઞાની છું' એમ કહે તેને પૂર્ણ જ્ઞાની સમજવો નહિ. એવાઓને જ્ઞાન થતું નથી ને અનેક અવતાર ધરે છે. એ વિષે અપરોક્ષાના [ कुशला ब्रह्मवार्तायां ] એ વચનથી કેહેવાઈ ગયું છે તે આહિં સ્મરણમાં લેવું.

સમજવાનું એ છે કે બ્રહ્માકારવૃત્તિ થયા પછી કુવાસના રેહેવી જોઇએ નહિ. ખાવું, પીવું, વસ્ત્ર, આભૂષણ, પ્રજા, નાત, જાત આદિ અનેક પદાર્થો કુવાસનાના છે. તેનેવિષે જો મૃત્યુકાલે વૃત્તિ રહે તો તે કુવાસના કેહેવાય. એ કુ-વાસના ન થાય તેનેમાટે પૂર્ણ ધ્યાન રાખવું જોઈએ. શાસ્ત્રમાં કહ્યું છે કે, 'मरणे या मतिः सा गतिः' [ મરણ સમયે જેવી મતિ થાય તે મતિ પ્રમાણે ગતિ થાય છે. ] આ વાત ઘણી સૂક્ષ્મબુદ્ધિથી સમજવાની છે. ભણવાથી ને શીખવાથી કદી નિરંતર સારી વૃત્તિ રેહેતી હોય તો પણ બહુ હર-ખાઇ જાવું નહિ. જ્યાંસુધી વાસના પૂર્ણ રીતે શમી ન હોય ત્યાં સુધી તેને શમાવવાનાં સઘળાં સાધનો કર્યા કરવાં, કેમ કે એ સાધનવડે જો વાસના વીરામ પામી હોય તો દેહ પડ્યા પછી જન્મ-મરણનું દુઃખ રહે નહિ. માત્ર ઉપર ઉપરના બોધથી ને વાતો સાંભળીને 'હું જ્ઞાની છું' એમ કહે તો તેને પછી જ્ઞાન થતું નથી. યોગવાસિષ્ઠ-માં લખ્યું છે કે, વાસના શમ્યાવિના જે પોતાને જ્ઞાન થયું છે એમ માને છે તે કુતરાં જેવો સમજવો. કેમ કે જ્ઞાની થયો એમ માની બેસે પછી જ્ઞાન થવાનાં સાધન કરે નહિ અને સાધન ન કરે પછી વાસના કેમ ટળે? એ

વાસના એવી તો ઝીણી છે કે તેને ટાળતાં ઘણી મહેનત લાગે છે. તે જો રહી જાય છે તો સારી હોય તો સારું ફલ આપે ને નરતી હોય તો નરતું આપે છે. મંડનમિશ્રની સ્ત્રીને શંકરસ્વામીએ કહ્યું છે કેઃ—

**वासना यदि भवेत्फलदात्री किं करिष्यति**
**पुरी मम काशी । व्यापको भवति चेत्पर-**
**मात्मा तारकं किमपि नोपदेशेन: ॥**

જો વાસના ફલને આપનારી છે તો કાશી પુરી મને શું કરશે? અને પરમાત્મા જો વ્યાપક છે તો સંસારને તારવાના મંત્રનો અમને ઉપદેશ નહિ કરે?

સમજવાનું એ છે કે, ઉપરના શ્લોકમાં સુવાસનાનું રૂપ દેખાડયું છે. જો કે સુવાસના પણ ટળી જાય તો ઉત્તમ બ્રહ્માકારવૃત્તિ કેહેવાય, તો પણ કદિ ન ટળે તો કુવાસનાની પેઠે દુઃખ દેતી નથી. કુવાસના તો ઘણી દુઃખ દે છે અને કર્યું કારવ્યું ધૂળ મેળવે છે. વળી બીજું એક દૃષ્ટાંત સમજવાને લખિયે છિયે.

કોઈ શહેરમાં બે મિત્ર રહેતા હતા. તેમાં પેહેલાના મનમાં વૈરભાવ હતો અને બીજો તો શુદ્ધભાવથી વરતતો હતો. પેહેલે મિત્રે વૈરભાવથી ‘હુ મરીશ તો મારો મિત્ર પણ મારી વાંસે મરશે’ એવું વિચારી [1]ભેરવજપ ખાધો. બીજો મિત્ર જે ખરા ભાવવાળો હતો તેણે વિચાર્યું કે ‘મારો મિત્ર ભેરવજપ ખાવાનો હોય તો કહ્યા વગર ન રહે, માટે જરૂર તે અજાણતાં લપશી પડયો હશે. એ અચાનક

---

૧ ઉંચેથી પડતું મેલવું તે.

મુવો તેથી તેને વાસના રહી ગઇ હશે માટે તેને મોક્ષ પમાડું.' આમ વિચારી બીજા ભલા મિત્રે પણ 'મારા મિત્રને મોક્ષ થજો' એમ બોલતાં બોલતાં ભેરવજપ ખાધો. આમાંથી એમ થયું કે જે પહેલો કપટી મિત્ર પોતાના મિત્રને મારવા માટે મુવો હતો તેને પોતાના મિત્રે મરીને મોક્ષ આપ્યો તેથી તેની નઠારી વાસના પડી રહી ને તે પોતે મોક્ષ પામ્યો અને બીજો સાચો મિત્ર મુવો હતો તેને વાસના તો મોક્ષની હતી પણ બીજાને માટે હતી તેથી તેને મોક્ષ ન થયો પણ પેહેલા કપટી મિત્રની વાસના તેને વળગી.

આવી રીતે વાસના બંધનકારક છે. એ વાસના શમી જાય એટલે પછી અન્ન વસ્ત્ર આદિ માટે દોડવું પડતું નથી. માટે છેવટ સમજવાનું એ છે કે, જે કુવાસના જન્મ–મરણ આદિ અનેક દુઃખ અપાવનારી ને જ્ઞાનને નિષ્ફલ કરનારી છે તેનો સમૂલ નાશ કરવો. કેમ કે એ વાસના શિવાય બંધનમાં નાખનાર બીજું કોઈ નથી. મન–ઇંદ્રિયને વશ્ય કરી પ્રથમથી વાસનાથી દૂર રહેવાનો અભ્યાસ રાખવો જોઇએ, નિકર અંતઃકાલે પછી તે ટાળવી કઠણ થઇ પડે છે.

સત્પુરૂષોની સભામાં જે ઉત્તમ વિદ્યા જાણનાર હોય તે શોભે છે; તે ઉત્તમ વિદ્યા બ્રહ્મવિદ્યા સમજવી. બીજી સઘળી વિદ્યા કરતાં તે અધિક છે ને બંધનમાંથી છોડાવનાર છે માટે તે ઉત્તમ છે. એ વિષે આગળ લખાઈ ગયું છે. એ વિદ્યાવાળાવિના સત્પુરૂષોની સભામાં બીજો કોઈ શોભતો[1] નથી.

---

૧ વ્યવહારપક્ષમાં સારી વિદ્યા સુખ આપનારી છે.

તેવીજ રીતે શાંતિના સરખી સુખ આપનારી પણ તેજ સુવિદ્યા એટલે બ્રહ્મવિદ્યા છે. આત્મા સુખરૂપ છે, અવિદ્યાને લીધે તે જીવ થઈ દુઃખ ભોગવે છે, પણ તેજ આત્મા બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઈ કે જીવબુદ્ધિ તજીને શાંતિ પામે છે. નામરૂપ એ બધું સાચું છે એમ માનવામાં આવતું હોય તે બ્રહ્મવિદ્યાના પ્રભાવથી મિથ્યા ભાસે એટલે શાંતિ થાય છે. કેમ કે નામરૂપ ખોટું જાણ્યું એટલે ખોટા ઉપર મન જાય નહિ. જેમ કોઇ આકડાનું આકોલિયું પડ્યું હોય તે ઉપર કેરી છે એવું ભાન થવાથી લેવાની અને ખાવાની લાલચ થાય, પણ ક્રમેથી જણાયું કે તે અકોલિયું છે એટલે પછી તે લેવાની કે ખાવાની ઇચ્છા એની મેળે ટળી જાય; તેમ બ્રહ્મવિદ્યાથી સર્વ મિથ્યા જાણ્યું એટલે પછી એમતેમ ભટકવું ટળી જાય છે. મિથ્યા ભાન થયા પછી શરીર રહે તોપણ તે પ્રારબ્ધપ્રમાણે આવી મળે તે ભોગવે પણ તેમાં સત્યબુદ્ધિ થાય નહિ.

કોઇ ભીખારણ હોય તે અનેક પ્રકારથી કાલાવાલા અને ચેષ્ટા કરતી હોય પણ જો તે રાજાને ગમે ને તેની રાણી થાય[1] તો પછી પોતાની પૂર્વ અવસ્થાના ચાળા ને ચેષ્ટા તજી દે છે ને અતિ આનંદ ભોગવે છે, તેમ જેવી વૃત્તિ અજ્ઞાનદશામાં ચેષ્ટા કરતી હોય તેવી પછી જ્ઞાન-દશામાં કરેજ નહિ અને પરમ શાંતિને બ્રહ્મવિદ્યાના પ્રભાવથી પામે.

---

૧ કામનાથી આંધળા થયેલાઓ તેમ કરે તેમાં આશ્ચર્ય ન હોય, પણ આ તો દૃષ્ટાંત છે.

તેમજ દાન આપવાથી પણ સુવિદ્યા[1] એટલે બ્રહ્મવિદ્યા વધે છે. અન્ન હોય પણ તેમાંથી આપિયે તો ખૂટી જાય, દ્રવ્ય હોય ને તેમાંથી આપિયે તો ખૂટી જાય, વસ્ત્ર હોય ને આપવા માંડિયે તો ખૂટી જાય, તેમ જે કાંઈ નામ રૂપવાળા પદાર્થ આપવા માંડિયે તો ખૂટી જાય, પણ બ્રહ્મવિદ્યા તો જેમ જેમ આપિએ તેમ તેમ વધતી જાય છે. વાસિષ્ઠસારમાં લખ્યું છે કેઃ—

**सर्वा एव कला जंतोरनभ्यासेन नश्यति ।**
**इयं ज्ञानकला नित्यं सकृज्जाताऽ वर्धते ॥**

સર્વ જેટલી કલાઓ છે તે સઘળી અભ્યાસવિના નાશ પામે છે અર્થાત તેનો નિરંતર અભ્યાસ રાખવો જોઈએ છીયે, પણ આ જ્ઞાનકલા તો એકવાર ઉત્પન્ન થાય તો પછી નિરંતર વધ્યા જ કરે છે.

સમજવાનું એ કે લખવું, ભણવું, ચીતરવું એ આદિ જેટલી કલા કે વિદ્યા છે તે જો નિરંતરનો અભ્યાસ ન રાખ્યો હોય તો ક્રમે ક્રમે નાશ પામી જાય છે, પણ તત્ત્વજ્ઞાનરૂપ ઉત્તમ કલા તો એક ફેરે ઉદય થઇ કે પછી ક્રમે ક્રમે વધતી જાય છે, માટે એ બ્રહ્મવિદ્યાનું દાન કરવું જેથી નિરંતર વધ્યા કરે. પૃથ્વીને અન્ન આપિયે તે જેમ વધે છે તેમ પાત્રે આપેલી બ્રહ્મવિદ્યા પણ વૃદ્ધિ પામે છે. માટે જે વૃદ્ધિ પામતી જાય તેજ સુવિદ્યા અને તેનું દાન તેજ ખરું દાન છે.

---

૧ વ્યવહારમાં પણ સર્વ વિદ્યાઓ બીજાને શીખવવાથી વૃદ્ધિ પામે છે.

कुतो हि भीतिः सततं विधेया
लोकापवादाद्भवकाननाच्च ॥
को वास्ति बंधुः पितरौ च कौ वा
विपत्सहायः परिपालकौ यौ ॥ २६ ॥

अर्थ.

शिष्य—निरंतर बीक कोनाथी राखवी ?

गुरु—लोकोना अपवादथी अने संसाररुप अरण्यथी.

शिष्य—बंधु कोण केहेवाय अने माता-पिता कोण केहेवाय ?

गुरु—जे विपत्ति आवी पडे तेमां सहाय करे ते बंधु अने जे पालन पोषण करे ते माता-पिता केहेवाय.

टीका.

ગમે તે સારી ક્રિયા ઉપર અથવા ગમે તે ગુણ ઉપર, ઉપરથી કુતર્ક બાંધીને વિચાર વગરના લોકો બીજા-ઉપર જૂઠી આળ ચડાવેછે તેનું નામ લોકાપવાદ કેહેવાય. એ લોકાપવાદથી નિરંતર બીક રાખવી જોઈએ. મનમાં એમ સમજવું જોઈએ કે 'આ નિર્દોષ કામ છે તોપણ રખે ને તેમાં લોકો ખોટો અપવાદ મૂકે.' એમ બીક રાખવાનો મૂલ હેતુ એજ છે કે જેથી લોકાપવાદ લાગે તેવી કોઇ પણ રેહેણી કરણી રાખવી નહિ. કહ્યું છે કે:

यद्यपि शुद्धं लोकविरुद्धं ना करणीयं नाचरणीयम् ।

જો કે સાવ શુદ્ધ હોય તો પણ જો લોકને વિરૂદ્ધ હોય તો તેવું કામ પણ કરવું નહિ અને તેવું આચરણ પણ કરવું નહિ.

આ વાત વ્યવહારીને અને જ્ઞાનીને બેયને સમાન છે. આ ઠેકાણે કદી શંકા થાય કે જ્ઞાનીને તો નિર્ભય[1] કહ્યો છે ત્યારે પછી તેને શા માટે અને કોની બીક હોય? તો તેનું ટુંકામાં સમાધાન એટલું છે કે જ્ઞાનિયોનાં સારાં આચરણ ઉપરથી બીજાઓએ બોધ લેવાનો છે માટે એવા પુરૂષોએ તો જરૂર લોકાપવાદનો ભય રાખી રેહેણી કરણી સારી રાખવી જોઇએ. જેમ કોઇ એક ભટકતો ભીખારી હોય તે ગમે ત્યાં ભીખ માગીને ખાતો હોય કે ગમે તેમ જ્યાં ત્યાં પડયો રહેતો હોય અને ગમે તેવો મલીન હોય પણ તેનાં આચરણ જોઇને કોઇ તે પ્રમાણે ચાલતું નથી, પણ જ્યારે તે ભિક્ષુક મટીને કોઇ રાજા થાય છે ત્યારે પછી તેણે પ્રથમની પેઠે જ્યાં ત્યાં પડી રેહેવાય નહિ, ઘેર ઘેર ભીખ મગાય નહિ અને ભીખ માગીને આણેલા પદાર્થો વેચવા જવાય નહિ. રાજા થયો પછી કોયનો ભય તેને ન હોય તો પણ તે વિચારે છે કે ‘ હું રાજા થયો માટે જ હવે હું તેવાં આચરણ રાખું તો ખોટું લાગે.’ આટલો ભય લોકો ચરચા ન કરે તેનેમાટે અને બીજા કોઈ રાજા

---

૧ નિર્ભય છે એટલે મૃત્યુ વગેરેનો પણ ભય નથી એમ સમજવું, પણ તે નિર્ભય થયો માટે અપવાદ આવે એવાં આચરણ કરે એમ તો સ્વપ્નેં પણ સમજવું નહિ. પણ જો કાંઇ કરે તો લોકસંગ્રહ માટે સારાંજ આચરણ કરે એમ સમજવું.

થઇને તેવું ન કરે તેનેમાટે રાખવો જોઈએ. તેમજ કોય પુરુષ અજ્ઞાન દશામાં ગમે તેવાં આચરણ કરતો હોય પણ જ્યારે તેને જ્ઞાન થયું ત્યારે પછી જેથી લોકાપવાદ લાગે તેવાં આચરણ તજી દેવાં જોઇએ. જ્ઞાનીએ એમ વિચારવું જોઈએ કે ‘ હું સદૈવ નિર્મલ છું, મારામાં કશો વિકાર નથી, તેમ છતાં પણ સ્ત્રિયોનો પ્રસંગ થવાથી લોકો દોષ દે એવું શા માટે મારે કરવું જોઇએ ? નિર્મલપણાથી પણ સ્ત્રિયોનો જરાક પ્રસંગ થશે કે લોકો ઉપરના ખોટા તર્કથી મારી નિંદા કરી ચર્ચા ચલાવીને પાપ બાંધી નરકમાં પડશે. માટે જ્યારે મારે કોઈ સ્ત્રીઓ સાથે મતલબ નથી ત્યારે શા માટે પ્રસંગ રાખવો જોઈએ ? એવું વિચારીને જો ચાલે તો લોકાપવાદ આવતો નથી. જુવોને રામચંદ્રજી જેવા મહાપરાક્રમી મહારાજાએ લોકના અપવાદથી પોતાનાં પવિત્ર પત્નિ સીતાજીનો ત્યાગ કર્યો હતો. મૂર્ખ લોકો અવિચારી હોય છે તેથી જે તે વાતમાં પાત્ર જોયા વિના અપવાદ મેલી દે છે માટે વિદેહમુક્ત જ્ઞાનિએ કશો દોષ-દૃષ્ટિવાળો સંબંધ ન હોય તોપણ પરસ્ત્રીઓ સાથે બીલ-કુલ પ્રસંગ રાખવો નહિ. લોકો એવા અણુસમજુ છે કે ગમે તેવા જ્ઞાનીને પણ જરા પણ સ્ત્રીનો પ્રસંગ જુવે તો એમ વાતો ઉઠાવે કે જો તેના મનમાં કાંઇ દગાબાજી ન હોય તો સ્ત્રીનો સંગજ શું કરવા રાખે ? આવી રીતે અપ-વાદ ન આવવા દેવા સ્ત્રિયોનો મુદ્દલ પ્રસંગજ રાખવો ન જોઈએ. સ્ત્રીઓના સંગ સાથે દ્રવ્યનો પણ સંગ કરવો નહિ. મનમાં એમ વિચારવું જોઈએ કે, ‘ મારે એ માટી જેવાં મિથ્યાં દ્રવ્યનું શું કામ છે ? ’ ખાવાને અન્ન અને પહે-

રવાને વસ્ત્ર આદિ જે કાંઈ જોઈએ તે એની મેળે વખત થયે મળી રેહે છે અને કદિ ન મળે તો જેવાં દેહનાં પ્રારબ્ધ હશે તેમ થશે. દ્રવ્ય રાખવું એ મારો ધર્મ નથી; પરંતુ સંસારીનો ધર્મ છે. કદી પ્રારબ્ધયોગે એનીમેળે પ્રાપ્ત હોય તોપણ સારા કામમાટે જો સંગ કરીશ તો લોકો તેથી ઉલટો અર્થ લેશે અને ઉલટા ચાલશે માટે સંગજ કરવો નહિ. આવી રીતે સ્ત્રી અને દ્રવ્યનો સંગ તજી દેવો. કેટલાક જે મિથ્યા જ્ઞાનીઓ હોય છે તે પોતે પોતાના ભણતરને બલે જ્ઞાની કેહેવાતા હોય તે બેય સંગ તજતા નથી અને કોઈ સંગ તજવાનું કહે તો સંમતિનાં પ્રમાણો સંભળાવી ઉલટા કેહેનારને ભોઠો પાડી દેછે. એવા મિથ્યા જ્ઞાનીઓને ધિક્કાર છે. જે વિદેહી થયો હોય છે તે તો સ્ત્રીની કે દ્રવ્યની વાત પણ સંસારીને યોગ્ય સમજી સાંભળતાં પણ ભય ધરે છે. અને વિચારે છે કે, ‘હું જેવાં આચરણે ચાલીશ તે પ્રમાણે બીજો દેખી દેખીને ચાલશે. મારે તો કાંઇ પ્રયોજન નથી પણ બીજા મૂર્ખજનો મારું જોઇને કરશે તો બુડી મરશે. અને સર્વાત્મપણાવડે તે હુંજ છું માટે એવાઓના કલ્યાણને અર્થે સારાં આચરણથી મારે ચાલવું જોઇએ.’ જે પ્રમાણે મહાપુરુષો ચાલે છે તેનું જોઇને તે પ્રમાણે બીજા લોકો ચાલે છે. તે વિષે શ્રી ભગવદ્ગીતામાં પણ કહ્યું છે કેઃ—

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

મહાપુરુષ જે જે આચરણ કરે છે તેનું જોઇને

બીજાઓ પણ તે તે આચરણ કરે છે, અને મહાપુરુષે જે પ્રમાણ કર્યું હોય તે પ્રમાણે લોક વર્તે છે.

લોકનો આવો સ્વભાવ છે માટે એના હિતને માટે નિર્મલ આચરણ પણ લોકને કલ્યાણનો માર્ગ સુઝાડે તેવાં ન હોય તો જ્ઞાનિયો તજી દે છે. જેઓ ખરા જ્ઞાની હોય તેની સ્ત્રી–ધનાદિકના સંગમાં વૃત્તિ થતીજ નથી અને તેમને પોતાની ઇંદ્રિય પણ વશ હોય છે. દત્તાત્રેય કહે છે કેઃ—

अ[illegible]ं हित्वा ह्यभिन्नं मोक्षमव्यकम् ।
कुतो विद्वान् प्रवर्तेत काकवन्नरकं प्रति ॥

જે સર્વવ્યાપક, મોક્ષસ્વરૂપ, નાશરહિત અને અમૃતરૂપ આત્મા છે તેને મેલીને વિદ્વાન્ પુરૂષ કાગડાની પેઠે નરકપ્રત્યે કેમ વૃત્તિ રાખે ?

કાગડાની વૃત્તિ જેમ વિષ્ઠા અને માંસ ઉપર જાય છે તેમ જેઓ જ્ઞાનવંત નથી તેની વૃત્તિ સ્ત્રિયો ઉપર જાય છે. પરંતુ જ્ઞાનિઓ તો આત્માના ખરા આનંદને જાણનાર હોવાથી તેમની વૃત્તિ તેવી થતીજ નથી. જેમ બિલાડી આવે એટલે ઉંદર એનીમેળે નાશી જાય છે તેમ જ્ઞાન થાય એટલે એવી નઠારી વૃત્તિ એનીમેળે નાશ પામી જાય છે. તોપણ લોકના અપવાદમાટે ભય રાખીને ‘મારે આમ કરવું ન ઘટે’ એમ વિચારી સંગ તજવો જોઈએ. જેમ ભવાઈઓ રાજાનો વેશ લઇ આવે તે રાજા જેવા ચાળા કરે ને રાજાના જેવી રીતભાત દેખાડે; પરંતુ ઘડિક થાય કે ‘માબાપ’ કહીને પૈસા માગવામાટે હાથ ધરે છે, કેમ કે તે કાંઇ સાચો રાજા નથી; તેમ શાસ્ત્રને બલે જ્ઞાની

થઇને અથવા વેશ પેહેરીને વાતોવડે જ્ઞાની થઇ ફરનારા અને અનુભવ વગરના દંભીઓ જ્ઞાનીના જેવો ડોળ રાખે અને જ્ઞાનીના જેવું બોલે પણ વખત આવે કે સ્ત્રીનો ને ધનનો સંગ કરે છે, કેમ કે તેઓ ખરેખરા જ્ઞાનવાળા હોતા નથી. એમ જાણ્યાપછી કદી એમ શંકા થાય કે સુકા તળાવમાં જેમ પાણી આવે એટલે માછલાં આદિક પેદા થાય તેવો દ્રવ્યનો સંગ જ્ઞાનિયોને છે તો તે ન કરવો તે ઠીક, પરંતુ સ્ત્રીનો સંગ શામાટે ન કરવો ? શું એમાં આત્મા નથી ? સત્પુરૂષનો સ્ત્રીને સમાગમ ન થાય તો તેને બોધ કોણ કરે ? કેમ થાય ? તેનું સમાધાન એટલુંજ કે સ્ત્રીમાં આત્મા છે, પણ તેનો પ્રસંગ રાખવો યોગ્ય નથી. કદી કોઇ સ્ત્રીને બોધ લેવાની ઇચ્છા થાય ને બોધ કરવો હોય તો પણ એવો નિયમ રાખવો જોઈએ કે દિવસે પણ એકલાં બેસવું નહિ, પ્રસિદ્ધ રીતે બારણે બેસીને બોધ આપવો અને તે પણ બીજાઓ જે વખતે બોધ લેતા હોય તે વખતે તેને આપવો. વધારે શું કેહેવું ? સારાંશ એ કે અનુભવી હોય તો એ પ્રમાણે તેમણે બોધ કરવામાં હરકત નથી. તોપણ એટલા પ્રસંગથી પણ લોકોના અપવાદથી ડરતા રેહેવું જોઈએ, કેમ કે સારું કરતાં લોકો તેનો હેતુ નઠારો સમજે છે ને તેથી પરિણામ નઠારું નીપજે છે.

જેમ લોકાપવાદથી બીક રાખવી જોઈએ તેમ આ સંસારરૂપ વગડાનાં દુઃખો ભોગવવાસંબંધી પણ બીક રાખવી જોઈએ. વિદેહી હોય તેણે એમ વિચારવું જોઈએ કે જે

મિથ્યા વસ્તુ દેખાય છે તેમાં ખોટું જગતનું ભાન થયું છે, કિંચિત્ માત્ર પણ તે સત્ય નથી, માટે મારે સંસારની વાત કરવી પણ શા માટે અને સાંભળવી પણ શા માટે જોઈએ ? ઇશ્વરની માયા મોહ પમાડે એવી છે. સંસારને જોવાથી અને તેની વાતો સાંભળવાથી તે ખોટો છે છતાં મોટા મોટા પુરૂષો બંધન પામી ગયા છે. જરત્કાર સરખા ઋષિ સંસારને સાંભળીને મોહ પામ્યા હતા, અને સૌભરી ઋષિ માછલીનો સંગમ જોઈને મોહ પામ્યા હતા, માટે એવા બંધન કરનારા સંસારને મારે શામાટે જોવો કે સાંભળવો જોઈએ, અને તેમ કરવાનું મારે શું પ્રયોજન છે? આવી રીતે સંસારમાં ન ફસાઇ જવા માટે ભય રાખવો જોઈએ, એવી રીતે ભય રાખવાથી નિરંતર નિર્ભય રેહેવાય છે. ખરું વિચારિયે તો ભય તો માત્ર કેહેવાનોજ છે, બાકીતો યશ ઘટે અને વગોણું થાય માટે ભય રાખવો. આગળ દૃષ્ટાંતમાં કહેવાઈ ગયેલો ભિખારી ચક્રવર્તિ રાજા થયો હતો અને તેની ઉપર કોઇનો ભય નહોતો તોપણ તેનાથી પેહેલી અવસ્થાના જેવાં યશ ઘટે ને રાજાપણાનું વગોણું થાય માટે અયુક્ત આચરણ થાયજ નહિ, તેમજ વિદેહીને માથે કોઈ શિક્ષા આપનાર નથી તોપણ પોતાનો યશ ઓછો થાય ને જ્ઞાનનું વગોણું થાય માટે અયુક્ત આચરણ તજી દેવાં જોઇએ અને મુક્ત છતાં પણ રખે ને સંસારમાં બંધાઈ જશું એમ ભય રાખવો જોઇએ.

જે વિપત્તિમાં પોતાને સહાય કરે તે બંધુ કેહેવાય. પોતાનો માનો જણ્યો ભાઇ હોય અને ખોટાં ખોટાં તર્કટ ઉઠાવીને કે સ્ત્રિઓની વાતો સાંભળીને દુઃખ દે કે શત્રુભાવ

રાખે તો તે ભાઈ કેહેવાય નહિ. એક મૃગના શરીરમાંથી કસ્તુરી પણ નીકળે અને લીંડીયો પણ નીકળે, પરંતુ તે બેય શું ભાઈ કેહેવાય? ભાઈ તો તેનું નામ કેહેવાય કે વિપત્તિ આવે ત્યારે આડો આવીને ઉભો રહે. કોઇ વખતે નાણાંની ભીડ આવી પડે તો તે વિપત્તિ કેહેવાય, કોઇ વખતે વઢવાડ થાય કે કોઈ મારવા આવે તે વિપત્તિ કેહેવાય અને તેમાં બંધુ હોય તે સહાયતા કરે છે. પણ આ સઘળી વ્યવહારસંબંધી આપત્તિ કેહેવાય. સંસારના દુઃખની આપત્તિ આગળ ઉપલી આપતિ કશા હિસાબમાં નથી, માટે જે સંસારનું દુઃખ ટાળે ને ટાળવાની સહાયતા કરે તેજ આપત્તિને ટાળનારો ખરો બંધુ સમજવો. સંસારના દુઃખરૂપ વિપત્તિ મહાજ્ઞાની પુરુષોના બોધથી ટળે છે. માટે તેવા પુરુષોને મેળવીને ઉત્તમ સદાચારને માર્ગે ચઢાવે ને પોતે સાથે ચાલે તે ખરી સહાયતા કરનાર કેહેવાય, જેથી કોઇ દિવસ બીજી વિપત્તિયો નડતી નથી. સંસારનું દુઃખ કાંઈ સાધારણ નથી. પશુ, પક્ષી, વૃક્ષ, માંછલાં આદિ ચોરાશી લાખ અવતાર ધરીને તેમાં અનેક દુઃખો ભોગવવાં પડે છે કે જે વખતે ખોટાં સંબંધીઓ કશી પણ સહાયતા કરી શકતાં નથી. શ્રીશંકર-ભગવાન્ કહે છે કેઃ—

दुःखमूलो हि संसारः स यस्यास्तीति दुःखितः ।
तस्य त्यागः कृतो येन स सुखी नापरः प्रिये ॥

દુઃખનું મૂલ સંસાર છે, એ સંસાર જેને હોય તેજ દુઃખિયો છે. હે પાર્વતી! તે સંસારનો જે ત્યાગ કરે છે તેના જેવો બીજો કોય સુખી નથી.

પ્રત્યક્ષ અનુભવની વાત છે કે સંસાર દુઃખરૂપ છે. પશુપક્ષી આદિના અને કીડા-મંકોડા આદિના અવતારમાં તો દુઃખરૂપ છે; પરંતુ જે મનુષ્યદેહ કેહેવાય છે તેમાં પણ અતિદુઃખરૂપ છે. સોનાના પલંગપર ચડી શયન કરનારા, ફૂલ જેવાં કોમલ વસ્ત્ર પેહેરનારા, હજારો લોકોને વશ રાખનારા અને લક્ષ્મીથી ભરપૂર ભંડારવાળા પુરૂષો પણ એવા તો દુઃખી છે અને એવા તો દુઃખી થવાના છે કે જેનો વિચાર કરતાં તેનો અંત આવતો નથી. એ દુઃખરૂપ સંસાર તજવામાટે પણ શ્રીશંકરનું પાર્વતી પ્રત્યે વચન છે કેઃ—

प्रभवं सर्वदुःखनामाश्रयं सकलापदाः ।
आलयं स पापानां संसारं वर्जयेत्प्रिये ॥

હે પ્રિયા ! સર્વ દુઃખોને ઉત્પન્ન કરનાર, સર્વ આપત્તિઓનું રેહેવાનું ઠેકાણું અને સર્વ પાપોનું ઘર એવો આ સંસાર તજવો જોઇએ.

જેટલાં દુઃખો, જેટલી આપત્તિયો, અને જેટલાં પાપો કહિએ તેટલાં બધાં સંસારમાં છે. એવા સંસારનો ત્યાગ થયાવગર સુખની આશા સ્વપ્નમાં પણ રાખવી ખોટી છે. સંસાર નહિ તજાય તો કેવી સ્થિતિ થાય છે તે વિષે કહે છે કેઃ—

अबंधं बंधनं घोरं स्त्रीशरीरं महाविष ।
अशस्त्रं खंडनं देवि संसारासक्तचेतसा ॥

હે દેવિ ! સંસારમાં જેનું ચિત્ત આસક્તિવાળું હોય

તેવા મનુષ્યોને સ્ત્રીનું શરીર છે તે બાંધ્યાવિનાનું બંધન છે, મહાઝેરરૂપ છે અને હથિયાર વગરનું છેદન છે.

બીજાં બંધનો તો બંધાવાથી થાય છે પણ સ્ત્રીરૂપ બંધન બંધવગરનું બંધન છે. સ્ત્રીમાં આસક્તિને લીધે ક્યાંય જવાય નહિ, પરમાર્થનો વિચાર થાય નહિ, નિરંતર વિષયની ને વ્યવહારની વાતોમાં દિવસો ચાલ્યા જાય અને એમ કરતાં કરતાં મરણ થાય અને વાસના રહી જાય એટલે બહુ વાર જન્મવું ને મરવું પડે છે. માણસને કોઈ શસ્ત્ર કે અસ્ત્ર લાગે છે ત્યારે તે ઘાયલ થાય છે અને રડાપીટ કરે છે પણ સંસારમાં મમતાને લીધે થતાં દુઃખો તો શસ્ત્રવગર ઘાયલ કરનારાં છે. કોઈ હાનિ થાય કે સ્ત્રી પુત્ર આદિ કોઈ મરી જાય તો હાય હાય કરીને છાતી કૂટે છે, પછ-ડાટિયાં ખાય છે અને રોઈ રોઈને આંધળો થઈ શરીરનું ભાન ભૂલી જાય છે. આવી રીતે સંસારમાં આસક્તિવાળાને બંધન ને દુઃખ છે. સ્ત્રી અને ધનમાં આસક્તિ રાખનાર વિષે આગળ પણ કહેલ છે અને અહીં પણ તે લખિએ છિયે કેઃ—

લોહ[illegible]મયઃ [illegible] વિમુચ્યતે ।
સ્ત્રીધનાદિષુ સંસક્તો મુચ્યતે ન કદાચન ॥

લોઢાની કે લાકડાની બેડીથી કે પાશથી દૃઢ બંધા-યેલો માણસ કોઈ દિવસ પણ છૂટે છે, પરંતુ સ્ત્રી અને ધનઆદિને વિષે આસક્ત થયેલો પુરુષ તો કોઈ દિવસ છૂટતો જ નથી.

અર્થાત્ સમજવાનું એ કે સ્ત્રી–ધનાદિકમાં આસક્તિ

રાખનારને જન્મ-મરણ ટળતાં નથી તેથી અનેક સંસારનાં દુઃખ ખમે છે. કોઈ પણ સંસાર થવાના સાધનમાં આસક્ત ન થતાં જો સંસાર તજવાનાં સાધનો સંપાદન થાય તોજ સુખ છે. કહ્યું છે કેઃ—

**आदिमध्यावसानेषु सर्वं दुःखमयं यतः**
**तस्मात्संत्यज्य संसारं तत्वनिष्ठः सुखी भव ॥**

આદિમાં મધ્યમાં અને અંતમાં આખો સંસાર દુઃખમય છે; માટે સંસાર તજીને [ આસક્તિરહિત થઇને ] અને તત્વમાં નિષ્ઠા રાખીને સુખી થા.

જન્મથી તે મરવા સુધી મમત્વને લીધે સંસાર સદા દુઃખદાયક છે. કોઈ પણ વખતે સુખ નથી અને એટલા માટે તત્વમાં નિષ્ઠા રાખી સંસારને તજવો જોઈએ. સંસાર જ્યાંસુધી તજાયો નથી ત્યાં સુધી મહાવિપત્તિમાં પડયા છિયે એમ સમજવું. આ મહાવિપત્તિમાંથી છુટવામાં સહાય કરે તે જ ઉપર કહ્યા પ્રમાણે ખરો બંધુ છે. તે શિવાય બીજા બંધુઓ તો સ્વાર્થના સગા અને કેહેવામાત્ર છે. માટે બંધુ કરવા તો મહાવિપત્તિમાંથી છોડાવે તેવા કરવા.

જે જન્મ આપીને અને અન્ન-વસ્ત્ર પૂરાં પાડીને ઉછેરી મોટા કરે તે માતા-પિતા કેહેવાય. એ માતા-પિતા બાલકના સુખને માટે પોતાના પ્રાણ અર્પણ કરવા હોય તો પણ કરી દે તેવાં દયાલુ હોય છે. છોકરાંની પીડાથી વગર પીડાએ તેઓ પીડાય છે. આવાં માતા-પિતાનો ઉપકાર શરીરના ચામડાનાં પગરખાં શીવડાવી પેહેરાવવાથી પણ વળતો નથી. પરંતુ તે સંસાર સંબંધી લાલન-પાલનમાં

સુખ દેવાનાં માતા-પિતા છે. સંસારીએ પોતાનાં માતા-પિતાની પરમેશ્વરની પેઠે સેવા કરવી એ તેમનો સ્વધર્મ છે, તે વાત ભૂલવી જોઇએ નહિ, નિકર નર્કના અધિકારી થવાય છે. જ્યારે સૂક્ષ્મ નજરથી વિચાર કરિયે છિયે ત્યારે પરમાર્થ પક્ષમાં એમ દીસે છે, કે જેથી અખંડ સુખમાં રહિયે અને દુઃખ કશું ન આવે એવું કરી આપે તેજ ખરાં માતા-પિતા છે. વ્યવહારનાં માતા-પિતા વખતે અનેક બંધન આપનારાં થાય છે; પરંતુ જેથી સર્વની ઉપર થઈ બેસિયે એવું જ્ઞાન આપનાર માતા-પિતા તો સદૈવ મુક્ત જ રાખે છે. આવી રીતે પાલન-પોષણ કરી બંધન-માંથી છોડે તેજ માતાપિતા સમજવાં. માતા-પિતાનો ધર્મ એવો છે કે, બાલકને દુઃખમાંથી છોડાવી સુખી કરવું તો તેવી રીતે સંસારરૂપ મહા દુઃખમાંથી છોડાવનાર મહા સદાચરણી બ્રહ્મનિષ્ઠ ગુરૂ છે. માટે ખરૂં જોતાં બંધુ પણ તેજ ગુરુ છે અને માતા-પિતા પણ તેજ ગુરુ છે. માટે તેનો આશ્રય કરી સંસારની વિપત્તિને તરી જવી જોઇએ. જો સંસારની વિપત્તિમાંથી ગુરુ પણ ઉદ્ધાર ન કરે તો તે ગુરુ બંધુરૂપ કે માતા-પિતારૂપ નથી, પરંતુ શત્રુરૂપ છે એમ સમજવું.

---

बुद्ध्या न बुद्धं परिशिष्यते किं
शिवं प्रशांतं स्वबोधरूपम् ।
ज्ञाते तु कस्मिन्विदितं जगत्स्यात्
सर्वात्मके ब्रह्मणि पूर्णरूपे ॥ २७ ॥

## अर्थ.

**शिष्य**—बुद्धिबडे न जणाय एवुं छेवट शुं रहे छे ?

**गुरु**—सुखरूप अने बोधरूप एवुं जे शांत शिवतत्त्व छे ते.

**शिष्य**—कोने जाणवाथी आ जगत् जाणवामां आवे ?

**गुरु**—सर्वना आत्मारूप सदैव पूर्ण परब्रह्म जाणवाथी.

## टीका.

પોતાના સ્વરૂપનો જે યથાર્થ બોધ થાય છે તેનું સુખ બુદ્ધિથી જણાતું નથી અને બુદ્ધિવડે ઓળખાતું પણ નથી, કેમ કે બુદ્ધિ પોતે જડ છે. બુદ્ધિનો ધર્મ અવલંબનવાળી વાત ગ્રહણ કરી શકવાનો છે અને પરમાત્મસ્વરૂપ નિરાલંબ છે માટે તે બુદ્ધિનો વિષય નથી. શ્રુતિ કહે છે કેઃ—

**यतो वाचो निवर्त्तंते अप्राप्य मनसा सह ।**

વાણી જેને પોચ્યાવિના મનસહિત પાછી વળે છે.

પરમાત્મસ્વરૂપ વાણીથી વર્ણવી શકાતું નથી, મનથી ચિંતવન કરી શકાતું નથી, સૂર્ય તેને પ્રકાશ કરી શકતો નથી, ચંદ્ર તેને પ્રકાશ કરી શકતો નથી અને અગ્નિ તેને પ્રકાશ કરી શકતો નથી. સૂર્યાદિક તેજસ્વી પદાર્થ નિરંતર જેની સત્તાથી પ્રકાશે છે તે સ્વરૂપને ઓળખ્યા પછી સંસારમાં જન્મ–મરણ ધરવાં પડતાં નથી. નિરાલંબ એ આત્માનો બોધ બીજા કશાથી નથી થતો પણ માત્ર અનુભવથી થાય છે. જેમ કેટલાક પુરુષોએ બીજનો ચંદ્ર ઉગેલો દીઠો તે બીજાને બતાવે ત્યારે કોઇ કેહેશે કે જો પેલાં ઝાડની લાંબી ડાળ ઉપર, કોઈ કેહેશે કે જો પેલા

મોટા ઘરના મોભારા ઉપર, કોઈ કેહેશે કે જો પેલું પક્ષી ઉડે છે તેની જોડે, કોઇ કેહેશે કે જો પેલી ઉંચી આંબલી ઉપર, કોઈ કેહેશે કે જો મારી આંગળી ઉપર અને કોઈ કેહેશે કે જો પેલાં વાદળાંની ઉપર ચંદ્ર છે. વિચારિયે તો એ જેટલાં ઠેકાણાં કહ્યાં તેમાં એકે ઠેકાણે ચંદ્ર નથી; પરંતુ તેથી જુદો છે. પણ બતાવેલા સ્થલ ઉપર દૃષ્ટિ રાખી અનુમાનથી કલ્પના કરી, બુદ્ધિને વધારે પ્રવેશ કરાવે તો ચંદ્રને દેખે અને એટલેજ અટકે તો દેખે નહિ; તેમ શાસ્ત્રો અને તેના મત જુદા જુદા છે, તેના શબ્દના અર્થો ઉપરજ દૃષ્ટિ રાખવાથી વસ્તુની પ્રાપ્તિ થાય નહિ. જો શબ્દનો વાચ્ય અર્થ તજીને લક્ષ્યને ગ્રહણ કરે તો શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ થાય. લક્ષ્યની લક્ષણા વિના કેવળ બુદ્ધિથી પ્રાપ્તિ થતી નથી, કેમ કે બુદ્ધિ તો જડ છે અને તે આત્માની સત્તાવડે જાણવાની શક્તિ ધરાવે છે, પણ તે આત્માને જણાવી શકતી નથી. જેમ સૂર્યવડે નેત્ર દેખે છે પણ નેત્ર સૂર્યને દેખતાં નથી. જો સૂર્યને જોવા જાય તો તેજમાં તેજ શમી જાય અને એકતા થઇ જાય એટલે દેખાય નહિ, કેમ કે પોતે સૂર્યરૂપ થઇ જાય છે. તેમ બુદ્ધિ આત્માને દેખતી નથી અને જોવા જાય તો આત્માને સન્મુખ થવાથી તેરૂપ થઇ જાય છે તેથી તેને દેખવાપણું રેહેતું નથી. કોઇ નદી સમુદ્રને મળવા માટે સમુદ્ર તરફ ધસે છે પણ દૂરથીજ સમુદ્રરૂપ થઇ જાય છે એટલે સમુદ્રને જાણવાપણું જેમ તેમાં રેહેતું નથી, તેમ બુદ્ધિ આત્માને જાણવા તરફ ધસે છે ત્યાં દૂરથી આત્મારૂપ થઇ જવાથી તેનામાં જાણવાપણું રેહેતું નથી; કેમ કે એકતા

થઇ એટલે પોતે પોતાનું શું કેહે ? આટલામાટે શિવરૂપને બુદ્ધિથી ન જણાય તેવું કહ્યું છે. અને સઘળું દૂર કરતાં માત્ર એજ એક અવશેષ પૂર્ણ રહે છે.

સર્વાત્મા પૂર્ણબ્રહ્મ જાણ્યું એટલે પછી બીજું કાંઈ જાણવાનું રહેતું નથી; કેમ કે જે કાંઈ છે તે સઘળું આત્માને વિષે છે. અને આત્માને જાણ્યા વિના જ કાંઇ બીજું જાણ્યું હોય તો તે બધું ન જાણ્યા બરોબર છે. જેમ ભોજન થયું એટલે સર્વ પ્રકારની રસોઇ થઇ ચૂકી અને જો ભોજન ન થયું તો રસોઇ થઈ હોય તોપણ તે ન થયા બરોબર છે, તેમ આત્માને જાણ્યો હોય તો સર્વ જાણ્યું છે, ને તેને ન જાણ્યો તો કશું જાણ્યું નથી. પંચ[1] કોશની ઉપાસના કરવાથી એ આત્મા જાણવામાં આવે છે. એ સૂત્રાત્મા સર્વ ઠેકાણે સરખા જાણવામાં આવે છે. તે બ્રહ્માથી માંડીને કીડીપર્યંત સર્વમાં વ્યાપી રહ્યો છે, તે હિરણ્યગર્ભ કેહેવાય છે, તેમાં જગત્ અને જગત્માં તે આત્મા એમ તાણાવાણાની પેઠે છે, તે કૂટસ્થ છે, તે સર્વનો સાક્ષી છે, એટલું અનુભવથી ખરી રીતે જાણ્યું એટલે સઘળું જાણ્યું કેહેવાય. એ આત્માના જ્ઞાનથી જગતનું જ્ઞાન થાય છે. એ આત્માનું જ્ઞાન ન હોય તો જગત્ જાણવામાં આવતું નથી.

---

**किं दुर्लभं सद्गुरुरस्ति लोके**

**सत्संगतिर्ब्रह्मविचारणा च ।**

---

૧ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય.

त्यागो हि सर्वस्य निजात्मबोधः
किं दुर्जयं सर्वजनैर्मनोजः ॥ २८ ॥

## अर्थ.

**शिष्य**—जगतमां दुर्लभ शुं छे ?

**गुरु**—सद्गुरु, सत्संगी अने ब्रह्मविचार.

**शिष्य**—सर्वनो त्याग एटले शुं ?

**गुरु**—पोताना आत्मानो बोध.

**शिष्य**—माणसोथी न जीताय एवुं शुं छे ?

**गुरु**—मनोज एटले काम.

## टीका.

સદ્‌ગુરુ, સત્સંગતિ અને બ્રહ્મવિચાર એ ત્રણે વાનાં ત્રિલોકીમાં મળવાં કઠણ છે. કેમ કે સ્વર્ગ અને પાતાલમાં તો તે મળતાંજ નથી, માત્ર મૃત્યુલોકમાં કોકજ સમયે અને કોકજ સ્થલે મળે છે. અહીં એમ શંકા થાય કે ઘણા લોકો 'અમને ગુરુ મળ્યા છે અને અમે બ્રહ્મવિચાર કરીયે છિયે' એમ કહે છે તે કેમ કેહેતા હશે? તો તેનું સમાધાન એટલુંજ છે કે આ પૃથ્વી ઉપર માણુસો પોતાની મેળે એમ માની લે તેને કોઇ રોકતું નથી; પરંતુ સદ્‌ગુરુ મળવા અને બ્રહ્મવિચાર થવો એ સેહેલી વાત નથી. કોઇ પૂર્વ-પુણ્યના યોગથીજ તેવો સંયોગ બને છે. સદ્‌ગુરુનું સ્વરૂપ નીચેના ધ્યાનમાં લખ્યું છે તેવું છે. એવા સદ્‌ગુરુ મળે તો પછી ભવનો ફેરો રહેતો નથી.

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वंद्वातीतं गगनसदृशं तत्वमस्यादिलक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वदा साक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

જે સદ્ગુરુ બ્રહ્માનંદરૂપ છે, પરમ સુખ આપનાર છે, કેવલ જ્ઞાનમૂર્તિ છે, હર્ષ શોક આદિથી રહિત છે, આકાશના સરખા નિર્લેપ છે, તત્વમસિ આદિ વાકયોથી જણાય એવા છે, એક છે, નિત્ય છે, વિમલ છે, અચલ છે, નિરંતર સાક્ષીરૂપ છે, કળવામાં આવે નહિ એવા છે અને ત્રણ ગુણથી રહિત છે, તે સદ્ગુરુને હું નમસ્કાર કરૂં છું.

રાગ–દ્વેષ અને સુખ–દુઃખાદિ રહિત તથા બ્રહ્મરૂપ ઉપર લખેલા ગુરૂ કવચિત જ મળે છે. એવા ગુરુ મળે તો પછી સારો બોધ થાય છે. ઉપરથી આછા રેહેનારા પરંતુ અંતરમાં રાગદ્વેષાદિકથી ભરેલા અને પોતાનું રૂપ નહિ જાણનારા જગતમાં ઘણા વેશધારીઓ ગુરુપણું ધારણ કરે છે, પણ તેવા ગુરુ કશું કલ્યાણ કરતા નથી પણ ઉલટા નરકમાં નાખે છે. આવા દંભી ગુરુઓ જગતમાં ઘણા નજરે દેખાય છે, માટે તેવાઓના ઢોંગ ઉપરથી ફસાઇ જવું ન જોઇએ. જ્યારે શુદ્ધ જ્ઞાનવાન્ સમદષ્ટિવાળા સંત મળે ત્યારેજ તેનો સદ્બોધ લઇ બ્રહ્મવિચાર કરવો જોઇએ.

સારાં શાસ્ત્રો સાંભળવાં અને સત્પુરૂષોનો બોધ સાંભળવો, બેસવું ઉઠવું સત્પુરૂષોમાં રાખવું, સદૈવ સંસારમાં વૈરાગ્યદષ્ટિ રાખવી અને ઈશ્વરનો વિચાર ક્ષણે ક્ષણે કર્યા

કરવો એ સત્સંગ કેહેવાય. એવો સત્સંગ પણ પૂર્વપુણ્યથી થઈ શકે છે. સત્પુરુષોનો સમાગમ રહે તો સત્સંગ થાય પણ તે સત્પુરૂષો પણ વિરલા મળે એટલે સત્સંગ દુર્લભ હોય એમાં આશ્ચર્ય નથી. સત્સંગ ચિંતામણિ જેવો છે. તે જેવું જોઇએ તેવું સુખ આપે છે માટે નિરંતર એ દુર્લભ સત્સંગને ગ્રહણ કરવો, કેમ કે મનુષ્યજન્મનું કર્તવ્ય પણ એજ છે.

નિરંતર સંસારમાં વિરાગી રહીને આત્મ અનાત્મ વસ્તુનો વિચાર કરી બ્રહ્મનું સ્વરૂપ ઓળખી તેનાં શ્રવણ મનન અને નિદિધ્યાસનમાં મગ્ન રેહેવું તે બ્રહ્મવિચાર કેહેવાય. અનેક પુણ્યકર્મ અને અનેક સાધનોથી તે પ્રાપ્ત થાય છે તેથી એ દુર્લભ છે તેમ મૃત્યુલોક શિવાય બીજા લોકમાં થઈ શકતો નથી તેથી પણ દુર્લભ છે. પોતાના કલ્યાણરૂપ એ દુર્લભ બ્રહ્મવિચાર નિરંતર કરવો જોઇએ.

ઉપર કહેલાં સદ્‌ગુરુ, સત્સંગતિ અને બ્રહ્મવિચાર એ અતિ દુર્લભ છે અને તેને મેળવનારાઓ પણ દુર્લભ છે, તેમાં પણ ઈશ્વરનું ખરું રૂપ ઓળખે એવો તો હજારમાં એકાદ પણ નીકળવો કઠણ છે. એ વિષે 'मनुष्याणां सहस्रेषु' એ ગીતાજીના વચનથી આગળ પ્રમાણ અપાઇ ગયું છે તે સ્મરણમાં લેવું. અનેક પ્રકારની ભાષા ભણવાથી કે શાસ્ત્રોના અર્થના જ્ઞાનથી કે વ્યવહારના કુશલપણાથી કે શબ્દાદિકના જ્ઞાનથી તત્વજ્ઞાન સંપાદન થતું નથી; પરંતુ તેની સાથે જો અનુભવ થતો હોય તો તેથી પ્રાપ્ત થાય છે. ભણવાથી જો તત્વ જાણવામાં આવતું હોય તો તો મોટા મોટા

પંડિતો થઇ ગયા છે ને થાય છે તેમને થઇ જાત, પણ તેમ નથી થતું. જેમણે અઢાર પુરાણો કર્યાં હતાં એવા મહાવિદ્વાન્ વ્યાસજી પણ કેવલ પોતાની વિદ્યાથી નિશ્ચિંત થયા ન હતા. જ્યારે નારદમુનિ તેને બોધ આપનાર મળ્યા ત્યારે તેમને ચિંતા ટળી. આવી રીતે જો વિદ્યા હોય તેમાં બોધ આપનાર મળી જાય અને તે ઉપર અનુભવ કરાય તો બોધ થતાં વાર લાગતી નથી. ઉત્તમ બોધ આપનાર પૂર્વનાં પુણ્ય અને ઇશ્વરકૃપા હોય તો મળી શકે છે. અને એ ઇશ્વિરકૃપા અંતઃકરણને નિર્મલ કરનારાં શુભ કર્મ અને ઉપાસનાદિકથી થાય છે. વાસિષ્ઠસારમાં કહ્યું છે કેઃ—

यावन्नानुग्रहः साक्षाज्जायते परमेश्वरात् ।
तावन्न सद्गुरुं कश्चित्छास्त्रं वापि नो लभेत् ॥

જ્યાંસુધી પરમેશ્વરનો સાક્ષાત્ અનુગ્રહ થયો ન હોય ત્યાંસુધી કોઇને સદ્ગુરુ અથવા સારું શાસ્ત્ર પણ મળતું નથી.

આ જુઠું જગત જુઠો પરમેશ્વર માને છે, અને અસત્યને સત્ય કરી માને છે. માયાને પરમેશ્વર કરી માનવી તેજ અસત્યને સત્ય માન્યું કેહેવાય, કોઇ માણસને દ્રવ્યની, પુત્રની, સ્રીની કે બીજા કોઈ પદાર્થની પ્રાપ્તિ થાય તો તે પરમેશ્વરની કૃપા થઈ એમ માને છે. એ પદાર્થો પાછા કાલેકરીને નાશ થઇ જાય છે ત્યારે પરમેશ્વરની અકૃપા થઈ એમ માને છે. એક પૃથ્વીનો રાજા હોય ને તે એકાદ પટ્ટી આપે તો તે પણ એકદમ જતો નથી તો ઇશ્વિરના આપેલા પદાર્થો કેમ જતા રેહેવા જોઇએ ? એમ કોઇ પણ વિચારતું નથી. સ્રી–પુત્રાદિક પદાર્થો ખોટી

માયાના છે. એ માયા પોતે ખોટી હોય એટલે તેનાથી રચાયેલા જગતના પદાર્થો સાચા ક્યાંથી હોય? જેમ કોઈ કુંભાર હોય તે માટીનાં અનેક વાસણ કરે છે, પણ જ્યારે એ કુંભારજ જુઠો અને નાશવાન્ છે તો પછી તેનાં બનાવેલાં વાસણ તે સત્ય ક્યાંથી થાય? તેમજ માયા પોતે જુઠી હોય એટલે તેનું બનાવેલું જગત્ અને તેના પદાર્થો સત્ય ક્યાંથી હોય? માટે એવી રીતે જે સ્ત્રી–પુત્રાદિક મળવાથી ઈશ્વરની સાક્ષાત્ કૃપા થઇ એમ માને છે તે મિથ્યા છે અને તેથી કરીને કાંઇ પોતાના પદને પમાતું નથી. સાક્ષાત્ કૃપા તો જ્યારે સદ્ગુરુ અને સત્શાસ્ત્ર મળે ત્યારે થઈ એમ કેહેવાય. કોઇ માણસને મુનસફની જગ્યા મળી હોય તે જતી રહી હોય ને પાછી મેળવવી હોય તો કામદાર આદિ અધિકારીઓની કેટલીક પ્રાર્થના કરે અને તે કામદાર આદિ લોકો પાછા રાજાને વિનવે ત્યારે રાજા પેલા મુનસફને તેની પ્રથમની જગ્યા આપે છે; તેમ પુરુષ પોતાના રૂપથી ખસી ગયો છે તે જ્યારે વ્રતનિયમાદિક પાળી પોતાના ઈષ્ટદેવની ઉપાસના કરે અને તે ઇષ્ટદેવ પરબ્રહ્મની પ્રાર્થના કરે ત્યારે તેને સદ્ગુરુ અને સત્શાસ્ત્રની પ્રાપ્તિ થઇ સ્વપદની પ્રાપ્તિ થાય છે. એવી રીતે પોતાના પદની પ્રાપ્તિ થાય તોજ સાક્ષાત્ પરમેશ્વરની કૃપા થઈ એમ સમજવું. જેમ એક પાણીનો લોટો ભરીને નદીમાં રેડિયે કે તરત તે પાણીની નદીના પાણી સાથે ને સમુદ્ર સાથે એકતા થતાં વાર લાગતી નથી, તેમ અધિકારીને સદ્ગુરુ મળે કે તરત પરમેશ્વરમાં એકતા થાય છે. આવી રીતે ઇશ્વર સાથે એકતા કરાવનારા સદ્ગુરુ કે જે ઘણા દુર્લભ

છે તે મળે તો પછી સત્સંગતિ અને બ્રહ્મવિચાર કાંઇ દુર્લભ નથી. માટે પ્રથમ તો તેવા સદ્‌ગુરુને માટે પ્રયત્ન કરવું. નિસ્પૃહી મહાપુરુષો ઉપદેશ ન આપે તો પણ તેની વાતો ઉપદેશથીજ ભરેલી હોય છે. તે વિષે 'सदासंतोभिगंतव्या' એ શ્લોકથી કેહેવાઈ ગયું છે. જેઓ વિવેકવિચારથી યુક્ત હોય, જે નિરામય હોય, જે નિષ્પ્રપંચ હોય, જે ક્રોધરહિત હોય, જે લોભરહિત હોય, જે નિરાશ હોય, જે નિષ્પરિગ્રહ હોય, જે સદા સંતોષી હોય, જે શાંત હોય, જેને કશી ઉપાધિ ન હોય, જેને ઇચ્છા અનીચ્છા કાંઈ ન હોય, અને જેને સુખ–દુઃખ કે રાગ–દ્વેષ ન હોય એવા ઉત્તમ પુરુષો પરબ્રહ્મને પ્રાપ્ત થયેલા છે. અને એ બ્રહ્મની પ્રાપ્તિનું નામ પરમેશ્વરની પ્રાપ્તિ કેહેવાય. આવા ઇશ્વરને પામનારા પુરુષો મળે તો જરૂર કલ્યાણને માર્ગે ચડાવે છે. અહીં એમ શંકા થાય કે કોઈ દ્રવ્ય લાવીને એવા પુરુષોની આગળ મૂકે અથવા તેવો કોઇ સંસારનો વિષય પ્રાપ્ત થાય તો શું તેને ન રાખે ? તો તેનો ટુંકામાં એ જ ઉત્તર છે કે એવા સમદર્શી પુરુષોને જગત્‌ના પદાર્થો ઉપર કાગડાની વિષ્ઠાના સરખો વૈરાગ્ય હોય છે અને ઉપાધિમાત્રથી તેઓ બંધન થાય એમ જાણે છે, તેથી તેવા પદાર્થો એની મેળે પ્રાપ્ત થાય તો પણ તેની સામું જોવાને પણ ઇચ્છતા નથી. એ તો સદાય પોતાના સદ્વિચારમાં મગ્ન રહે છે. માટે એવી શંકા સાવ ખોટી છે. શ્રીશુકદેવે પરીક્ષિત રાજાને, શ્રીઋષભદેવને સાક્ષાત્કાર થયાની અને સાક્ષાત્કાર થવાથી અષ્ટ મહાસિદ્ધિઓ એની મેળે પ્રાપ્ત થતાં તેને તજી દીધાની

વાત કહી ત્યારે પરીક્ષિતે, 'જ્ઞાનીને તો આ ગ્રહણ કરવાનું અને આ ત્યાગ કરવાનું એમ ભેદ હોય નહિ ને તેમને કશી ઇચ્છા પણ હોય નહિ, માત્ર એની મેળે આવે તે ભોગવે છે ત્યારે ઋષભદેવે સિદ્ધિયોને શા માટે તજી?' એવું પ્રશ્ન પુછ્યું, ત્યારે શુકદેવે જવાબ આપ્યો કે અનિત્ય તજીને નિત્યરૂપ પોતે થયો એટલે હેયોપાદેયપણું તજ્યું કેહેવાય. તેમ છતાં પણ જેથી અનર્થ થાય છે એવા પદાર્થોનો જ્ઞાની સંગ કરતાજ નથી. માટે સમજવાનું એ કે ઉપર કેહેવાઇ ગયેલા પરમાત્મારૂપ થયેલા ગુરુ ઉપાધિનો સંગ નથી [1]કરતા. ઋષભદેવ જ્ઞાની હતા તેણે સર્વ ઉપાધિ તજી હતી અને દત્તાત્રેય જ્ઞાની હતા તેણે પણ ઉપાધિ તજી હતી. સારાંશ એ કે સ્ત્રી અને ધન આદિ જે અનર્થના મૂલરૂપ ઉપાધિ તજે તેજ ખરો જ્ઞાની કેહેવાય. કાંઈ ભણવાથી કે શાસ્ત્રાર્થથી જ્ઞાની કેહેવાય નહિ. માટે એવા ઉત્તમ જ્ઞાની મળે તો સંસારમાત્રથી છોડાવે છે. અને પ્રારબ્ધ યોગથી, કોઈ ઢોંગી માત્ર શબ્દ જાણનાર મળે તો ઉપર ઉપરના શ્લોક શીખવે અને સંસારથી છોડાવે નહિ. જેને જ્ઞાન થવાની ઇચ્છા હોય તે એવો વાદાવાદનો ધંધો છોડી કેવલ જ્ઞાનમાં જ ઉતરે છે. જે કેવલ બ્રહ્મના જ્ઞાનમાં લીન હોય તે વાદ કરી શકતો નથી ને જ્યાં ત્યાં ઢોંગિયો કોઈ પ્રશ્ન પૂછે તો હારી જાય છે. અને જે વાદ કરવા માટેજ પોપટની પેઠે શીખ્યા હોય તે અને દૃષ્ટાંત અને સંમતિ

---

૧ ત્યાગી હોય તો સર્વ ત્યાગ અને ગૃહસ્થ હોય તો સર્વથી અનાસક્તિ, એમ કાંઇક વાચનારે કારણપરત્વે ભેદ રાખવો ઘટે, તેમાં પણ અધિકારની વાત વિચિત્ર છે.

લઈ આવી સામાને હરાવે છે. કોઈ સારો માણસ ઘેર પેરોણો આવ્યો હોય તેને સાંકળ વાસી મેલિયે કે ઉભા રહો કહિયે તો બિચારો ઉભો રહે; પણ કોઇ ચોર ખાતર પાડવા આવ્યો હોય તો તે ચોર ચારેકોર જોતો આવે, નાસવાનો માર્ગ શોધતો આવે અને ખબર પડવાથી કદી ઘણા જણ ઘેરી લે તો પણ નાશી જાય છે. તેવી રીતે જે મોક્ષને માટે ભણ્યો હોય તે પરોણા જેવો ગરીબ થઈ રહે છે અને વાદને માટે ભણ્યો હોય તે ઢોંગી વાદવિવાદ કરી બીજાને જીતે છે. પણ ચોરને જેમ રાજા પકડીને શિક્ષા કરે છે તેમ આ મિથ્યાવાદી જેને અંતરમાં દગો હોય છે તેને પરમેશ્વર નરકની શિક્ષા કરે છે. ઢોંગી મિથ્યાજ્ઞાની 'આપણે શું છે? એ તો શરીરપણું રહ્યું અને શરીરપણું રહ્યું એટલે જીવપણું પણ રહ્યું અને તેથી બધું ભણતર ફોકટ થયું એમ સમજવું. જેઓ શુદ્ધ જ્ઞાની પુરુષો હોય તેમાં પોતામાં પણ તે પ્રપંચ હોતો નથી, અને પોતાની પાસે આવે તેમાં પણ તે પ્રપંચ રેહેવા દેતા નથી. પણ આવા પુરુષો જગતમાં ઘણાજ થોડા છે. અને એટલાજ માટે સદ્ગુરુ, સત્સંગતિ અને બ્રહ્મવિચાર એ ત્રણે દુર્લભ કહ્યાં છે.

પોતાના સ્વરૂપનો જે બોધ થવો તેનું નામ સર્વનો ત્યાગ કેહેવાય. પણ જ્યાંસુધી પોતાના સ્વરૂપનો બોધ ન થયો હોય ત્યાંસુધી ગમે તેટલા જગતના પદાર્થનો ત્યાગ કરે તોપણ તે ત્યાગ કહેવાય નહિ. કોઈ એક ભિક્ષુક હોય તેને જો રાજ્ય મળે તો અનેક માણસોનો તેને સંગ થાય છે અનેક ઉપાધિ વળગે છે. તેજ પાછો જો ભિક્ષુક

થઈ જાય તો પોતાના પ્રથમના રૂપને પામવાથી તેને કોઈનો સંગ થતો નથી અને કશી ઉપાધિ વળગતી નથી રાજાપણું મળે તો મોટાં મોટાં જાનવરોના શિકાર કરી પાપ બાંધે, હાથી ઘોડા અને પાયદલ આદિની મોટી ફોજ રાખે,વખત પડે તો લડાઈ કરે અને અનેક પ્રકારના વિષયભોગ ભોગવે, પણ જો ભિક્ષુકદશામાં હોય તો તે કાંઈ ન કરતાં જે મળ્યું તે ખાઈ, પાણી પીને ગમે તે ઠેકાણે તાપરહિત થઈ સુઇ રહે છે. એ પ્રમાણે ભિક્ષુક અને રાજાપણામાં ફેર છે. આ ઉપરથી સમજવાનું એ છે કે, અનાદિ જે નિઃસંગ શિવ છે તેણે અનંત સંગ કર્યા છે તે જીવપણામાં હોય ત્યાં સુધી તજાતા નથી પણ પાછો શિવપણામાં આવે તો તજાય છે. દેહ ઇંદ્રિય મન બુદ્ધિ પ્રાણ અહંકાર એ ષડ્વર્ગ, કામ–ક્રોધાદિક છ શત્રુ તથા અન્નમય આદિ પંચ કોશ, એ સર્વમાં ધણીપણું હોય ત્યાંસુધી સંગ અને જીવપણું કેહેવાય અને સર્વમાં કંટાળો અને ઉપાધિરૂપપણું લાગે અથવા એ સર્વ અસત્યથી હું નિરાળો છું એમ અનુભવમાં આવે ત્યારે શિવપણું કેહેવાય. સારાંશ એ કે જગત્‌ના સર્વ વિષયાદિક પદાર્થોનો તેમજ આ શરીર અને શરીરસંબંધી પદાર્થોનો ત્યાગ થાય અને તેથી જુદું પોતાનુ નિર્મલ સ્વરૂપ ઓળખાય તેનું નામ પોતાના સ્વરૂપનો બોધ કેહેવાય. જેને પોતાના સ્વરૂપનો બોધ થાય છે તે જગતની પેઠે આચરણ કરતા નથી. જગત્‌માં ઘરબાર લુટાવી દે એવા ઉદાર પુરુષો ઘણા હશે, પરંતુ કામ–ક્રોધાદિકનો તથા શરીરમાં બંધાયેલી મમતાનો ત્યાગ કરનારા ઘણાજ વિરલા છે. માટે એવી

રીતે મમતાનો ત્યાગ કરી શરીરથી જુદું પોતાનું સ્વરૂપ ઓળખી અસંગ થઈ રહે તેજ ખરો સર્વનો ત્યાગ છે. તે શિવાય બાકીના સર્વ ત્યાગ હલકા છે.

કોઇથી ન જીતાય એવો કામ છે. કેમકે ન જીતાય એવો છે તેથીજ શિવરૂપ પોતે તેને વશ થઈને જીવપણાને પામે છે. કામને વશ થવાથી આ લક્ષ ચોરાશીમાં ફરતાં એને દુઃખ પામવું પડે છે. કામને આધીન ન થાય તો લક્ષ ચોરાશીમાં પડવું પડતું નથી; પણ કામને વશ થવાથી પોતાનું શિવસ્વરૂપ ભૂલાઇને જીવસ્વરૂપ પ્રાપ્ત થયું હોય એટલે કાંઈ જોર ચાલતું નથી. જેમ કોઈ વાઘ હોય તેને કોઇ માણુસ પકડીને વશ કરી મેલે તેથી ઘેર ઘેર બારણે નચાવે તેમ નાચે છે અને પીઠપર લાકડિયોના માર ખાય છે; પણ ખરું જોતાં વાઘ તો ઘણો મોટા મોટા હાથીને હરાવી દે એવા જોરનો હોય છે, તેની આગળ કોઇ પણ જઈ શકતું નથી, તોપણ તે માણસને વશ થઇ જવાથી તેનું જોર જતું રહે છે. તેમ જીવ પણ કામને વશ થઈ આશાને આધીન થતાં પોતાનું પરાક્રમ અને સ્વરૂપ ભૂલી ગયો છે. પણ ખરું જોતાં તો તે જીવ નિર્વિકાર શિવસ્વરૂપ અને ચોરાશીના ફેરાને પણ નાશ કરનાર છે. મોટી વાતો કરનારા તો જગત્માં ઘણાજ પુરુષો છે, પરંતુ એ અનર્થરૂપ કામને જીતનારા જગત્માં ઘણા જ થોડા છે; કેમકે કામને જીતી લીધો એમ કેહેવામાં કાંઈ વાર નથી લાગતી પણ તે કામનું પુરણું અંતઃકરણમાં ઉગે જ નહિ એવી રીતે તેને જીતી લેવો એ વાત ઘણીજ કઠણ છે. કોઇ મહાપુરુષોના ઉપદેશથી અને પૂર્વપુણ્યથીજ

તથા શાસ્ત્રસંગના શુભ વિચારથીજ હજારમાં એકજ કામને જીતનાર મળે છે. મનમાં જે કાંઇ ઇચ્છા ઉત્પન્ન થાય તેનું નામ કામ [ કામના ] કહેવાય. એ કામને જીતનારાઓ કેવા કહેવાય, તેવિષે શ્રીભગવાન્ કહે છે કે:—

**प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।**
**आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥**

હે અર્જુન ! જ્યારે મનમાં રહેલી સર્વે કામનાઓને તજી દે છે અને પોતાવડે પોતાનેવિષે સંતોષ પામે છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ [ સ્થિર બુદ્ધિવાળો ] કેહેવાય છે.

આ પ્રમાણે મનમાં ઉત્પન્ન થતી કામનાઓને મોટા મોટા વિદ્વાનપણાનો ડોળ ઘાલનારા પણ તજી શકતા નથી. અને એમ ન થવાથી આત્માનેવિષે સંતોષ પામતા નથી. એટલાસારૂ કામનાઓને ન જીતાય એવી કહી છે. તે ન જીતાય એવી છે તેટલામાટેજ તેને જીતવામાં બહાદુરી છે અને પોતાનું કલ્યાણ છે.

---

**पशोः पशुः को न करोति धर्मं**
**प्राधीतशास्त्रोपि न चात्मबोधः ॥**
**किं तद्विषं भाति सुधोपमं स्त्री**
**के शात्रवो मित्रवदात्मजाद्याः ॥ २९ ॥**

**अर्थ.**

शिष्य—पशुथी पशु कोण केहेवाय ?

**गुरु**—जे धर्म करतो नथी अने जेने शास्त्र भण्या छतां पण पोताना स्वरूपनो बोध नथी ते.

**शिष्य**—अमृतजेवुं जणाय एवुं झेर ते कयुं ?

**गुरु**—स्त्री.

**शिष्य**—मित्रजेवा लागे एवा शत्रु कोण छे ?

**गुरु**—पुत्रआदि संबंधीओ.

## टीका.

વર્ણ અને આશ્રમ પ્રમાણે અનેક પ્રકારના મનુષ્યોના ધર્મ છે. તે ધર્મ પ્રમાણે સદાચારથી ન વર્તે તે પશુ કરતાં પણ નઠારો કેહેવાય. તેમ જે પોતાના સ્વરૂપને ન જાણે તે પણ પશુ કરતાં નઠારો કેહેવાય. ધર્મ પ્રમાણે ચાલવાને અને આત્મસ્વરૂપ ઓળખવાને મનુષ્યશરીરમાં કોઇ ચમત્કારિક શક્તિ વિશેષ છે. પશુ આદિકનાં શરીરમાં તે નથી, એટલામાટે તેના કરતાં મનુષ્ય ઉત્તમ છે; પરંતુ તે શક્તિ જો કામે ન લાગે તો પછી મનુષ્યદેહ મળ્યા છતાં તેનું સાફલ્ય નહિ થવાથી પશુ થકી પણ વિશેષ પશુપણું પ્રાપ્ત થાય છે. શિવ–પાર્વતીના સંવાદમાં કહ્યું છે કેઃ—

**निद्राभीमैथुनाहाराः सर्वेषां प्राणिनां समाः ।**
**ज्ञानवान्मानवः प्रोक्तो ज्ञानहीनः पशुः प्रिये ॥**

નિદ્રા, ભય, મૈથુન અને આહાર, એ તો સર્વ પ્રાણિયોને સરખાં છે. માટે મનુષ્યને જ્ઞાન હોય તો તે મનુષ્ય કેહેવાય ને જ્ઞાન ન હોય તો તે પશુજ છે.

સારું–માઠું સમજવાને, ધર્મ જાણવાને અને આત્મ-

સ્વરૂપ ઓળખવાને આ મનુષ્યજન્મ છે. અને એ જાણવાથીજ મનુષ્યનું મનુષ્યપણું છે. કેમકે નિદ્રા વગેરે તો સર્વ પ્રાણીઓને હોયજ છે. જો સારું-માઠું સમજે નહિ અને આત્મસ્વરૂપ ઓળખે નહિ તો જ્ઞાન વિનાનો માનવજન્મ પશુના કરતાં પણ હલકો છે. કેમકે કેટલાક પશુઓ તો પોતાના શરીરથી પારકાનો ઉપકાર પણ કરે છે, પણ મનુષ્યથી તો તે પણ થતું નથી. માટે ધર્મ પાળીને અને જ્ઞાન સંપાદન કરીને મનુષ્યદેહ સફલ કરવો જોઈએ. અહીં એમ શંકા થાય કે જ્ઞાની તો પરમેશ્વરરૂપ કેહેવાય છે, અને અહીં જ્ઞાનીને મનુષ્ય કેમ કહ્યો ? તો તેનું સમાધાન એ છે કે, જેને તત્વજ્ઞાન થયું હોય તે જ્ઞાની પરમેશ્વર કેહેવાય ને જેને વિવેકનું જ્ઞાન થયું હોય તે જ્ઞાની મનુષ્ય કેહેવાય. અને તે શિવાયનું જે કોઈ બીજું જ્ઞાન ધરાવતો હોય તે પશુજ્ઞાની કેહેવાય. આ જે છેલું પશુજ્ઞાન કહ્યું તે સર્વ પ્રાણિયોમાં સરખું હોય છે. પશુ, પક્ષી, હાથી, ઘોડા, સર્પ, દેડકાં, કુતરાં, શિયાળ, વાઘ, નોળિયાં, ઉંદર, બિલાડાં, ગધેડાં, ઊંટ, અને બીજાં જે પ્રાણિયો છે તેને આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ સમાન છે, કેમકે સઘળાં ઊંઘે છે, ભય પામે છે, મૈથુન કરે છે અરે આહાર પણ કરે છે. મનુષ્યમાં જયાંસુધી માત્ર આ ઉપરનાં ચાર જ્ઞાન હોય ત્યાંસુધી તે પશુના સરખા જ્ઞાનવાળો હોવાથી પશુજ્ઞાની કેહેવાય છે. કોઈ માણસ એમ જાણે કે 'હું મહા બળિયો છું અને મારી સામું કોઈ ચાલી શકતું નથી માટે હું મનુષ્ય છું' તો તે જાણવું ખોટું છે, કેમ કે ઘણા ડાઘિયા કુતરાઓ બળિયા હોવાથી સર્વને

ઘુરકાવે છે અને તેથી કોઈ તેની સામું જઈ શકતું નથી. કોઈ એમ જાણે કે 'હું અમુક માણસનું ધન કે માલ છીનવી લઊં છું એવો ચતુર છું માટે હું માણસ છું.' તો તે જાણવું પણ ખોટું છે; કેમકે ઘણાએ કુતરાઓ બીજાં કુતરાંના મોઢામાંથી રોટલાના કટકા તાણી જાય છે. કોઈ એમ જાણે કે 'મેં મારી નાતને ઘણી વાર જમાડી છે માટે હું મનુષ્ય છું' તો તે જાણવું પણ ખોટું છે; કેમ કે પોતાની નાતને તો પક્ષીઓ પણ ભેળી કરી નિરંતર કલ્લોલ કરે છે, તેથી શું તે મનુષ્ય કેહેવાય? કોઈ માણસ એમ જાણે કે 'હુ મહા [1]કારીગરી કરનાર અને મોટો હુન્નરી છું માટે મનુષ્ય છું' તો તે જાણવું ખોટું છે; કેમ કે કેટલાક નાના જંતુ એવા તો કારીગિરી ને હુન્નર બનાવે છે કે તેવો મનુષ્યથી તો થઈ પણ શકતો નથી, તો તેથી શું તે મનુષ્ય કેહેવાય? કોઇ એમ જાણે કે 'મારો રાગ ઘણો મીઠો છે માટે હું મનુષ્ય છું' તો તે જાણવું ખોટું છે; કેમકે મધુર સ્વર તો કોયલ આદિ ઘણા પક્ષીનો છે, તેથી શું તે મનુષ્ય કહેવાય? કોઈ એમ જાણે કે 'હું ઘણો પુટડો છું માટે મનુષ્ય છું' તો તે જાણવું ખોટું

---

૧ રેશમના કીડા એવી ચતુરાઇથી રેશમ બનાવે છે કે જેમાંથી લક્ષ્મીવાનનાં ઘર શોભે એવાં વસ્ત્રો બને છે. કરોળીઓ એવી ઝીણી લાળની જાળ બાંધે છે કે દરેક પોતાના ભક્ષ્યને તે સહજવારમાં લપેટી લે છે. સુઘરી જાતની ચરકલી એવો માળો ગુંથે છે કે તે ઘી ગળવાના કામમાં અતિ ઉપયોગી થાય છે. મધમાખિયો એવો મધપુડો રચે છે કે જેમાં ઉત્તમ મીઠાશવાળું મધ બને છે, ને બાકીના ભાગમાંથી મીણ બને છે. આવા ઘણા દાખલા છે.

છે, કેમ કે કુટડા તો મોર આદિ ઘણાં પક્ષીઓ હોય છે જેઓ જોતાંવેત મનને હરણ કરે છે, તેથી શું તે મનુષ્ય કેહેવાય? કોઈ એમ જાણે કે 'હું અંગે રુષ્ટપુષ્ટ છું તેથી મનુષ્ય છું' તો તે જાણવું ખોટું છે; કેમ કે ઘણાએ ઘોડા ને ગધેડા અંગે રાતા–માતા થઇ ગયેલા હોય છે, તેથી શું તે મનુષ્ય કેહેવાય? ઘણા દ્રવ્યને લીધે કોઈ માણસ મોહોલ ચણાવી તેમાં સુવાનેમાટે મખમલના ગાદી તકીયા બિછાવી સુવાળું કરી એમ જાણે કે, એ ક્રિયાથી 'હું માણસ છું' તો તે જાણવું ખોટું છે; કેમકે પક્ષિયો પણ પોતાના માળા મખમલ કરતાં પણ કોમળ કરી શકે છે, તો તેથી શું તે મનુષ્ય કેહેવાય? આમ આહારના જ્ઞાનથી, નિદ્રાના જ્ઞાનથી, ભય લાગવાથી અને મૈથુનના જ્ઞાનથી થતી સઘળી ચતુરાઇઓ પશુ–પક્ષી આદિમાં હોય છે, માટે તે જ્ઞાનની ચતુરાઈવાળું માણસ અન્યજ્ઞાની કેહેવાય, અર્થાત્ તે પશુ-સરખું કેહેવાય. હજારો કે લાખો રુપૈયાની પ્રાપ્તિ થતી હોય તોપણ અધર્મનું આચરણ નહિ કરતાં તેવા લાભને વેગળો રાખી શ્રુતિ–સ્મૃતિમાં કહ્યા પ્રમાણે વર્ણાશ્રમનાં કર્મ કરે, અને તે પ્રમાણે કરતાં રળાય તેટલું રળીને ધર્મનાં આચરણથી ધર્મ સાચવે તે વિવેકજ્ઞાની કેહેવાય. જેને વિવેકનું જ્ઞાન થયું તેજ મનુષ્ય કેહેવાય. એ વિવેકજ્ઞાન સાંભળવાથી પશુજ્ઞાનિયો પણ જો સમજે તો મનુષ્યપણું પામે છે. જેણે સારી રીતે જીવપદ જાણ્યું હોય, જેને જીવનું કૃત્ય કાંઇ ન રહ્યું હોય, જેણે ઇશ્વરપદ સારી રીતે જાણ્યું હોય, જે ઇશ્વરકૃત્યમાં લપટાતો ન હોય, અને જે શારીરિક ભાષ્યઆદિ સાંભળી વૈરાગ્ય પામી જીવપદ જાણી

પંચીકરણુથી પિંડને શોધી પંચકોશે પિંડને વહેંચી પોતે કૂટસ્થ સાક્ષી થઇ બ્રહ્મપદમાં વિરામ પામ્યો હોય તે તત્વજ્ઞાની કેહેવાય. એવા તત્વજ્ઞાની તે પરમેશ્વર જેવા છે, વિવેકજ્ઞાની તે મનુષ્ય છે અને અન્યજ્ઞાની તે પશુ છે. જે આહાર, ભય, નિદ્રા અને મૈથુન એ ચાર જાતનાં પશુજ્ઞાનથી વર્તે અને ફરીફરીને ન મળે એવો મનુષ્યદેહ એળે જવા દે તે પશુ કેહેવાય; પરંતુ જે પુરુષ પશુજ્ઞાનપ્રમાણે ચાલે છે અને જગતને બોધ કરવા સારૂ વેદશાસ્ત્ર ભણીને મોટી મોટી શીખામણુ દે છે અને પોતે તે પ્રમાણે ચાલતો નથી તે પશુ કરતાં પણુ પશુ કેહેવાય, કેમ કે પશુ તો બિચારાં શાસ્ત્રોની વાત કે ધર્મ, અર્થ, પાપ અને પુણ્ય કાંઈ સમજતાં નથી; તેમ તે પશુ જેવા પુરુષો પણુ સમજતા નથી, પરંતુ આ ભણેલો પુરુષ તો બધું સમજે છે તેમ છતાં તે પ્રમાણે કરતો નથી, તેથી તેનું સમજવું મિથ્યા છે. શ્રીશંકર કહે છે કેઃ—

**वेदागमपुराणज्ञः परमार्थं न वेत्ति यः ।**
**विडंबनं तु तस्यैव तत्सर्वं काकभाषितम् ॥**

જે પુરુષ વેદ શાસ્ત્ર અને પુરાણુ જાણે છે પણુ પરમાર્થને જાણુતો નથી તે પુરુષનું તે બધું કાગડાની બોલીજેવું છે અને ઢોંગજેવું છે. [ એ વચન પ્રથમ પણુ કહેવાઇ ગયું છે. ]

બોલીને વાદ–વિવાદ કરવો એ તો કાગડા જેવાં પક્ષીઓ પણુ કરે છે. વેદ શાસ્ત્ર કે પુરાણુ જાણીને જે પોતાનું કલ્યાણુ સાધતો નથી તેનું તે જાણવું ફોકટ છે.

ભણી ગણીને વિવેકજ્ઞાન અને તત્વજ્ઞાન સંપાદન કરવું એજ તેનું સફ્લપણું છે. જો તેમ ન થાય તો ગમે તેવી સમજણ હોય તો પણ તે વૃથા થાય છે. આટલા હેતુથી જેને શાસ્ત્રનું જ્ઞાન હોવાથી વિવેક ન હોય તેને પશુ કહેલ છે અને જેને શાસ્ત્રનું જ્ઞાન હોય તે છતાં આત્મબોધ ન હોય તેને પશુથી પણ પશુ એટલે તે કરતાં પણ અણુસમજુ કહેલ છે. એવા ખોટા ડોળઘાલુની શી ગતિ થાય છે તેવિશે અપરોક્ષના વચનથી આગળ કહ્યું છે કેઃ—

**कुशला ब्रह्मवार्ता या वृत्तिहीनाः सुरागिणः ।**
**तेप्यज्ञानतया नूनं पुनरायांति यांति च ॥**

બ્રહ્મની વાતો કરવામાં કુશલ હોય પરંતુ તદાકારવૃત્તિ ન થઈ હોય તથા સંસારમાં પ્રીતિવાળા હોય તેઓ અજ્ઞાનપણાથી વારંવાર જન્મે છે અને મરે છે.

જેમ કોઈ ન કરવાનું કામ અજાણતાં કરે તેના કરતાં જે ન કરવાનું કામ જાણીને કરે તે વધારે અપરાધી અને શિક્ષાનું પાત્ર થાય છે તેમ જે કશું ભણ્યા નથી તેના કરતાં જે ભણ્યા છે ને જાણે છે તે પુરુષો તત્વજ્ઞાનને ન જાણે તો તે વધારે અજ્ઞાની અને વધારે જન્મ-મરણની શિક્ષાને લાયક છે. ભણેલાઓ પોતાના મનમાં ખોટું અભિમાન રાખતા હોય પણ તેમને બોધ ન હોય

કેવા સમજવા તેવિષે ભાગવત એકાદશસ્કંધમાં શ્રીભગવાને પણ કહ્યું છે કે, વેદશાસ્ત્ર અને પુરાણ ભણ્યો હોય તે છતાં પણ જો જ્ઞાન ન થયું હોયતો તેનું ભણવું નિષ્ફલ છે. છાંદોગ્ય ઉપનિષદ્‌માં વાત છે કે વૃષકેતુ રાજાએ ગૌતમ

ઋષિના પુત્રને 'શું ભણ્યા છો ?' એમ પુછ્યું ત્યારે તેણે વેદ પુરાણ અને શાસ્ત્ર સર્વ ભણ્યો છું એમ કહ્યું. ત્યારે રાજાએ તેને કહ્યું કે બ્રહ્મવિદ્યાવિના સઘળું ભણતર ઉપાધિરૂપ છે. જ્ઞાનવગર સઘળી વિદ્યા ભારરૂપ છે એ વાત સત્ય છે. કહ્યું છે કેઃ—

**यथा खरश्चंदनभारवाही भारस्य वेत्ता न तु चंदनस्य ।**
**एवं हि शास्त्राणि बहून्यधीत्य चार्थेषु मूढाः खरवद्वहंति ॥**

જેમ ગર્દભ સુખડનો ભાર ઉપાડે છે પણ તે પોતાને માથે ભાર ભર્યો છે એમ જાણે છે પણ ચંદન ભર્યું છે એમ જાણતો નથી, તેમ ઘણાં શાસ્ત્રોને ભણીને તેના અર્થને નહિ સમજનારાઓ ગર્દભની પેઠે કેવલ ભારજ ઉપાડે છે. સારાંશ કે તત્વ ન જાણે ત્યાંસુધી સઘળું ભણતર ભારરૂપ છે.

ભણવાની સફલતા જ્ઞાન છે. જ્ઞાન ન થાય તો ભણતર વૃથા છે. માત્ર વાણીના વિલાસથી કશું ફલ નથી. જેમ કોઇ નાણાવાળો હોય તે છતાં પગરખાં ન પેહેરે ને પગે બળે તો તે દરિદ્રીનો પણ દરિદ્રી કેહેવાય; કેમ કે દરિદ્રી તો નાણું ન હોવાથી ન પેહેરતો પણ ધનવાળો તો જાણી જોઇને નથી પેહેરતો. તેમજ જે ભણી ગણીને ન સમજે તે પશુ કરતાં પણ વધારે પશુ સમજવો.

સ્ત્રી છે તે ઉપરથી અમૃત સરખી લાગે છે પણ તે પરિણામે વિષ જેવી છે. સ્ત્રીનું મુખ જોઇને પુરૂષ રાજી થાય છે અને તેના સંયોગમાં અત્યંત સુખ માને છે, પરંતુ વિચાર કરતાં તેવી રીતે લાલચ લગાડી પોતાને પેટે

જન્મ લેવરાવે છે. માણુસો લુગડાં–ઘરેણાં આદિ જે કાંઈ સ્ત્રીને કરે છે તે ભોગ ભોગવવારૂપ પોતાના સ્વાર્થને લીધે કરે છે. તે શિવાય બીજું કશું નથી. એમ ને એમ સ્ત્રીમાં ને સ્ત્રીમાં વૃત્તિ રેહેવાથી મૃત્યુ થાય તો પણ તેને પેટેજ અવતાર આવે છે. કેમ કે ' मरणे या मतिः सा गतिः ' । [ મરવા ટાણે જેવી મતિ થાય તેવી ગતિ થાય છે. ] એ પ્રમાણ પ્રસિદ્ધજ છે. સ્ત્રીનું બંધન એવું મજબૂત છે કે એમ ચોરાશીનો ફેરો ફરવો પડે છે અને વિષ્ઠાના કીડાની પેઠે વિષયમાં આસક્ત થઈ રેહેવાય છે. આવી રીતે ઉપ-રથી તો રૂપાળી અને પ્રસન્ન કરે એવી સ્ત્રી લાગે છે પણ પરિણામે મહા દુઃખ ઉત્પન્ન કરનારી, જન્મ–મરણ લેવરાવનારી અને હાડકાંચામડાં આદિ દુર્ગંધી પદાર્થની કોઠીરૂપ છે તથા ઉપરથી સારી સારી લાગે છે, એટલાજ-માટે તેને અમૃત જેવાં વિષની ઉપમા આપી છે.

પુત્ર આદિ સઘળાં સંબંધિયો પરિણામે વિચાર કરતાં શત્રુરૂપ છે તેમ છતાં તે મિત્ર જેવાં લાગે છે. સ્ત્રીને અને છોકરાંને જોઇ પુરુષનું મન બહુજ હરખાય છે. સ્ત્રી ને છોકરાંની આપદામાં ધર્મકર્મમાં ધ્યાન રેહેતું નથી અને તેનું પાલન–પોષણ કરવામાં અનેક અવળા–સવળા ઉપાયો કરવા પડે છે. પાળી–પોશી મોટાં કર્યા પછી પોતાનાં છોકરાંને પરણાવવાં પડે છે અને તેમાટે ત્રેવડ ન હોય તો મોટું કરજ કરી દુઃખ વેઠવું પડે છે. એટલું થયા પછી છોકરાં મોટાં થાય પણ મૂર્ખ રહે કે કહ્યું ન માને તો તેથી પણ મહાકષ્ટ થાય છે અને તેમાં વળી પોતાની પેહેલાં

પરલોકમાં જાય તો રડાપીટ થાય. આમ ને આમ તેમાં આસક્તિ રહે છે, તેનાથી જે દુઃખ આવે તે સહન કરવું પડે છે ને મુવા પછી મહા નરકમાં પડવું પડે છે; કેમ કે જીવતાં સુધી એ ઉપાધિને લીધે કાંઇ સારું સાધન થતું નથી. આવી રીતે વહાલાં છોકરાં પણ છેવટ તે શત્રુના જેવું ફલ આપે છે. એવીજ રીતે બીજાં સગાં પણ સ્વાર્થથી ટોળે વળી રહ્યાં હોય તે વખતે વહાલાં લાગે છે, અથવા પોતાને ગરજ હોય ત્યાંસુધી વહાલાં લાગે છે, અથવા જીવતાં સુધી વહાલાં લાગે છે, પણ છેવટ તેઓના પાશમાં બંધાવાથી કાંઈ કલ્યાણનું સાધન નહિ થઇ શકવાથી બંધનનું કારણ થાય છે. અને એટલામાટે તે પણ દેખીતાં મિત્રજેવાં પણ ખરેખરાં શત્રુ છે. સગર રાજાને સાઠ હજાર પુત્રો હતા તો તેથી તે શું સુખ પામ્યા? ગાંધારીને સો પુત્ર હતા તો તેથી તે શું સુખ પામ્યાં? સુખને બદલે ઉલટું દુઃખ થયું હતું. આટલા હેતુથી છોકરાં અને તે આદિ બીજાં સંબંધી સર્વ વહાલાં લાગે છે પણ તે પરિણામે સમજે નહિ તેને શત્રુરૂપ છે એમ કહ્યું છે.

---

विद्युच्चलं किं धनयौवनायु-
दानं परं किं च सुपात्रदत्तम् ।
कंठं गतैरप्यसुभिर्न कार्यं
किं वा विधेयं मलिनं शिवाचा ॥ ३० ॥

## अर्थ.

**शिष्य**—वीजळीना जेवुं चंचल शुं शुं छे ?

**गुरु**—धन, यौवन, अने आयुष्य.

**शिष्य**—उत्तम दान कयुं केहेवाय ?

**गुरु**—सुपात्रने आप्युं होय ते.

**शिष्य**—कंठे प्राण जाय तोपण शुं न करवुं ?

**गुरु**—पापकर्म न करवुं.

**शिष्य**—कंठे प्राण जाय त्यांसुधी पण शुं करवुं ?

**गुरु**—शिवार्चन करवु.

## टीका.

વીજળી જેમ ઉત્પન્ન થઇને ક્ષણવારમાં નાશ થઈ જાય છે તેમ ધન યૌવન અને આયુષ્ય પણ ક્ષણવારમાં નાશ થઈ જાય છે. અર્થાત્ વીજળી જેવી ચપલ છે તેવાં તે ચપલ [ અસ્થિર ] છે. આવિષે આપણે ઘણું સાંભળ્યું છે અને જોયું છે. જેઓને ઘેર વારંવાર માગણ લોકોની ભીડ થતી, જેઓ સોનાના પલંગોમાં પોઢતા, જેઓને ઘેર ઘોડા-હાથી ઝુલતા, અને જેઓને ઘેર અનેક નોકરલોકો પેટ ભરતા એવા સમર્થ મહારાજાઓની લક્ષ્મી વીજળીની પેઠે નાશ થઇ ગઇ છે. જેઓ નિરંતર દૂધ ચોખા ને સાકર જમતા, જેઓ અતિ બલવાળા કેહેવાતા અને જેઓની સામે કોઈ પણ ટકી શકતું નહિ એવા જુવાનોની જુવાની વીજળીની પેઠે નાશ થઈ ગઈ છે. તેમજ જેઓ નિરંતર અમર રેહેશું એમ જાણતા, જેઓ બીજાઓને

પોતાના બુદ્ધિબલથી ડરાવતા અને જેઓ દેવતાઓને પણ ન ગણકારતા એવાઓનું ઉપયોગી આયુષ્ય વીજળીની પેઠે નાશ થઈ ગયું છે. આમ ત્રણે પદાર્થ બહુ ચંચલ છે.

આજ જેઆએ પૃથ્વીપર પગ પણ મૂકેલો નહિ તે અણુવાણે પગે રખડે છે; જેઓને મોઢે મૂછો નહોતી આવી અને જેઓ વડિયા સાથે વઢવાને સળવળ્યા કરતા તેઓને અંગમાં ખળખળી ગયેલા જોઇએ છીએ; અને જેઓને હજારો લાખો માણસ ચાકરી કરનારા હતા, જેઓને જગતના લોકો બહુ ઇચ્છતા હતા અને જેઓએ જન્મીને કશું દુઃખ ભોગવ્યું નહોતું તેવાઓને પરલોકમાં જતા જોયા છે. આવી રીતે આ ત્રણ વસ્તુ ચંચલ છે; પરંતુ જેને ઈશ્વરકૃપાથી મળે તેમણે પોતાનું કલ્યાણ થાય તેવું સાધન કરી લેવું તથા બનતા સુધી પરોપકાર કરી લેવો. એમ ન થયું તો ધન, યૌવન અને આયુષ્ય કાંઇ કામનાં નથી. એ અતિ ચંચલ છે એટલા માટેજ ‘ જ્યાંથી જાગ્યા ત્યાંથી સવાર ’ એમ સમજી તે મળેલા પદાર્થોનો તરત ઉપયોગ કરવો; કેમ કે જેમ વિજળી હાથમાં નથી રેહેતી તેમ તે પણ આવ્યા પછી હાથમાં રહેતાં નથી. અથવા વીજળીની પેઠે ન જણાય તેમ જવાનાંજ છે. વળી ક્યારે જશે તે પણ જાણી શકાતું નથી માટે જેમ બને તેમ તેનાવડે કલ્યાણનું સાધન કરી લેવું. પોતાના કલ્યાણનું સાધન થયા પછી ગમે તેવા તે ચંચલ છે અને નાશ થનારા છે તો પણ તેની સફલતા થઇ ચૂકી છે એમ સમજવું. વીજળીના અજવાળાથી જેમ આપણે જોવાનું હોય

છે તે જોઇ લઈએ છિએ પણ તેના ગયાનો શોક કરતા નથી તેમ ધન, યૌવન અને આયુષ્યની સત્તામાં જે સુકર્મ થાય તે તુરત કરી લેવું અને સ્વાભાવિક જનારા તે પદાર્થમાટે શોચના કરી રહવું નહિ. સમજુ અને અણુ-સમજુનાં બન્નેનાં તે જાય છે, પણ સમજુનાં સફલ જાય અને અણુસમજુનાં નિષ્ફલ જાય છે એટલોજ ફેર છે.

સુપાત્રને જે દાન આપ્યું હોય તે ઉત્તમ કેહેવાય છે. કુપાત્રને ઉત્તમ દાન આપ્યું હોય તો પણ તેથી વિપરીત ફલ થાય છે અને સુપાત્રને થોડું દાન આપ્યું હોય તો પણ તેથી સારું ફલ થાય છે તથા થોડું આપતાં ઝાઝું થઇ પડે છે. જે સદ્‌ગુણી, સદાચારી અને જેને તત્વનું જ્ઞાન હોય તે સુપાત્ર કેહેવાય છે. તેવાઓને દાન આપવું તે શ્રેષ્ઠ છે. શિવગીતામાં કહ્યું છે કેઃ–

ज्ञानिभ्यो दीयते किंचित् तत्कोटिगुणितं भवेत् ।

જ્ઞાનીને થોડું આપ્યું હોય તોપણ તે ઘણું થઇ પડે છે.

સત્પાત્રે દાન આપ્યું હોય તો તે થોડામાંથી ઘણું થાય છે ને તે સારું ફલ આપે છે અને કુપાત્રે દાન આપ્યું હોય તો ઉલટો નાશ કરે છે. માટે પાત્રનો વિચાર કરીને દાન આપવું. અહીં એક આખ્યાયિકા છેઃ–

એક કોઇ વાણિયો, પરદેશ વેપાર કરવા જવાને વાણે ચઢતો હતો ત્યાં કોઇ એક ફકીર અને એક કોઈ બ્રાહ્મણ બેયજણે આવીને તેની પાસે યાચના કરી. વાણિયે તો પોતાના ખીસામાંથી કાઢીને બેયને એકેકો પૈસો આપી દીધો અને પોતે પોતાને માર્ગે ચાલતો થયો. ફકીરને જે

પૈસો મળ્યો તેમાંથી તેણે અરધા પૈસાનો લોઢાનો આંકડો લીધો, પા પૈસાની દોરી લીધી અને પા પૈસાનો લોટ લીધો. એ ત્રણ વાનાં ભેળાં કરીને તેણે હજારો માછલાં મારી નાખ્યાં. બ્રાહ્મણને જે પૈસો મળ્યો હતો તેમાંથી તેણે અર્ધા પૈસાનો પ્રસાદ લીધો અને અરધા પૈસાનાં ફૂલ, કેસર, ચંદન, આદિ પદાર્થો લીધા. એ સાધનો ભેળા કરીને તેણે શુદ્ધ ભાવથી શંકરની પૂજા કરી. ફકીરે માછલાં મારી નાંખ્યાં તેથી સમુદ્રનો મોટો મઘરમચ્છ 'મારા કુલનો વાણિયે ઘાણ કઢાળ્યો' એમ વિચારી તેનું વાણ બોળી દેવાને નીચે પેઠો. આ વાત શંકરે જાણી તેથી 'એણે પૈસો આપ્યો તેથી બ્રાહ્મણે મારી પૂજા કરી' એમ વિચારી પોતાના સાઠ હજાર ગણ મોકલી મઘરમચ્છ વાણ બોળી દેતો હતો ત્યાંથી અધર ઉપડાવી કાંઠે પોચાડી દીધું.

આ ઉપરથી આપણે સાર સમજવાનો એટલો છે કે સુપાત્રને દાન આપ્યાથી સારું ફલ થાય છે ને કુપાત્રને આપ્યાથી નઠારું ફલ થાય છે. માટે સુપાત્ર–કુપાત્રનો વિચાર કરીને દાન આપવું. કોઇને શંકા થાય કે, ધર્મનું કામ કરતાં અનર્થ થાય તો તેનું શું કારણ હશે? તો તેનું સમાધાન એ કે વિચાર્યા વગર કરે તો તે અવિચાર તેનું કારણ છે. શિવગીતાના સોળમા અધ્યાયમાં કહ્યું છે કેઃ–

**ब्राह्मं मुहूर्तमारभ्यामध्याह्नं प्रजपेन्मनुम् ।**
**अत उर्ध्वं कृते जाप्ये विनाशो भवति ध्रुवम् ॥**

બે ઘડી રાત હોય ત્યાંથી માંડીને મધ્યાન્હ કાલ સુધી મંત્રનો જપ કરવો. અને તેથી ઉપર જો મંત્રનો જપ કરે તો નક્કી નાશ થાય છે.

જે કાંઇ કામ કરવું તેમાં વિચાર હોય છે. જેમ નૈમિત્તિક કર્મમાં સમયનો વિચાર છે તેમ દાન દેવામાં પાત્ર સારું નરતું જોવાનો વિચાર છે. તે જોયા વગર કુપાત્રને અપાય તો તેથી ઉલટી લાભને બદલે હાનિ થાય. અયુક્ત પંચામૃત જમવામાં આવ્યું હોય તો વમન થાય છે તેમ કુપાત્રે દાન આપ્યું હોય તો વિપરીત પરિણામ થાય છે. આવી રીત દાનની છે. દાન કાંઇ એક લક્ષ્મીનું નથી પણ બીજાં અનેક દાન છે. અન્નદાન, વિદ્યાદાન, ભૂદાન, ગૃહદાન, કન્યાદાન, વસ્ત્રદાન, પાત્રદાન, ક્ષેત્રદાન અને પુસ્તકદાન. એમ ઘણાએ દાન જગતમાં અપાય છે, તે સઘળાં તેવાં તેવાં પાત્ર જોઇને આપ્યાં હોય તોજ કલ્યાણ કરે છે. અન્નદાન આપવું હોય તો તેને તેનો લેનારો શું ઉદ્યમ કરીને પચાવશે તે વિચારવું જોઈએ; કેમકે અન્ન ખાઈને કાંઈ પાપ કર્મનો ઉદ્યોગ કરી અન્ન પચાવે તો તેનું પાપ દાન આપનારને લાગે છે. કોઇને ઘરનું દાન આપવું હોય તો એમ વિચારવું જોઇએ કે એ ઘરમાં તે કેવું કામ કરશે; કેમ કે જો તે ઘરમાં પાપનું કામ થાય તો તેનો દોષ આપનારને લાગે છે. કોઇને કન્યાદાન આપવું હોય તો વિચારવું જોઇએ કે કુલ જાતિ સ્વભાવ અને વિદ્યા કેવાં છે? કેમ કે તે ન વિચારે તો તેના ઘરમાં કન્યા જઈને દુ:ખી થાય તો તેનું પાપ કન્યાદાન આપનારને લાગે છે, તેમજ દ્રવ્યના દાનમાં પણ હજાર ગણો વિચાર કરીને પાત્ર જોઇને આપવું જોઈએ; કેમ કે દ્રવ્ય છે તે અનર્થનું મૂલ છે માટે આપેલા દ્રવ્યથી જો કાંઇ અનર્થ થાય તો તેનો દોષ આપનારને લાગે છે.

કોઈને એમ શંકા થાય કે બીજાં દાન કદી પાત્ર જોઇને આપવાં તે ઠીક પણ કોઈ ભૂખ્યો આવીને ઉભો રહે તેને અન્ન આપવું એમાં શું વિચારવાનું છે? તો તેનું સમાધાન એ છે કે તેમાં પણ વિચારવાનું છે; કેમ કે કોઈ મચ્છીમાર ભૂખ્યો તરફડતો હોય તેને દયા લાવી અન્ન આપિયે તો તે તૃપ્ત થઈને માછલાં મારવા જાય તેથી શું પુણ્ય થાય? કોઈ પારાધી ભૂખ્યો પડ્યો હોય તેને અન્ન આપિયે તો તે ખાઇને શક્તિ આવે કે તરત પક્ષીઓ મારવા જાય તેથી શું પુણ્ય થાય? એવાં ઘણાં ઉદાહરણો છે. પણ તેથી સમજવાનું એ છે કે અન્નદાન પણ પાત્ર જોઇને આપવું જોઇએ. કદી કોઈને એમ શંકા થાય કે ઘેર આવે તે અતિથિ કેહેવાય ત્યારે અતિથિને અન્ન આપ્યા વિના જવા દેવો તેનો દોષ ન લાગે? તો તેનું સમાધાન એ છે કે જો ગૃહસ્થ વિવેકી હોય તો કમલના પાનને જેમ પાણી ન લાગે તેમ તેને દોષ લાગતો નથી. જે અવિવેકી છે તેને દોષ લાગે છે. કેમ કે વિવેકી હોય તો કદી કોઈ આંગણે આવી ઉભો રહે ને પાત્ર ન હોય તો તેને એવી રીતે સમજાવે અને એટલું અન્ન આપે કે તે મરી જતો હોય તો મરે નહિ અને ઉઠીને હિંસા કરવા પણ જઈ શકે નહિ. વધારે બોલવાની જરૂર નથી, કેમ કે વખત અને કાલને જોઈ તથા પાત્રને જોઈ તે વખતે યોગ્ય હોય તેમ કરવાનું છે. જે વિચારવાન્ હોય છે તે સઘળું વિચારીનેજ આપે છે અને તેથી તે અતુલ ફલ પામે છે. જેઓને ફલની ઇચ્છા નથી તેવાઓએ પણ વિચાર્યાવિના દાન આપવું ઘટિત નથી.

કંઠે પ્રાણ આવ્યા હોય તો પણ પાપ થતું હોય તેવું કામ ન કરવું જોઇએ, પરંતુ ઉલટી શિવાર્ચના કરવી જોઇએ. ગમે તેવી અપવિત્ર દશામાં શિવાર્ચના કરી હોય તે અતિ કલ્યાણકારક છે. સઘળા પ્રાણીમાત્રમાં ઈશ્વર એક છે એમ જાણી સમભાવ રાખવો અને એ ઇશ્વર મારામાં છે એમ જાણી તેની સાથે એકતા કરી તેમાં લીન થઇ જવું તે શિવાર્ચના કેહેવાય. એ વિષે કહ્યું છે કેઃ—

**संवीतो येन केनापि येन केनचिदाशितः ।**
**शयानो यत्रकुत्रापि मुच्यते सर्वदात्मदृक् ॥**

ગમે તેનાથી વસ્ત્રથી ઢંકાયેલો હોય, કોઇએ ગમે તે સારૂં માઠું ખવરાવેલો હોય, અને ગમે તે ઠેકાણે સૂતો હોય એવો સર્વાત્મદૃષ્ટિવાળો થયો હોય તે સંસારથી છુટી જાય છે.

સમજવાનું માત્ર એટલું છે કે બીજાં કાંઈ ધર્માચરણ ન થઇ શકે એવી અશક્ત સ્થિતિમાં શરીર હોય અને મરવાની તૈયારી હોય તો પણ જેને ઇશ્વરમાં એકનિષ્ઠા બંધાણી હોય ને જેણે પોતાના સ્વરૂપને ઓળખ્યું હોય તેને નઠારી ગતિ થતી નથી. આ વખતે કર્ત્તવ્ય પણ એજ છે. તે શિવાય સંસાર તરફ નજર કરી જે કરવું તે બંધન આપનારૂં છે. કદી પ્રાણાંત સ્થિતિ ન હોય ને સ્વસ્થ શરીર હોય તો પણ સદાચરણમાં ચાલી વર્ણાશ્રમના ધર્મપ્રમાણે વર્તી ઇશ્વરમાં નિષ્ઠા રાખી પોતાનું સ્વરૂપ ઓળખી મનુષ્ય-જન્મ સફલ કરવો.

---

किं कर्म यत्प्रीतिकरं मुरारेः
क्वास्था न कार्या सततं भवाब्धौ ।
अहर्निशं किं परिचिंतनीयम्
संसारमिथ्यात्वशिवात्मतत्त्वम् ॥ ३१ ॥

**अर्थ.**

**शिष्य**—कर्म शुं केहेवाय ?

**गुरु**—मुरारि भगवानने जे प्रीति उपजावे ते.

**शिष्य**—निरंतर आस्था क्यां न करवो ?

**गुरु**—संसाररूपी, समुद्रमां.

**शिष्य**—निरंतर शुं चिंतव्या करवुं ?

**गुरु**—संसारनुं मिथ्यापणुं अने शिवरूप आत्मतत्व.

**टीका.**

જે કર્મથી પરમેશ્વર પ્રસન્ન થાય તેજ ખરૂં કર્મ કેહેવાય. ઈશ્વરને પ્રસન્ન કરવા શિવાયનાં બીજાં જે જે કર્મ છે તે કર્મ કેહેવાય નહિ. માટે પરમેશ્વર પ્રસન્ન થાય તેવું કર્મ કરવું. જે જે [1]કામ્ય કર્મ છે તે તે કરવાથી પરમેશ્વર પ્રસન્ન થતા નથી; પરંતુ [2]અકામ્ય કર્મો કરવાથી પ્રસન્ન થાય છે. કોઈ ગૃહસ્થને ઘેર કોઇ ફકીર આવી માથું ફોડીને પૈસો લે તે પૈસો ગૃહસ્થ રાજી થઇને નહિ પણ

૧ ફલની ઇચ્છાથી કરવામાં આવે તે.

૨ ફલની ઇચ્છાવિના કરવામાં આવે તે.

રીસ કરીને આપે છે તેમ કામ્ય કર્મનું ફલ પણ પરમેશ્વર કોપ કરીને આપે છે. એવા કામી પુરુષો ફલ મળવાથી પરમેશ્વર પ્રસન્ન થયા એમ માની બેસે છે પણ પોતે ઉત્તમ ગતિથી હીન થયા અને જન્મ-મરણના તથા સુખદુઃખ આદિ દ્વંદ્વ ધર્મના અધિકારી થયા તે સમજતા નથી. સંસારમાં બંધન થાય તે ઇશ્વરનો કોપ અને તેમાં બંધન ન થાય તે ઇશ્વરની કૃપા. જેઓ અકામ્ય કર્મ કરે છે તેની ઉપર ઇશ્વર પ્રસન્ન થાય છે. કેમ કે અકામ્ય કર્મ કરનારા મુક્તિને પણ માગવાની ઇચ્છા કરતા નથી. માટે પોતાના વર્ણાશ્રમના ધર્મપ્રમાણે અનન્યભક્તિ કર્યા કરવી. તેથી ઇશ્વર એનીમેળે ઉત્તમ ગતિ આપે છે. શ્રીભગવદ્-ગીતામાં કહ્યું છે કેઃ—

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

જે પુરુષો બીજા કોઈને નહિ ઉપાસતાં મારું ચિંતવન કરતાં મને ભજે છે તે ભજનારા પુરુષોના યોગ ક્ષેમને હું વહું છું.

એક મન અને એક નેષ્ટાથી પરમેશ્વરની ઉપાસના કરવાથી પરમ પદ મળે છે. એવાઓને પછી કાંઈ કર્તવ્ય રેહેતું નથી. જ્યાંસુધી આવી રીતે કરવામાં નથી આવતું ત્યાંસુધી કાંઇ પણ કર્યું નથી અને ઈશ્વર પણ પ્રસન્ન થવાના નથી. પરમાત્મારૂપ આ બધું છે, તેવિના બીજું કશું

૧ વ્યવહારમાં પણ એમ સમજવાનું છે કે એક ઈશ્વર ઉપર આધાર હોય તો તેને કાંઇ મુંઝવણ રેહેતી નથી.

નથી, એમ જણાય એનું નામ અનન્યભાવ કેહેવાય. એ ભાવથી ઇશ્વરમાં ચિત્ત જોડી રાખવું એ ઉત્તમ કર્મ છે. બાકી બધાં કર્મ તેનાથી હલકાં છે.

સંસારમાં નિરંતર આસ્થા ન રાખવી. સ્ત્રી, પુત્ર, સગાં, સંબંધી, દ્રવ્ય, ઘરબાર આદિને સત્ય માની તેમાં મમતા બાંધીને તેમાં આસક્ત થઈ અને એનુંજ રાત-દિવસ સ્મરણ–ચિંતવન કર્યાં કરવું તે સંસારમાં આસ્થા કેહેવાય. એ આસ્થા મરવા વખતે નઠારી ગતિ કરાવે છે, કેમ કે નિરંતરના અભ્યાસને લીધે ઇશ્વરનું સ્મરણ–ભજન નહિ થતાં સ્ત્રી–પુત્રાદિકમાંજ ધ્યાન રહે છે અને જો એમનેએમ પ્રાણ નીકળી જાય છે તેથી જ્યાં વૃત્તિ હોય ત્યાં વળી જન્મ લેવો પડે છે. શ્રીભગવાને અર્જુનને કહ્યું છે કેઃ—

यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥

મરણસમયે જે જે પદાર્થ સંભારતાં માનસ શરીરને તજે છે તે તે પદાર્થને તે પામે છે. કેમ કે તે પદાર્થનાં સદા ચિંતનવડે તેના અંતઃકરણમાં વાસના લાગી ગયેલી હોય છે.

એક રાજા હતો તેની ભૂંડ ઉપર આસ્થા બેઠી હતી તેથી દેહ છૂટ્યા પછી, તેને ભૂંડનો અવતાર આવ્યો હતો. રામકથાના ઉત્તર કાંડમાં આ વાત વિસ્તારથી લખી છે. પણ આપણે ટુંકામાં એજ સમજવાનું છે કે સ્ત્રી પુત્ર અને ધન આદિને સત્ય જાણી તેમાં મમતા બાંધવી નહિ; પરંતુ ઈશ્વર જે એક અનાદિ સર્વવ્યાપક સત્ય છે તેમાં આસ્થા

રાખવી; જેથી જન્મ-મરણનાં દુઃખો થાય નહિ. જેમ સંસારમાં આસ્થા ન કરવી તેમ તેનાં કાર્યોમાં પણ આસ્થા કરવી નહિ. પ્રપંચથી વ્યવહાર કરવો તે સંસારનું કાર્ય કેહેવાય. એ પ્રપંચને પશુ સરખાં પ્રાણી પણ જાણે છે ત્યારે મનુષ્યો કેમ ન જાણે? હરેડું ઢોર હોય ને કોઈના ઘરમાં પેશીને કાંઈ ખાતું હોય તો માણસના પગનો ધબકારો સાંભળી તરત છાનું માનું ભાગવા માંડે છે. જો હું પારકું ખાઉં છું એમ ન જાણતું હોય તો શું કરવા નાશી જાય? કોઇ ઉઘાડા ઘરમાં કુતરું પેશી જઇ કાંઇ અન્ન ખાઇ જતું હોય તો તે કોઈ માણસનો સંચાર સાંભળે કે તરત નાશી જાય છે. તો તે પણ હું અન્યાયથી પારકું ખાઉં છું એમ ન જાણતું હોય તો શાને નાશી જાય? આમ પશુ સરખાં પણ અન્યાયને સમજે છે ત્યારે માણસ કેમ ન સમજે? માટે સહુએ વિચારીને પોતાનું અન્યાયનું આચરણ હોય તે અસત્ય સમજી છોડી દેવું જોઇએ. અધર્મ ગયો એટલે પ્રપંચનો એનીમેળે નાશથઈ જાય છે.

આ સંસારમાં જે નામરૂપ દેખાય છે તે સઘળું મિથ્યા છે અને શિવરૂપ આત્મતત્વ સત્ય છે એવી રીતે નિરંતર ચિંતવ્યા કરવું. સંસારનું સ્વરૂપ આગળ વર્ણવાઈ ગયું છે એટલે અહીં વિસ્તાર નથી કર્યો. સ્ત્રી-પુત્રાદિક પદાર્થો, જેનેવિષે મમતા બંધાય છે તે અને જે જન્મ-મરણના સાધનરૂપ થાય છે તેમાં મિથ્યાબુદ્ધિ રાખવી, અને નિર્વિકાર ચૈતન્યના અંશરૂપ મારૂં સ્વરૂપ છે એમ સમજવું. સમજીને સદૈવ પરબ્રહ્મમાં પરાયણ રેહેવું. એવી રીતે સ્થિતિ થવાથી

ઉત્તમ ગતિ મળે છે. જ્યાંસુધી સંસારમાં મિથ્યાપણું સમજાયું નથી અને જ્યાંસુધી આત્મતત્વ ઓળખાયું નથી ત્યાંસુધી ચોરાશી લાખનો ફેરો કર્યા કરવો પડે છે. માટે પૂર્વપુણ્યથી મનુષ્યદેહ મળ્યો છે તો તેને સફલ કરવા સંસારનું મિથ્યાપણું ચિંતવ્યા કરી આત્મતત્વનું ચિંતવન કર્યા કરવું. જેથી આ લોક અને પરલોક એ બેય સુધરે છે.

---

कंठं गता वा श्रवणं गता वा
प्रश्नोत्तराख्या मणिरत्नमाला ॥
तनोतु मोदं विदुषां प्रयत्नात्
रमेशगौरीशपदौ सुसेव्यौ ॥ ३२ ॥

અર્થ

ગળામાં કે કાનમાં ગયેલી આ પ્રશ્નોત્તર રૂપ મણિરત્નમાળા, પ્રયત્નથી સેવા કરવા યોગ્ય હરિહરના ચરણારવિંદ જેમ વિદ્વાનોને[1] આનંદ આપે તેમ આનંદ આપો.

**इति परमेश्वर भक्तिपरायण तुलसीदासानुकृता मणिरत्नमाला समाप्ता.**

---

૧ વિદ્વાનો એટલે વ્યાકરણ આદિનો વાદ કરનારા નહિ; પરંતુ સત્યા સત્યના વિચારવાળા.

## શ્રી વેદધર્મસભા કાર્યાલયમાંથી મળતાં પુસ્તકોનું

# પ્રાઈસ લીસ્ટ

**સ્થાપના સંવત ૧૯૨૮.**

---

**વેદધર્મનું જ્ઞાન** આર્યબંધુઓમાં **ફેલાવવા,**

**વેદધર્મપર** વધતી જતી **અનાસ્થાનો** નાશ કરવા,

વેદમાં કહેલા **સનાતન ધર્મમાં** આર્યબંધુઓને અનુરાગી કરવા,

**દેશકાલાનુસાર** યોગ્ય વિચારપૂર્વક યોગ્ય સાધનો યોજવા,

આ હેતુઓ પાર પાડવા માટે અમારાં પુસ્તકો વાંચી, વિચારી, મનન કરો, એજ અભ્યર્થના.

લી૦ વ્યવસ્થાપક,

**વેદધર્મસભા,**

૩૭-૩૯, ફોરબસ સ્ટ્રીટ, કિતી બીલ્ડીંગ,

**મુંબઈ.**

શ્રી રામબાવા કૃત

# પંચીકરણ

પંડીતજી જયકૃષ્ણ જીવનરામજી કૃત

## ટીકા સાથે

આ અતિ બોધદાયક શાસ્ત્રીય વેદાંત ગ્રંથની ૧૭ આવૃત્તિઓ આજ સુધીમાં થઇ છે.

તેની મરાઠી ભાષાન્તરની પાંચ આવૃત્તિઓ તથા હિન્દીની બે આવૃત્તિઓ થઇ છે. અને તેની સેંકડો પ્રતો દર વર્ષે ખપે છે.

એ વાંચવાથી વેદાંત શાસ્ત્રનું અધ્યયન બહુ સારૂં થાય છે.

પંચીકરણ ગુજરાતી ટીકા સાથે કીં. રૂ. ૧-૮-૦

,, મરાઠી ટીકા સાથે કીં. રૂ. ૨-૦-૦

,, હિન્દી ટીકા સાથે કીં. રૂ. ૨-૦-૦

# વેદાન્ત દર્શન

તથા

## બીજા વેદાંત સંબંધી વિષયો.

રચનાર રા. રા. વિશ્વનાથ પી. વૈદ્ય,
બી. એ, એમ. આર. એ, એસ.

આ ગ્રંથમાં શાંકર વેદાંત સંબંધી બહુ ઉત્તમ વિચારો બહુ સરલ રીતે સમજાવેલા છે. તથા એક મહાપુરૂષનાં ચરિત સંબંધી વિચાર છે. નવી આવૃત્તિ તૈયાર થાય છે. કીં. રૂ. ૧-૦-૦

# देवी भागवत्

આ અપૂર્વ પુરાણ ગ્રન્થને પુસ્તકના આકારમાં, ટીકા સ્થાને ગુજરાતી ભાષાંતર સાથે, ઉંચા કાગળ તથા ઉત્તમ ટાઇપથી છાપેલો છે.

કીંમત રૂ.

---

# योग वासिष्ठ

આ ગ્રન્થ છપાવવાના હિસાબને માટે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ, ને આપેલ છે.

---

**श्री मच्छंकराचार्य कृत**

# चर्पट पंजरिका

ગુજરાતી ભાષામાં સરળ તથા વિસ્તારવાળી ટીકા સાથે. નવી આવૃત્તિ તૈયાર થાય છે.

